श्रीमन्महाराजा सयाजीराव गायकवाड सरकारना उदार आश्रयथी

पं. लावण्यसमयकृत—

# विमलप्रबंध.

" राणि राउलि सूरा सदा, देवि अंबावि प्रमाण;
पोरआड परगट्टमल, मरणि न मूकइ माण "



संशोधक

मणिलाल बकोरभाई व्यास. सुरत.

छपावी प्रसिद्ध करनार

मणिलाल बकोरभाई व्यास.

नागरफळीआ-सुरत.

छापनार-मटुभाई भाईदास.

छापवानुं ठेकाणुं—खु. अ. ना धी सुरत जैन प्रीन्टीग प्रेस

खपाटीया चकला-सुरत.

प्रति १००० संवत १९७०



मुल्य रु. १।

# અર્પણ પત્રિકા.

સન્મિત્ર ડાહ્યાભાઈ કલ્યાણજી દેશાઈ

બી. એ. એલ એલ. બી.

સુરત.

ગુજરાતની ઐતિહાસિક બાબતોનો અભ્યાસ કરવા મે તમારૂ ધ્યાન ખેચ્યું ત્યારથી તમે આ વિષયના મારા સહાધ્યાયી થયા છો ઐતિહાસિક અભ્યાસને માટે જોઈતા ગ્રંથો મેળવવામા તમે મને વારવાર મદદ કરતા રહ્યા છો મારી માદગીનો એક અણીબાણીનો વખત સાચવીને તમે મને જન્મભરનો ઋણિ બનાવ્યો છે તમારીજ પ્રેરણાથી હુ જૈનસાહિત્યનો અભ્યાસ કરવા પ્રેરાયો અને આ બધા ઉપરાંત વિમલપ્રબધ પ્રસિદ્ધ કરવાના ખર્ચ માટે જ્યારે હુ ચિતામાં હતો ત્યારે પ્રસિદ્ધી ખર્ચનો બધો ભાર પોતાને માથે ઉપાડી લેવાનું વચન આપીને તમે મને ઉત્તેજિત કર્યો. તમારા આ ઉપકારથી નમ્ર થયેલા અતકરણે વિમલપ્રબધ સાથે તમારૂ નામ જોડીને હું આનદ પામુ છુ.

તમારો આભારી

શ્રા, સુ. ૭ સ. ૧૯૭૦ — મણિલાલ બકોરભાઈ વ્યાસ.

# ઉપોદ્ઘાત.

**विमलप्रबंध** સંવત્ ૧૫૬૮ માં પાટણના જૈન મુનિ **લાવણ્ય-સમય** ગણિએ રચ્યો છે અને તેની સંવત્ ૧૫૮૪ માં લખાયેલી પ્રતિ પ્રમાણે અક્ષરશઃ તે પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે; એટલે સોળમા શતકની ભાષાના નમુના તરીકે સાહિત્યમાં આ પુસ્તકનુ સ્થાન છે સોળમા શતકની ભાષા જૂની ગુજરાતીભાષા છે. આ ભાષાના સ્વરૂપથી ગુજરાતના સામાન્ય વાચકો કેવળ અજાણ છે, તેમ પ્રતિષ્ઠિત લેખકો સુદ્ધાં એને એના ખરા સ્વરૂપમાં ઓળખાતા નથી. करइ, धरइ કે करि, धरि જોતાની સાથે કાં તો એમ પૂછવામાં આવે છે કે આ કઇ ભાષા છે, અથવા એમ કહી દેવામા આવે છે કે આ તો જૈન–માગધી ભાષા છે. પરિસ્થિતિ આવી હોવાને લીધે **જૂની ગુજરાતી** સંબંધી ખુલાસો કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે.

ખુલાસાની ભૂમિકા તરીકે ગુજરાતીભાષાના ઇતિહાસપર જરા નજર ફેરવી જવી જોઇએ

છેક અજ્ઞાન લોકો સિવાય બીજું કોઈ એમ ધારે નહિ કે આપણે હાલ બોલીએ છીએ તે ભાષા અનાદિ કાળથી આવા ને આવાજ રૂપમા ચાલતી રહેલી હોવી જોઇએ વ્યુત્પત્તિ શીખતા વિદ્યાર્થીઓ જાણે છે કે ગુજરાતીભાષા અપભ્રંશભાષામાંથી ઉત્પન્ન થઇ છે, અપભ્રંશભાષા પ્રાકૃતભાષામાંથી ઉત્પન્ન થઇ છે, અને પ્રાકૃતભાષા સંસ્કૃતભાષામાંથી ઉત્પન્ન થઇ છે. સંસ્કૃત અને ગુજરાતી વચ્ચે ભાષાના બીજા બે અવતાર હોવાનું શિક્ષકોના જાણવામાં હોય છે, પણ એ અવતારોનું સ્વરૂપ તેમના અંતઃકરણપર પ્રતિબિંબિત

થયેલું ન હોવાથી વ્યુત્પત્તિ કરવાના પ્રસંગે તેઓ ગુજરાતી ઉપરથી બારોબાર સંસ્કૃતને પકડવા જાય છે અને એમ કરતાં હાથમાં ન આવે તે જતું કરીને ચલાવી લેવામાં આવે છે.

ભાષા એ પ્રજાજીવનનાં ચાર અંગોમાંનું એક અગ હોવાથી પ્રજાના સામાજીક ઇતિહાસના જેવું ભાષાના ઇતિહાસનું પણ મહત્ત્વ છે. ભાષાનો ઇતિહાસ વિખૂટા પડેલા લોકો વચ્ચેના સંબંધ પર પ્રકાશ પાડે છે, મૂળ પ્રજામાં પાછળથી ભેળાયેલા લોકો વિષે માહિતી આપે છે, પ્રજાના આચારવિચાર, ધંધાઉદ્યોગ, ધર્મભાવના, સુધારણા અને મનોવૃત્તિઓનુ વલણ ભાષાના ઇતિહાસ ઉપરથી પરખાય છે. ભાષાનો ઇતિહાસ પ્રજા જીવનની અનેક ગુંચો ઉકેલવામા સહાયભૂત થઈ પડે છે ધર્મગ્રંથોમાં સચવાઇ રહેલી વૈદિક અને સંસ્કૃતભાષા જેમ આર્યધર્મ અને આર્યપ્રજાના પ્રાચીન ઐકય ઉપર પ્રકાશ પાડે છે, તેમ મધ્યકાલીન પ્રાકૃતભાષા જુદા જુદા પ્રાન્તોના પરસ્પર સંબંધપર પ્રકાશ પાડે છે.

દ્રાવિડીઅન ભાષાઓ બાદ કરતાં ભરતખંડની સર્વ પ્રાન્તિક ભાષાઓનો ઇતિહાસ વૈદિકભાષાથી શરૂ થાય છે. વૈદિકકાળમાજ **य** અને **ष** જેવા વર્ણોનો ઉચ્ચાર જુદા જુદા સ્થાનમાં વસતા ઋષિઓ જુદો જુદો કરતા હતા. વૈદિકભાષામા ઉચ્ચારભેદની વિકૃતિ આ કાળથીજ શરૂ થઇ હતી. આર્યપ્રજાનો ફેલાવો થતો ગયો અને અનાર્ય લોકો સાથે તેમનો સંસર્ગ વધતો ગયો, તેમ તેમ તેમની ભાષા વધારે વધારે વિકૃત થતી ગઇ. વિક્રમસંવત્ પૂર્વે આઠમા નવમા સૈકામાં થયેલા પાણિનિ મુનિએ **अष्टाध्यायी** વ્યાકરણ રચ્યું, તેનો હેતુ એ પણ હતો કે ઉચ્ચારભેદથી ભાષાને બગડતી અટકાવી. આ ઉચ્ચાર-ભેદ અને વિક્રમસંવત્ પહેલાં પાંચશે વર્ષ ઉપર **પાલિભાષામાં**

સંગ્રહાયેલા બુદ્ધ ધર્મના ગ્રંથો એ જોતાં પ્રાકૃતભાષાનો ઇતિહાસ ૨૫૦૦થી ૩૦૦૦ વર્ષ જેટલો લાંબો થાય છે.

અપભ્રષ્ટ થયેલી વૈદિકભાષા વધારે બગડતી અટકાવવા પાણિનિ મુનિએ નિયમબદ્ધ કરી સુધારી, તે સંસ્કાર પામેલી–સંસ્કૃત ભાષા કહેવાઇ. આ ભાષા પંડિતોની અને પુસ્તકોની ભાષા થઇ. લોકભાષા તરીકે તો અપભ્રષ્ટ થયેલી વૈદિકભાષા ચાલતી હતી તેજ બોલી ચાલતી રહી. વખત જતો ગયો તેમ તેમ પ્રાન્તોની સ્થિતિરીતિની ભિન્નતાને લીધે જુદા જુદા પ્રાન્તની ભાષા જુદું જુદું વલણ લેતી ગઈ અને તે જે પ્રાન્ત કે પ્રજાના નામ પ્રમાણે જુદા જુદા નામે ઓળખાતી થઇ.

સંસ્કૃતભાષા પુસ્તકોની ભાષા થઇ રહી તે કાળ અને હાલની ગુજરાતીભાષા લોકભાષા તરીકે ચાલતી થઇ એ કાળ વચ્ચે લગભગ અઢીહજાર વર્ષ જેટલુ અંતર મૂકવું પડે. આ અઢીહજાર વર્ષ જેટલા લાંબા કાળની ભાષાના ઇતિહાસથી આપણે અજાણ્યા રહીએ, તો તે અજ્ઞાન જેવુંતેવું ગણાય નહિ. આપણી હાલની સ્થિતિનો અને હાલની આપણી ભાવનાઓનો લાંબો ઇતિહાસ એ કાળની ભાષામાં સમાયેલો છે. મોટા મોટાં રાજકીય પરિવર્તનો, મોટાં મોટા સામાજીક પરિવર્તનો અને મોટાં મોટાં ધાર્મિક પરિવર્તનો એ કાળમાં થયા છે. આપણા પૂર્વજોની પ્રાચીન રીતભાતો, વિચાર, મતો અને અનુભવોની છાપ એ ભાષાના શબ્દોપર છપાઇ રહી છે. જો કે એ કાળે ગ્રંથ રચના સંસ્કૃતમા થતી હતી, તો પણ પ્રાકૃતભાષા કઇ છેક સાહિત્ય વગરની નહોતી. પ્રાકૃત બોલનારા આપણા પૂર્વજોમાં જ્ઞાન અને અનુભવની ઉર્મિઓ ઉભરાઇ ન હોય કે ઝીલાઇ ન હોય એ બનવાજોગજ નથી. ચંડનું 'પ્રાકૃતલક્ષણ'

વરરુચિનો "પ્રાકૃતપ્રકાશ", માર્કંડેયનું "પ્રાકૃત સર્વસ્વ" વરદરાજની **'પ્રાકૃતસંજીવિની'** આ બધાં પ્રાકૃત વ્યાકરણો અને પ્રાકૃત *પીગળનાં નામ જોતાં આપણે ખાત્રીથી કહી શકીએ કે એ કાળની લોકભાષામાં લૈકિકસાહિત્ય હોવું જોઇએ. મહારાષ્ટ્રી પ્રાકૃતનું **'ગાથા સપ્તશતી'** કાવ્ય પ્રસિદ્ધ થયું છે. દંડી કવિના કહેવાથી આપણે જાણીએ છીએ કે **"સેતુબંધ"** અથવા **'દશમુખવધ'** કાવ્ય મહારાષ્ટ્રી પ્રાકૃતમાં છે. 'મહાપુરૂષ પ્રબંધ' માં પ્રાકૃત ભાષાના **'વજ્જાલય મહાકાવ્ય'** નું નામ આવે છે; આ મહારાષ્ટ્રી પ્રાકૃતની પેઠે બીજી પ્રાન્તિક પ્રાકૃતભાષાએનું સાહિત્ય પણ અવશ્ય હોવું જોઇએ. દક્ષિણના કરતાં ઉત્તરભારતને રાજકીય ઉથલપાથલ વધારે સહન કરવી પડી છે, એવા કાળમાં નિરુપયોગી લાગતા સાહિત્યને સાચવી રાખવાની કોઇએ કાળજી કરી ન હોય એ સ્વાભાવિક છે, છતાં હજી પણ જો કાળજી રાખવામા આવે તો તેમાંનો કંઇક અવશેષ હાથ લાગવાનો સંભવ છે. જૈનો પાસે એ ભાષાના સાહિત્યનો બહોળો સંગ્રહ છે અને ભાષાના ઐતિહાસિક સ્વરૂપ તરીકે તે ઘણો ઉપયોગી થઇ શકે તેવો છે, પણ "આ તો જૈનભાષા છે" એમ કહીને આપણે તેના તરફ દુર્લક્ષ કરીએ છીએ ઇતિહાસના પ્રકાશને અભાવે જૈનગ્રંથોની ભાષા સાથે આપણી ભાષાનો સંબંધ કેવા પ્રકારનો છે તે આપણે જાણતા નથી, **'જૈનભાષા'** તરીકે આપણે તેને ઓળખીએ છીએ અને તેનાથી દૂર રહીએ છીએ.

મૃતભાષાનું સ્વરૂપ તે ભાષાના કાળે રચાયલા સાહિત્યમાં જોઇ શકાય. મને લાગે છે કે બ્રાહ્મણવર્ગના લોકો

---

*'માત્રા પીંગળ' નામના પ્રાકૃત પીંગળની તૂટક પ્રતિ મારી પાસે છે.

સંસ્કૃતમાં ગ્રંથ રચના કરતા હતા તે કાળે પણ વાર્તાઓ અને નાટકો જેવા લૌકિક સાહિત્યને તો પ્રાકૃતનોજ આશ્રય લેવો પડતો હોવો જોઇએ. પ્રાકૃત કથાઓ અને પ્રાકૃત નાટકો કાળના પ્રવાહમાંથી બચીને આપણા વખત સુધી જીવતાં રહેવા પામ્યાં નથી; પણ તેના તૂટક તૂટક કકડા*મળી આવે છે અને કાલિદાસ જેવા મહાકવિનાં નાટકોમાં પણ પ્રાકૃતને સ્થાન મળ્યું છે, એ જોતાં લૌકિકસાહિત્ય પ્રાકૃતમાં રચાતું હતું એમ અનુમાન કરવાને સબળ કારણ મળે છે.

બૌદ્ધ અને જૈન ધર્મના પ્રવર્તકો પ્રાકૃતભાષાના કાળે થયા અને તેમણે પોતાના સિદ્ધાંત લોકભાષામાં પ્રસિદ્ધ કરવાનો આગ્રહ રાખ્યો, એથી એમના ગ્રંથો પ્રાકૃતભાષામાં સંગ્રહાયા આર્યપ્રજા એ કાળે આખા ભરતખંડમાં પ્રસરી હતી, તો પણ તેમની વિશેષ વસ્તી ઉત્તરભારતમાં હતી. સ્થાનભેદથી એમની ભાષામાં જુદા જુદા ભેદ પડયા હતા અને તે દરેક ભેદ જુદી ભાષા તરીકે ઓળખાતો હતો. મથુરાની આસપાસની ભાષા **શૂરસેની** કહેવાતી, મગધદેશમાં બોલાતી તે **માગધી** કહેવાતી, આસામ અને નેપાળ તરફની ભાષા **પૈશાચી**ભાષા કહેવાતી, એમ જુદા જુદા સ્થળની ભાષા જુદું જુદું રૂપ અને જુદું જુદું નામ પામી હતી, છતાં તે બધી ભાષાઓ મૂળરૂપે એક હતી. ગુજરાતીભાષામાં સુરતીબોલી અને કાઠિયાવાડીબોલી વચ્ચે જેમ થોડાએક શબ્દો અને થોડાંએક રૂપોનો ભેદ હોવા છતાં તે જુદી જુદી ભાષાઓ નહિ પણ એકજ ભાષાના પેટાના પ્રાન્તિક પેટાભેદ છે, તેમ એ કાળની જુદા જુદા પ્રાન્તોની ભાષા થોડાએક શબ્દો અને થોડાંએક રૂપોમાં

---

*'માધવા નળની કથા' એ પ્રાકૃત સંસ્કૃત વાર્તાના થોડાએક પાનાં મને મળ્યાં છે, તેમજ કાશીના કોઈ પંડિતકૃત 'કૃષ્ણચરિત્ર' નાટકના ટુકડા મેં જોયા હતા (ઘણું કરીને તે મારી પાસે છે) તે બધા પ્રાકૃતમાં હતા.

જુદી પડતી હોવા છતાં ભાષા તરીકે એક ભાષા હતી ને બધી ભાષાઓ **પ્રાકૃતભાષા** એ એકજ ભાષાના નામે ઓળખાતી હતી. જૂનામાંજૂનું અને પ્રતિષ્ઠા પામેલું મગધના પંડિત વરરૂચિકૃત '**પ્રાકૃતપ્રકાશ**' નામનું પ્રાકૃતભાષાનું વ્યાકરણ છે, એ વ્યાકરણ વડે જેમ જૈન સૂત્રો સમજી શકાય છે, તેમ પેંઠણના રાજા શાતવાહને રચેલું '**ગાથા સપ્તશતી**' મહારાષ્ટ્રીપ્રાકૃતમાં છે, તે પણ સમજી શકાય છે. **હેમચંદ્રાચાર્યે** પ્રાકૃતભાષાનું વ્યાકરણ રચ્યું છે, તેમાં પ્રાકૃતભાષાના નિયમો સમજાવવા ૭૨૯ સૂત્ર આપ્યાં છે. સર્વ પ્રાકૃતભાષાને લાગુ પડતાં એ સૂત્રો પછી શૂરસેનીભાષા માટે ૨૭ સૂત્રો, માગધી ભાષા માટે ૧૬ સૂત્રો, પૈશાચિકભાષા માટે ૨૨ સૂત્રો, ચૂલિકાપૈશાચી માટે ૫ સૂત્રો અને અપભ્રંશભાષા માટે ૧૨૧ સૂત્રો આપીને એટલા અંશમાં એ ભાષાઓ એક બીજાથી જુદી પડતી છે એમ બતાવ્યું છે. આ સૂત્ર સંખ્યા ઉપરથી જોઈ શકાય કે પ્રાકૃત નામે ઓળખાતી ભાષા કેટલી વ્યાપક હતી અને પ્રાન્તિક ભાષાભેદ કેટલો નજીવો હતો.

પ્રસિદ્ધવૈયાકરણ હેમચંદ્રાચાર્ય કહે છે કે જૈનસૂત્રો અર્ધ માગધીમાં છે. આપણે અનુમાન કરી શકીએ કે અર્ધમાગધી તે બીજી કોઇ નહિ પણ ગુજરાતની તે કાળની લોકભાષા હોવી જોઇએ. અર્ધમાગધી શબ્દનો ભાવાર્થ એટલોજ હોઇ શકે કે કંઇક શબ્દો માગધી છે અને કંઇક બીજા પ્રકારના છે, અથવા એમ પણ હોઇ શકે કે તે માગધીભાષા સાથે મળતી છે પણ માગધીભાષા નથી. પાછળ કહેવામાં આવ્યું તેમ એ કાળની સર્વ ભાષાઓ એક ભાષા જેવી હતી, સર્વ સગી બહેનો હતી અને સર્વનો સંસ્કૃત સાથે સીધો સંબંધ હતો, એટલે માગધી સાથે જેમ ગુજરાતીપ્રાકૃત મળતી છે તેમ મહારાષ્ટ્રી પ્રાકૃત પણ

મળતી છે અને પ્રાકૃતના પેટાની બીજી બધી ભાષાઓ પણ મળતી છે.*

જૈન ગ્રંથોમાં જણાવવા પ્રમાણે સંવત્ ૫૧૦ માં વલ્લભીપુરમાં મળેલી જૈનપરિષદે જૈનગ્રંથો પુસ્તકારૂઢ[1] કર્યા. સમર્થ ભાષાશાસ્ત્રી પ્રોફેસર વેબર કહે છે કે જૈનસૂત્રો આ વખતે સ્થાનિક[2]ભાષાનું રૂપ પામ્યાં. મહાવીર સ્વામીની જન્મભૂમિ મગધમાં હતી પણ એમણે જે ઉપદેશ આપ્યો હતો તે સૂત્ર રૂપે આપ્યો નહોતો. વાર્તા રૂપે એમણે કરેલો ઉપદેશ એમના ગણધરોએ સૂત્ર રૂપે ગુંથ્યો હતો. એમ માનવામાં આવે છે કે મગધમા મળેલી પહેલી જૈનપરિષદે માગધી ભાષામાં સૂત્રસંગ્રહ કર્યો હતો પ્રો. વેબર કહે છે કે વલ્લભીપુર પરિષદે એ સૂત્રોને સ્થાનિકભાષાનું રૂપ આપ્યું. પોતાના સિદ્ધાંત અભણ લોકો, સ્ત્રીઓ અને બાળકો સુદ્ધાં સર્વ સમજી શકે એવી ભાષામાં ધર્મોપદેશ થવો જોઇએ, એવો બૌદ્ધ અને જૈનધર્મપ્રવર્તકોનો ખાસ આગ્રહ હતો એ આગ્રહને અનુસરીને વલ્લભીપુરની પરિષદે જૈનગ્રંથોને સ્થાનિકભાષાનું રૂપ આપ્યું હોય એ બનવાજોગ છે.

વિવાદને ખાતર એમ માનીએ કે જૈનસૂત્રોની ભાષા તે ગુજરાતીપ્રાકૃત નહિ પણ માગધી અથવા બીજી કોઇ પ્રાકૃત છે, તોપણ પરિણામમાં આપણે માટે કંઇ મોટો ફેર પડવાનો નથી. બધી પ્રાકૃત લગભગ મળતી હતી અને બધા પ્રકારની પ્રાકૃત બોલનારી પ્રજા સાથે આપણો સંબંધ હતો. સંબંધ હતો એટલુંજ નહી પણ જુદા જુદા પ્રાન્તવાસીઓનું ગુજરાત વાસસ્થાન હતુ. જુદી

---

* જિનકીર્તિસૂરિકૃત ‘ષડ્ભાષા સ્તવન’ નામના છત્રીસ ટુકના કાવ્યમા છએ પ્રાકૃત ભાષાઓની છ ટુંક આપીને એ ભાષાઓનું સ્વરૂપ સ્પષ્ટ બતાવ્યું છે. એ કાવ્ય પૂરતા વિવેચન સાથે હું જુદું પ્રસિદ્ધ કરીશ.

૧. પુસ્તકપર ચઢાવ્યા–લખ્યા ૨. ગુજરાતી પ્રાકૃત–તે કાળની લોકભાષા.

જુદી પ્રાન્તિક પ્રજાઓના મિશ્રણનું પરિણામ હાલની ગુજરાતી પ્રજા છે, તેમ જુદી જુદી પ્રાન્તિક ભાષાઓના મિશ્રણનું પરિણામ હાલની ગુજરાતીભાષા છે. જે જે પ્રાન્તની પ્રજાએ ગુજરાતમાં વાસો કર્યો તે તે પ્રાન્તની પ્રાકૃત ભાવિ ભાષાની કારણભૂત થઇ.

જે ભાષા વ્યાકરણ અને કોશથી નિયમિત થઇ હોય, જે ભાષાનું સાહિત્ય બહોળું વિસ્તાર પામેલું અને લોકપ્રિય હોય, જે ભાષા કેળવણી પામેલા જનસમૂહની લોકભાષા હોય અને જે ભાષાને પરભાષા બોલનારી પ્રજાનો સંપર્ક બહુ ઓછો હોય, તે ભાષા ઘણા લાંબા કાળ સુધી જીવતી રહી શકે એથી ઉલટું જે ભાષાને એ સાધનો પ્રતિકૂળ હોય તે ભાષા બહુ જલદી રૂપાંતર પામી જાય. પ્રાકૃતભાષાને બંધારણવાળી સંસ્કૃત ભાષાનો બહુ સારો સહાયો હતો અને તે બોલનારો લોકસમૂહ કેળવાયેલો હતો, પણ તેનું સાહિત્ય બહુ અલ્પ હતું, તેમ પરદેશી પ્રજાઓનો સંપર્ક તેને અહર્નિશ દૂષિત કર્યા કરતો હતો; આ પ્રતિકૂળ સંજોગોને લીધે વૃદ્ધાવસ્થા પામેલા માણસની પેઠે ક્ષીણ થતાં થતાં તે રૂપાંતર પામી ગઇ પ્રાકૃતભાષા ક્યારે રૂપાંતર પામી તે નક્કી કરવા જેવું ખાત્રી ભર્યું સાહિત્ય વિદ્યમાન નથી, અનુમાનથી એમ કહી શકાય કે વિક્રમસંવત્‌નું સાતમું આઠમું શતક તે પ્રાકૃતભાષાનો અંતકાળ અને અપભ્રંશભાષાનો આરંભકાળ. પ્રાકૃતનું રૂપાંતર થઇને જે ભાષા ચાલતી થઇ તેનું નામ **અપભ્રંશભાષા.** જો કે અપભ્રંશભાષા એ શબ્દ પ્રાકૃત ભાષાની પેઠે વિશાળ અર્થમાં પણ વપરાતો હતો અને આભીરી (આહીરી) વગેરે ખાસ ભાષાઓને પણ તે લગાડવામાં આવતો હતો, છતાં વિશેષે કરીને ગુજરાતી અને માળવામાં ચાલતી આઠમા શતક પછીની ભાષાને **અપભ્રંશભાષા** એ નામ આપવામાં આવ્યું છે. માળવાના

ભોજરાજાનો સમય જે સંવત્ ૧૦૭૮ પછીનો નિર્ણીત થયો છે, તે કાળે અપભ્રંશભાષા ચાલતી હતી. આ સમય તે ગુજરાતના ચૌલુક્ય મહારાજા પહેલા ભીમદેવનો સમય છે વિમલપ્રબંધના નાયક વિમળશાનો સમય તે પણ આ સમય. આ સમયે પણ ભરતખંડની સર્વ ભાષાઓ વચ્ચે ઘણું સામ્ય હતું. પ્રાન્તિક ઉચ્ચારભેદે પ્રત્યયો હેરફેર હોવા છતાં શબ્દોનાં મૂળરૂપ સર્વત્ર મળતાં આવતાં હોવાથી વ્યાપારીઓ વગર અડચણે એક બીજા પ્રાન્ત સાથે વ્યવહાર ચલાવી શકતા અને મુસાફરો વગર સંકોચે એક બીજા પ્રાન્તમાં મુસાફરી કરી શકતા. જૈનસાધુઓ જેઓ હંમેશાં દેશભાષામાં ઉપદેશ આપતા હતા, તેમને એકથી બીજા પ્રાન્તમાં જઇ ઉપદેશ કરવાને ભાષાની અડચણ નડતી નહોતી. મુસલમાની રાજ્યકાળ શરૂ થયા પછી બીજા પ્રજાકીય સંબંધોની પેઠે દેશનો ભાષાસંબંધ પણ વધારે વધારે તૂટતો ગયો. રાજકીય અવ્યવસ્થાને લીધે જે તે પ્રાન્તનો વ્યવહાર જે તે પ્રાન્તમાં સંકોચાયો, ભાષામાં દિન પ્રતિદિન પ્રાન્તિક વિકાર વધતા ચાલ્યા અને દરેક પ્રાન્તભાષા જુદી ભાષા તરીકે વધારે વધારે સ્પષ્ટ થતી ગઇ સદ્ગત સાક્ષરશ્રી નવલરામભાઇ એ કાળની ભાષા સ્થિતિ માટે આ પ્રમાણે કહે છે.—

"આશરે સાતસેં આઠસેં વર્ષ ઉપર જોઇશું તો માલમ પડશે કે 'આપણું' ભાષા ઐક્ય હાલ છે તેથી પણ બહુજ વધારે હતું. એ સમયના ગ્રંથો અને પ્રાકૃતભાષાના અર્વાચીન શોધકોના કહેવાથી સાબીત થયું છે કે એક વખત ઉપર ગુજરાતમાંજ નહિ પણ પંજાબ, સિંધ, કચ્છ, મેવાડ, મારવાડ વ્રજ, ખાનદેશ, ઉડિયા, અને ઠેઠ બંગાળા સુધી લગભગ એક સરખીજ ભાષા બોલાતી હતી.

અલબત્ત તે ભાષા ગુજરાતી કે હિંદી એ નામથી ઓળખાતી નહોતી, પણ અપભ્રંશ એવું તેનું સામાન્ય નામજ હતું. બેશક તેમાં પ્રાંત ભેદ ઘણાજ હશે-હાલ જે જુજ પ્રાંત ભેદોને માટે કેટલાક મિથ્યા ઝઘડો ઉઠાવવા તત્પર જણાય છે તેના કરતાં સો ગણા વધારે, તો પણ તેણે એક સામાન્યરૂપ પકડેલું, અને સામાન્ય વર્ગે અંધમમત્વ છોડી તેજ આનંદથી સ્વીકારેલું.

પણ મુસલમાનો આવ્યા અને બીજા ઐક્યની સાથે આપણું ભાષા ઐક્ય પણ તૂટયું. ઠેકાણે ઠેકાણે લડાઇના રણશિંગાં ફૂંકાવા લાગ્યાં. મારફાડ ને નાસભાગ ચાલી, બધા પોતપોતાના પ્રાંતમાં પ્રયત્ન વડે સંતાઇ રહેવા લાગ્યા, અને પરસ્પરનો સહવાસ એટલો બધો બધ પડી ગયો કે એક પ્રગણાના-લોક બીજા પ્રગણામાં પણ ભાગ્યેજ જવાની હિંમત ચલાવતા. આવી સ્થિતિમાં પ્રાંતભેદે જોર પકડી પોતાનાં ખાસ લક્ષણો ખીલવી, ભિન્ન ભિન્ન ભાષા રૂપે વછૂટા પડવા માંડયું, એટલે ગુજરાતી, કચ્છી, મેવાડી, મારવાડી, પંજાબી, વ્રજ વગેરે હાલની ભાષાઓ થઇ.”

(નવલગ્રંથાવલિ. પૃ. ૪૦૪)

વિક્રમસંવત્‌ના આઠમા શતક પછીના એટલે પંચાસરના પતનકાળથી માંડીને પાટણના રજપુતરાજ્યની આખર સુધીના કાળને **અપભ્રંશભાષાનો કાળ** કહી શકાય. એ પછીની ભાષાને આપણે જૂની ગુજરાતી ભાષા કહીશું. સંવત્‌ ૧૩૦૦ થી ૧૬૦૦ સુધીનાં ૩૦૦ વર્ષને આપણે **જૂની ગુજરાતીનો કાળ** કહીશું.

વિદ્વાન્‌ શાસ્ત્રી વ્રજલાલ કાળિદાસ ગુજરાતી ભાષાના ઇતિહાસમાં જૂની ગુજરાતીનો કાળ સંવત્‌ ૧૧૦૦ થી ૧૫૦૦ સુધીનો

૫૧૭૧ 

ઠરાવે છે, પણ એ કાળની ભાષા વિષે આપણે જે માહિતી મેળવી શકીએ છીએ, તે ઉપરથી જૂની ગુજરાતીના કાળ સંબંધીનું શાસ્ત્રીનું અનુમાન ફેરવવાની આપણને જરૂર પડે છે. સંવત્ ૧૧૦૦ એટલે સિદ્ધરાજનો પૂર્વસમય. સિદ્ધરાજના સમયે પ્રસિદ્ધ વૈયાકરણ હેમચંદ્રાચાર્યે અપભ્રંશભાષાનું વ્યાકરણ રચ્યું છે. હેમચંદ્રાચાર્ય ગુજરાતમાં જન્મેલા હતા:અને પાટણના રાજકર્તાઓ સાથે બહુ ગાઢો સંબંધ ધરાવતા હતા. એમણે સંસ્કૃતથી માંડીને પોતાના કાળે ચાલતી અપભ્રંશ ભાષા સુધીની મુખ્ય મુખ્ય સર્વ ભાષાઓનું સ્વરૂપ નિર્ણિત કર્યું છતાં ગુજરાતી ભાષા માટે કંઇ લખ્યું નહિ, તેથી એમ કહી શકાય કે એ કાળે ગુજરાતીભાષા વિદ્યમાન હોત તો તેના નિયમો બાંધવાને તે કદી પણ દુર્લક્ષ કરત નહિ. હેમચંદ્રાચાર્ય જેવા સૂક્ષ્મદર્શી વિદ્વાનને માટે એમ ધારી શકાય નહિ કે તેમણે મૃતભાષાઓનાં વ્યાકરણ રચ્યાં અને વર્તમાન ભાષાને માટે વ્યાકરણની જરૂર માની નહિ હેમચંદ્રાચાર્યના સમયે ગુર્જરભાષા એ નામ વિદ્યમાન્ હોવું જોઇએ એમ માનવાને પણ કારણ છે. એ સમય પહેલાં ઘણા લાંબા કાળની 'ગુર્જરપ્રજા' અને 'ગુર્જરદેશ' એ શબ્દો ચાલ્યા આવતા હતા, અને જો એક પ્રજાનું નામ તેજ તે દેશનું નામ પણ હોય તો તેમની ભાષા પણ તેજ નામે ઓળખાતી હોવી જોઇએ. પરસ્પરાશ્રિત આ સંબધોનો વિચાર કરતાં એમ માનવું પડે કે હેમચંદ્રાચાર્યના સમયમાં **ગુર્જરપ્રજા, ગુર્જરદેશ** અને **ગુર્જરભાષા** એ ત્રણે શબ્દો વિદ્યામાન હોવા જોઇએ.

ગુર્જરવાણિયા, ગુર્જરસુથાર, ગુર્જરસોની, ગુર્જરકુંભાર, વગેરે નામોમાં ચાલતા રહેલા 'ગુર્જર શબ્દ ઉપરથી આપણે સમજી શકીએ કે 'ગુર્જર' એ નામે ઓળખાતા લોકોનો કોઇ મોટો

સમૂહ પાછલા કાળે હોવો જોઇએ. ઉત્તરમાંથી આવેલો એ સમૂહ અહીંના જે ભાગમાં વસ્યો તે ભાગ **ગુર્જરભૂમિ કે 'ગુર્જરદેશ** એ નામે ઓળખાતો થયો. પાટણના મહારાજા **ગુર્જરેશ્વર** કહેવાત અને એમના અધિકારનો મૂળ પ્રદેશ (ફક્ત ઉત્તર ગુજરાત) ગુર્જરદેશ ગણાતો સંવત્ ૧૪૦૫માં રચાયેલા 'ચતુર્વિંશતિ પ્રબંધ'મ "**वागडदेशे वटपद्रपुरं**" (વાગડ દેશમાં વડોદરા શહેર) અને "**धंधुकपुरं गूर्जरधरा सुराष्ट्रा संधिगता.**" (ધંધુકાશહેર ગુજરાતની ભૂમિ અને સોરઠની સરહદ ઉપર આવ્યું છે) એમ કહે છે કાઠિયાવાડનો દ્વીપકલ્પ એ વખતે સૌરાષ્ટ્ર અથવા સોરઠને નામે ઓળખાતો હતો અને વડોદરાની દક્ષિણનો પ્રદેશ ઘણા લાંબા કાળથી લાટ દેશને નામે પ્રસિદ્ધ હતો.* ગુર્જરદેશની ગુર્જરીભાષાની પેઠે સોરઠદેશની સોરઠીભાષા અને લાટદેશની લાટીભાષા એ નામો પણ તે કાળે વિદ્યમાન હતાં, પણ જે કારણથી હેમચંદ્રાચાર્યે પોતાન વ્યાકરણમાં ગુજરાતીભાષા માટે કંઇ લખ્યું નથી, તેજ કારણથી સોરઠી કે લાટીભાષા માટે પણ કંઇ લખ્યુ નથી, કારણ એ છે કે ગુજરાતી, લાટી, સોરઠી એ બધાં નામો કોઇ જુદી જુદી ભાષાઓનાં નહિ, પણ અપભ્રંશ નામે ઓળખાતી વ્યાપકભાષાના પ્રાન્તિક ઉચ્ચારભેદનાં નામ હતા. 'ગુર્જરદેશ' એ જેમ તે કાળે ફક્ત ઉત્તર ગુજરાતના એક પ્રાન્તનું નામ હતું, તેમ 'ગુર્જરભાષા' એ તે કાળે ફક્ત ઉત્તર ગુજરાતના પ્રાન્તિક ઉચ્ચારભેદનું નામ હતું.

સંવત્ ૧૩૬૧માં રચાયેલા 'પ્રબંધચિંતામણિ' ગ્રંથમાં પણ ગુજરાત શબ્દ ફક્ત ઉત્તર ગુજરાતનેજ લગાડવામાં આવ્યો છે અને કાઠિયાવાડના દ્વીપકલ્પને 'સોરઠ' તથા વડો

---

* ગુર્જરદેશ કરતા લાટદેશ એ નામ વધારે જૂનું છે.

દરાના દક્ષિણભાગને લાટ નામ આપવામાં આવ્યું છે. શાકે ૧૩૦૬ સંવત્ ૧૪૪૦માં નંદપદ્રપુર (નાંદોદ)ના દુર્ગસિંહનૃપના રાજ્યમાં રચાયેલા "કર્મવિપાક સારસંગ્રહ" ગ્રંથમાં નંદપદ્રપુરને ગુજરાતમાં ગણ્યું છે તે પહેલાંના કોઇ ગ્રંથમાં વડોદરાના દક્ષિણ પ્રદેશને ગુજરાતનું નામ આપેલું મારા જોવામાં આવ્યું નથી. આ ઉપરથી એમ અનુમાન થઇ શકે કે મુસલમાની રાજ્યકાળના વખતથી ગુજરાત એ એક પ્રાન્તનું નામ લાટ વગેરે બીજા પ્રાન્તોને પણ લગાડવામાં આવ્યું, ને ગુજરાત શબ્દ હાલના જેવા વિશાળ અર્થમાં વપરાતો થયો. મુસલમાન રાજકર્ત્તાઓનો અમલ પહેલવહેલો 'ગુજરાત' નામે ઓળખાતા પ્રદેશ ઉપર સ્થપાયો હતો અને ગુજરાતમાંજ એમનું પાટનગર હતું, એથી દિલ્લીના મુસલમાનો આ તરફના બધા પ્રદેશને ગુજરાતને નામે ઓળખાતા હતા. પાટણની ગાદી અમદાવાદમાં આવી અને મુસલમાની અમલ દક્ષિણ તરફ આગળ વધતો ગયો, પણ દિલ્લીમા તો ગુજરાતના સુલતાન, ગુજરાતનો મુલક અને ગુજરાતના લોક એ શબ્દોજ ચાલતા રહેલા હોવા જોઇએ. વિસ્તૃત અર્થમાં વપરાતો ગુજરાત શબ્દ દિલ્લીના દરબારમાંથી અમદાવાદના દરબારમાં આવે ને ત્યાંથી વ્યવહારમાં ભળી રૂઢ થઇ જાય એ અશક્ય નથી ઇતિહાસમાં આવા ફેરફાર થતાજ રહે છે. 'કાઠિયાવાડ +'અને 'હિંદુસ્તાન' એ નામો પણ એ રીતેજ ચાલતાં થયાં છે.

ત્યારે ગુજરાતી ભાષાની શરૂઆત ક્યારથી ગણવી, એ પ્રશ્નનો જવાબ એજ હોઈ શકે કે **જ્યારથી ગુજરાત પ્રાન્તનું નામ મટીને દેશનું નામ થયું ત્યારથી ગુજરાતીભાષા પ્રાન્તિક-ભાષા મટીને દેશ્યભાષા થઈ.**

---

+ આપણે આખા દ્વીપકલ્પને 'કાઠિયાવાડ' એ નામે ઓળખીએ છીએ, પણ ખરૂ જોતાં 'કાઠિયાવાડ' એ કાઠીલોકથી વસેલા દ્વીપકલ્પના એક ભાગનું નામ છે. દ્વીપકલ્પના રહેવાસીઓ તો હજુ પણ એ એક ભા-

+ हिअइ खडुक्कइ गोरडी, गयणी घुडुक्कइ मेहु ।
वासारत्ति पवासुहं, विसमा संकडु एहु ॥
जणु आवतउ म वारि, पुन्नहि लब्भइ एह दिणु ।
कोइ न चडसि बारि, उहट्टु लोसिइ जइ विहवु ॥

અનેજ ' કાઠિયાવાડ ' નામ આપે છે ને બીજા ભાગને ' ઝાલાવાડ ' ' ગોહેલવાડ ' ' હાલાર ' વગેરે નામે ઓળખે છે. પાછલા શતકમાં ગાયકવાડી ફોજ દ્વીપકલ્પમાં પ્રસરી ત્યારે મુખ્યત્વે કાઠીલોકો સાથે તેમને વિરોધ કરવો પડતો અને કાઠીલોકોના બંદોબસ્ત માટે ગાયકવાડી સૈન્યની મોટી છાવણી કાઠિયાવાડ પ્રાંતમાં રાખવી પડતી. ' કાઠિયાવાડ ' શબ્દ આ પ્રમાણે ગાયકવાડી સૈન્યને વધારે પરિચિત થવાથી વડોદરા દરબારમાં એ તરફનો આખો પ્રદેશ કાઠિયાવાડ નામે ઓળખાવા લાગ્યો. દરબારી શબ્દ પાછળથી વ્યવહારિક શબ્દ થયો ને આખા દ્વીપકલ્પનું નામ કાઠિયાવાડ પડયુ. હિંદુસ્તાન શબ્દનું પણ તેમજ થયું છે. પહેલાં એ શબ્દ ફક્ત ઉત્તર હિંદુસ્તાનને લગાડવામા આવતો હતો, અને હજુ પણ ભઈઆઓનેજ આપણે ' હિંદુસ્તાની ' કહીએ છીએ ને તેમની ભાષનેજ ' હિંદીભાષા ' કહીએ છીએ. થોડાં વર્ષ પહેલાં નિશાળોમાં ચાલતાં પુસ્તકોમા પણ ' ભરતખંડનો ઈતિહાસ ' ભરતખંડની ભૂગોળ ' ' ભરતખંડનો નકશો ' એમ લખાતુ હતું, આપણા જોતા જોતા ભરતખંડ શબ્દ દબાઈ ગયો છે ને ' હિંદુસ્તાન ' શબ્દ ચલણમા આવ્યો.

+હૈયામાં ગોરી ખટકે છે અને ગગનમા મેહ ધડુકે છે, એવી સ્થિતિમાં મુસાફરીનો રાતવાસો એ ભારે સંકટ છે. ( તારે ઘેર ) આવતા માણસને વારીશ નહિ. સદ્ભાગ્ય વડે એ દહાડો આવે છે. જો વૈભવ ઉલટાઇ જશે તો કોઇ બારણે ચઢશે નહિ.

पुत्तें जाए कवणु गुणु, अवगुणु कवण मुएण ।
नउ बप्पोंकी भूंहडी चंपीज्जइ अवरेण ॥
हिअडा जइ बयरिअ घणा, तउ किं अब्भि चडाहुं ।
अम्हाहिं वि हत्थडा, जइ पुणु मारि मराहुं ॥

આ નમુનાની ભાષાને "ગુજરાતીભાષા" એ નામ આપવા કરતાં "અપભ્રંશભાષા" એ નામ આપવું વધારે સારૂં છે. એના શબ્દો અને પ્રત્યયો ગુજરાતીભાષાથી એટલાબધા જુદા પડે છે કે આપણે તેને ગુજરાતી ભાષા તરીકે ઓળખી શકીએ નહિ. હેમાચાર્ય પોતે પોતાના સમયની આ ભાષાને 'અપભ્રંસ' નામ આપે છે અને મારા સમજવા પ્રમાણે એજ તેનું ખરૂં નામ છે.

'પ્રબંધ ચિંતામણિ' 'ચતુર્વિંશતિપ્રબંધ' વગેરે ચૌદમા શતકના ગ્રંથોમા સગ્રહાએલા દોહરાઓ એ કાળની ભાષાના નમુના રૂપ માની શકાય નહિ. પાછલાં બે ત્રણ શતકોના ઐતિહાસિક પુરૂષોને ઉદ્દેશીને એ દોહરા રચાયેલા છે અને તે આ પ્રબંધોના કર્તાઓએ પોતે રચેલા નહિ પણ બીજાં પુસ્તકોમાં સંગ્રહાયેલા તથા લોકોક્તિમાં ચાલતા આવેલા તે સંગ્રહ્યા છે જૂની ગુજરાતી કરતાં અપભ્રંશ ભાષા સાથે તે વધારે મળતા આવે છે. સંવત્ ૧૪૭૦ની આસપાસમાં થયેલા શ્રીધર કવિનું "કવિત ભાગવત"

---

જો બાપોતી જમીન બીજાઓથી દબાવાય તો પુત્ર જન્મવાથી શું ફળ અને મરવાથી શું નુકસાન? હૈયા! જો વેરી ઘણા છે તો શું આભે ચડીશ? (દુસ્મનોની પેઠે) અમારે પણ બે હાથ છે; કાં તો મારી અથવા મરીશું.

અને "રણુમલ્લછંદ" એ બે જૂની ગુજરાતીના ગ્રંથો મળ્યા છે. 'કવિત ભાગવત'ની તૂટક પ્રતિ મારી પાસે છે, પણ તે સંવત્ ૧૭૦૦ની લગભગમાં લખાયેલી હોવાથી ઘણીજ અશુદ્ધ છે. 'રણુમલ્લ છંદ' ઇડરના રાજા રણુમલ્લના શૌર્યને ઉદ્દેશીને રચાએલો હોવાથી એની ભાષા ભાટોની ભાષાની પેઠે જરા ગૂઢ છે એનો નમુનો આ પ્રમાણે છે.

શ્રીધર વ્યાસ કૃત રણુમલ્લ છંદમાંથી.

ईडर गढि अबहीं चढि चल्लइ, जइ रणमल्ल पासि इम बुलउ॥२७॥
सिरि फुरमाण धरवि सुरताणीय, दई दयं हाल माल दीवाणीय ।
अगर गरास दास सवि छोडिय, किरि चाकरी खानकर
जोडीय ॥२८॥

आसि वर सरिस बाहु उब्भारीय, बोलिइ इठि हेजब्ब हकारीय ।
मुझ सिरकमल मेछपय लग्गिइ, तु गयणंगणि भाण न
उग्गिइ ॥२९॥

## सिंह विलोकित.

जां अंबरपुडतलि तरणि रमिइ, तां कमधजकंध न धगड नमिइ ।
वरि वडवानल तणी झाल शमिइ, पुण मेछ न आपूं चास
किमइ ॥३०॥

जि रुक्का मलिक्का बलक्काक पारि
जि जुद्धा मुड्डद्दा सनद्धा भजाडि ।
ति भू आ खडी आ घडी दंड किज्जि
णम्मल दिट्ठे मुहि घास लिज्जि ॥ ६८ ॥×

प्रहि ऊगमि पच्छणि पट्ट करि धगडायण घूंघलि धरूं ।
ईडरलइ रा रणमल्ल कहि एकछत्र रवितलि करूं ॥७०॥।

(૨૭.-હમણાંજ ઇડરગઢ પર હુમલો લઇ જાઓ:-રણમલ્લ પાસે જઇને એમ કહો કેઃ—

૨૮. સુલતાનનો હુકમ માથે ચડાવીને એકદમ દીવાની (સુલતાનનો) *માલ (દંડ)–આપી દે, તેમ નહિ કરે તો ગરાસ અને મોટાઈ ખોઇને આખરે ગુલામની પેઠે ખાનની ચાકરી કરવી પડશે.

૨૯. રીસથી તરવારપર હાથ નાખીને રણમલ્લે હોંકારો કરી સુલતાનના સેવકને કહ્યું, મારા શિરકમલપર મ્લેચ્છનો પગ અડે (હું મ્લેચ્છને નમું) તો ગગનાગણે સૂર્ય ઉગે નહિ !

૩૦. જયાં સુધી ગગનતલ નીચે સૂર્ય પ્રકાશે છે ત્યાંસુધી રણધીર પુરૂષનું માથું ધગડા (મુસલમાન)ને નમશે નહિ વડવાનળ-

---

× આ ઉતારાના કેટલાક શબ્દો બરાબર સમજી શકાયા નથી.

— "રણમલ્લ છંદ" ની પ્રતિ સાક્ષરશ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવે પુના 'ડેક્કન કોલેજ' માંથી મેળવી છે. તે સં. ૧૬૬૫મા લખાયેલી છે.

* સરખાવો 'વિમલપ્રબંધ' ખંડ ૭, ટૂંક ૭૭, ૭૮, ૮૦)

ની જ્વાળા શમી જાય તોપણુ કદી મ્લેચ્છને એક ચાસપૂર જમીન આપીશ નહિ.

૬૮. મહા બળવાનને ધૂળમાં રગદોળે તેવા કટ્ટા મલ્લો, જે પ્રચંડ યોધ્ધાઓને પણુ નાશી જવાની ફરજ પાડે તેવા છે, તે રણુમલ્લને જોતાંજ ભોંય પર ગબડી પડે છે, ને દીનતાથી લાંબા થઇ હાથ જોડી દાંતે તણું લે છે

૭૦ ઇડરનો રાજા રણુમલ્લ કહે કે સવાર થતાં પાટણુ પાટનગર કરીને ધગડાઓને તગેડી કાઢું અને આખા દેશ એકછત્ર નીચે લાવું )

ભાલણુ, નરસિંહ મહેતા, પદ્મનાભ, ભીમ એ વગેરે જૂની ગુજરાતીના કવિ છે. એમના કાળની ભાષાને આપણે જૂની ગુજરાતી ભાષા કહીએ છીએ, કારણુ કે એ ભાષામાં હાલની ગુજરાતી ભાષાનાં જૂનાં–પૂર્વ રૂપ છે સાક્ષરશ્રી કેશવલાલભાઇએ 'રણુમલ્લછંદ' ની પેઠે આ કાળનું કર્મણુમંત્રી કૃત "સીતાહરણુ" કાવ્ય મેળવ્યું છે. એનો નમુનો આ પ્રમાણે છે.

## +કર્મણુમંત્રીકૃત સીતાહરણુમાંથી.*

જય લંબોદર વિઘ્નહર, પહિલૂં તુહ્મચૂં નામ;
સુર તેત્રીસઇ તુહ્મ તવઇ, કર્મણુ કરઈ પ્રણામ. ૧

---

+ આ કાવ્ય ૫૦૦ ટુંકનું છે. મૂળપ્રતિ સંવત્ ૧૬૦૫ના કાર્તિક વદિ ૫ મે " વે. વછા " ના હાથની લખાયેલી છે.

* બાળબોધ અક્ષરો જોઇને વાચનાર એટલો ભાગ વાચવાનું છોડી ન દે એટલા માટે આ અને આની પછીના બીજા ઉતારા ગુજરાતી ટાઈપમાં લીધા છે.

સરસતિ સામિણિ[૧] વીનવૂં, ગાઇસ્યૂં તુહ્મ પસાઇ[૨];
સાચા અક્ષર મેલવે, કર્મણુ લાગઇ પાઈ. ૨

સંવત પંનર છવ્વીસઈ, સીતાહરણુ વિચાર;
કરજોડી કર્મણુ તવઇ[૩], અહ્મહ[૪] ગિરા આધાર. ૩

દેવ સવે ચલણે[૫] નમૂં, ત્રિભુવન છઈ જે માઈ,
કર્મણુ વીનવઈ અહ્મે, ગાઉં અયોધ્યારાય. ૪

× × × ×

કરજોડીનઈ કરૂં વીનતિ, સ્વામી કોપ મ કરિસ્યુ;
તુહ્મ આગલિ વરવૂં[૬] નવિ બોલૂં, એ છઇ અનેરુ[૭] પુરિસુ[૮]. ૧૩૧

રાણા એણિ[૯] સહૂ રણિ[૧૦] ભાગા, દાણવ[૧૧] દૈત્ય ન છીપઇ;[૧૨]
સપ્ત તાડ ઇક બાણઇ વેધઈ, તેજ વાલિ રણિ જીપઇ[૧૩]. ૧૩૨

વાલિ તણા પુરુષારથ બોલ્યા, ભલા પવાડા[૧૪] કીધા;
કરી કોપ કોદંડ પૂરિઉ[૧૫], સપ્ત તાડ તિહાં વીંધા. ૧૩૩

આણંદિઉ[૧૬] એણીપરિ બોલઇ, આજ ભેદ મઈ લાધુ[૧૭];
બલિરાજા જે દાન દેયંતાં વામન રૂપિ[૧૮] બાંધુ. ૧૩૪

સુગ્રીવઇં સંગ્રામજ માંડિઉ, ઝૂઝ[૧૯] નહીં કહી લેખઈ;
બિહૂ ભડ તિહાં બાથિ આવ્યા, રામ સરીસા[૨૦] દેખઇ. ૧૩૫

---

૧ સ્વામિની. ૨ પ્રસાદ–કૃપાવડે. ૩ સ્તુતિ કરે. ૪ અમને. ૫ ચરણે. ૬ ખોટું. ૭ જુદા પ્રકારનો. ૮ પુરૂષ. ૯ એનાથી. ૧૦ યુદ્ધમાં. ૧૧ દાનવ. ૧૨ ટકી શકે. ૧૩ જીતે. ૧૪ યશોગાન. ૧૫ ધનુષ્ ચઢાવ્યું. ૧૬ ખુશી થયેલો. ૧૭ સમજ્યો. ૧૮ વામનરૂપે. ૧૯ યુધ્ધ. ૨૦ પાસે.

આણુ[21] કરી નઇ પાછા કીધા, સ્વામી કરૂ કાં સાંસુ[22] ?
અંતર વિણ આયુધ કિમ મેહેલૂં ? પ્રાણિઉ પડિઉ વરાંસું.[23] ૧૩૬
શાંખાફૂલી[24] માલ પહિરણઈ,[25] વલી આવ્યુ રણિ ચાલી;
અંગદિ જઈ નઇ વાલિ વીનવ્યુ, કિમ્હિઈ મનાવુ આલી[26].

× × × ×

અન્ન વિણાસણુ[27] જે માંનવી, રામકથા કિમ જાણઇ કવી ?
અંબોદર સરસતિ આધાર, કૂડા સાચા કહ્યા વિચાર. ૪૯૯

દુહા.

[28] જાં ધ્રૂ મેરૂ મહીધરૂ[29], જાં સાયર[30] નઈ ગુર,
તાં[31] એ રામાયણ સુણૃ[32], તે ઘરિ નવનિધિ પૂર. ૫૦૦

'સીતાહરણુ' ની ભાષા 'કાન્હડદેપ્રબંધ' અને 'વિમલપ્રબંધ' ની ભાષા કરતાં જરા વધારે સરળ છે, પણ સરળતા કે દુર્બોધતા એ કવિના જ્ઞાન, વલણ અને વિષય ઉપર આધાર રાખે છે. 'કાન્હડદે પ્રબંધ' અને સીતાહરણુ'ની ભાષા વચ્ચે ફેર છે તે ' અંધેરી નગરીનો ગર્ધવસેન' અને 'સરસ્વતીચંદ્ર' એ બેની ભાષા વચ્ચે ફેર છે તેવો છે.

'કાન્હડદેપ્રબંધ' ઝાલોરના રાજાને ઉદ્દેશીને રચાયેલો હોવાથી ઉપલક અભિપ્રાય આપીદેનારા એને મારવાડી ભાષા કહે એ બનવાજોગ છે. 'વિમલપ્રબંધ' મારવાડના કોઇ માણસે રચ્યો નથી,

---

૨૧ બળ. ૨૨ વાર. ૨૩. વિચારમાં. ૨૪ શાખાફૂલી, ૨૫ પહેરીને. ૨૬. નકામું. ૨૭ ખાઈબગાડનાર. ૨૮ જયાં સુધી. ૨૯ પર્વત. ૩૦ સાગર. ૩૧ ત્યાંસુધી. ૩૨ સાંભળે.

તેમ તે કોઇ મારવાડીને ઉદ્દેશીને રચાયેલો નથી; એના રચનારની જન્મભૂમિ અમદાવાદ છે અને તેમનું નિવાસસ્થાન પાટણ છે. પાટણની પાસેના **માલસમુદ્ર** ગામના શ્રાવકસંઘને સંભળાવવા પાટણના લોકપ્રસિદ્ધ પુરૂષને અવલંબીને આ કાવ્ય રચાયું છે. એની ભાષા સાથે ' કાન્હડદેપ્રબંધ ' ની ભાષા સરખાવી જોવાથી ખાત્રી થાય એવું છે કે ' કાન્હડદેપ્રબંધની ' ભાષા તે મારવાડી ભાષા નહિ પણ જૂની ગુજરાતી ભાષા છે. એ વખતની મારવાડીભાષા ઘણી રીતે ગુજરાતી ભાષાને મળતી હોવા છતાં ખાસ લક્ષણોમાં ગુજરાતીથી જુદી પણ હતી જૈનગ્રંથોપર મારવાડી જૈનસાધુઓએ એ કાળે કરેલી ટીકાઓમા આ ફેર સ્પષ્ટ દેખાઇ આવે છે. મારવાડીઓ હાલમાં છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય "રો રી રૂ" વાપરે છે, તે પ્રત્યયો તે વખતની મારવાડીભાષામાં પણ વપરાતા હતા સંવત્ ૧૫૪૫માં એકલિંગ મહાદેવમાં લખાએલા શિલાલેખમાં **तियेरो पुत्र, तिहरो पुत्र, तिहरा पुत्र**, એવા શબ્દો લખાએલા છ. જૂની મારવાડીભાષા અને જૂની ગુજરાતીભાષા એક છે, એમ માનવું એ ભૂલભરેલું છે.

વિમલપ્રબંધના કર્તા જૈનસાધુ હોવાથી એવો આક્ષેપ ઉભો થવાનો સંભવ છે કે **વિમલપ્રબંધની ભાષા** તે જૈનભાષા છે. ખરૂં જોતાં જૈનભાષા એ નામની કોઇ ભાષાજ નથી. જૈનો કોઇ જુદી પ્રજા નથી કે તેમની ભાષા જુદી હોય. આપણા ભાઇ પિતરાઇ-ઓમાં કેટલાક શૈવ કે વૈષ્ણવ હોય છે, તેમ કેટલાક જૈન છે. પ્રાકૃતભાષા લોકભાષા હતી તે વખતે એમના ગ્રંથો ગુંથાયેલા હોવાથી તે પ્રાકૃતભાષામાં છે. બ્રાહ્મણોના ધર્મગ્રંથો સંસ્કૃતમાં હોવા છતાં નરસિંહ મહેતા, ભાલણ, શ્રીધર વગેરે કવિઓ લૌકિક ભા-

હિત્ય લોકભાષામાં રચતા હતા, તેમ જૈનકવિઓ પણ લૌકિક સાહિત્ય લોકભાષામાં રચતા હતા. લૌકિકસાહિત્યનો આશ્રય કરવાની બ્રાહ્મણો અને જૈનો બેઉને સરખી જરૂર ઉત્પન્ન થઈ હતી ને બેઉ સરખી રીતે કામ કરતા હતા. પ્રાચીન કાળના જૈનગ્રંથકારોની ભાષા જુદી છે એમ કહેનારાઓને સાક્ષરશ્રી નવલરામભાઇ આ પ્રમાણે જવાબ આપે છે —

"એ બાબત (જૂના જૈનકવિઓની ભાષા બાબત) અમારો એવો વિચાર છે કે જૂની ગુજરાતીમા જૈન કે વેદમાર્ગીનો કાંઇ ભેદ ગણવાનો નથી, પણ એથી ઉલટું હાલ (એ કાળે) ગોરજીઓ જે ભાષામા ગ્રથ લખે છે તેજ ભાષા આખા ગૂજરાત પ્રાતની જન ભાષા હતી એ વિચાર વ્રજલાલ શાસ્ત્રીએ પોતાના એક ગ્રથમા સાફ જાહેર કીધો છે, અને જે જે વિદ્વાનો જૂની ગૂજરાતીનું અવલોકન કરે છે તેનો પણ એવોજ વિચાર થયા વિના રહેતો નથી.."

( નવલગ્રંથાવલિ પૃ ૬૯૯. )

ચોથા પાંચમા શતકનાં જૈનસૂત્રોની ભાષા અને સોળમા શતકના જૈનરાસોની ભાષા એક હોય એ તો સંભવેજ નહિ જે

---

* આ અભિપ્રાયના સમર્થનમાં ભીમ કવિ કૃત 'હરિલીલા સોળ કળા', 'કૃષ્ણદાસકૃત મોટો સુદામો' અને 'વૈષ્ણવાહ્નિક' માથી ઉતારા આપે છે. અને એ પછી સરખામણીને માટે સંવત્ ૧૬૦૬માં રચાયેલા અને સં. ૧૬૧૩માં લખાએલા વિમળસૂરિકૃત 'સારરાસ'નો થોડો ઉતારો આપે છે. જોવા ઈચ્છનાર 'નવલગ્રંથાવલિ' કે, ૧૮૭૩ના 'શાળાપત્ર' માંથી [illegible] જોઈ શકશે.

ભાષા એ કાળના બ્રાહ્મણ કવિઓની છે તેજ ભાષા એ કાળના જૈન કવિઓની છે.

જૈનકવિઓને માટે એમ કહેવામાં આવે છે કે તેઓ સાધુ હતા અને ધર્મોપદેશક તરીકે મારવાડ વગેરે બીજા પ્રાંતોમાં ફરતા હતા, તેથી એમની ભાષામાં બીજી ભાષાના શબ્દો ભળેલા છે; માટે જૈનકવિઓની ભાષા તે ખરેખરી ગુજરાતીભાષા કહેવાય નહિ. કબુલ કરવું જોઇએ કે કેટલાક જૈનરાસમાં મારવાડી પ્રયોગોનો ભેળ થયો છે અને કેટલાક રાસ મારવાડીભાષામાં લખાયેલા છે; પણ જૈનસાહિત્યમા કેટલાક ગ્રંથો આ પ્રકારના મળી આવે છે તે ઉપરથી આખું જૈનસાહિત્ય એ પ્રકારનુંજ છે એમ કહેવુ એ તો કેવળ અજ્ઞાન બતાવવા જેવું છે. નિર્ભેળ જૂની ગુજરાતીના ગદ્ય પદ્યનો જૈનો પાસે એટલો મોટો સંગ્રહ છે કે થોડાએક રાસ ઉપરથી ઉભો કરેલો એ આક્ષેપ જરા વાર પણ ટકી શકે નહિ.

મારવાડી કે હિંદીના નામે ભડકી ઉઠનારાઓએ એ પણ જાણવું જોઇએ કે મારવાડી અને હિંદી તો ગુજરાતીના લોહીમાં ભળી ગયેલી છે. આગળ કહેવામાં આવ્યું છે કે અનેક પ્રાંતભાષાઓનું મિશ્રણ થઇને હાલની ગુજરાતીભાષા બની છે. પ્રાચીન કાળમાં યાદવો મથુરાથી આવીને દ્વારકામા રહ્યા હતા. ગિરનારપરના અશોકના શિલાલેખ અને સુદર્શન તળાવ ઉપરના શિલાલેખ જોતા મગધના બૌદ્ધ રાજાઓનો અને પછી ગુપ્તવંશના રાજાઓનો અમલ ગુજરાત ઉપર ચાલતો થયો હતો. કાઠિયાવાડમા વસતી જેઠવા, વાળા (કાઠી), ચૌરા (ચાવડા), આહેર, બાબરીયા અને મેર જાતિની પ્રજા ઘણા લાંબા કાળથી ત્યાં આવીને વસી છે સિંધ અને કચ્છ-

માંથી વારંવાર અનેક જાતિના લોકો એ પ્રાંતમાં આવ્યા છે. પૂર્વ દશામાં માળવા સાથે ગુજરાતનો સંબંધ એટલો બધો વધારે હતો કે આપણી અને માળવીલોકોની ભાષા (અપભ્રંશ) એક કહેવાતી. માળવાને રસ્તેથી પણ અનેક પ્રજાઓ ગુજરાતમાં આવી વસી છે. ઉત્તર તરફ રજપુતાના સાથેનો સંબંધ પણ બહુ ગાઢ હતો. શ્રીમાળ નગર કેટલાક વખત સુધી ગુજરાતની રાજધાનીનું શહેર હતું. શ્રીમાળીબ્રાહ્મણ, શ્રીમાળી વાણિયા, શ્રીમાળી સોની, મેવાડા બ્રાહ્મણ, મેવાડા વાણિયા, મેવાડા સુથાર, પોરવાડ વાણિયા, ઓશવાળ વાણિયા, ગુજર વાણિયા, ગુજર સુથાર, ઔદિચ્ય બ્રહ્મણ, શ્રીગોડ બ્રાહ્મણ, કાયસ્થ આવી આવી અનેક જ્ઞાતિઓ ઉત્તરમાંથી આવીને ગુજરાતમાં રહી છે દક્ષિણ ગુજરાતનો પ્રદેશ ઘણીવાર દક્ષિણના રાજાઓના તાબામાં હતો. ગુજરાતની પ્રજા આમ અનેક પ્રાંતમાંથી આવી વસેલી પ્રજા છે. દરેક પ્રજાને પોતપોતાની ભાષા હોય છે અને જે માણસ આવે છે તે પોતાની ભાષા લઇને આવે છે ગુજરાતમાં વસતા પારસીઓ અને (લોટીઆ) વહોરાઓ ગુજરાતીભાષા બોલે છે, પણ ઉચ્ચારભેદનું તેમનું પોતાનું વલણ તજી શકતા નથી. (શક, પહલવ (પારસી), બર્બર વગેરે લોકોને બાદ કરતા) ગુજરાતમા આવી વસનારી બીજા પ્રાંતની પ્રજાઓની ભાષા જો કે બહુ ભિન્ન નહોતી, પણ પ્રાંતિક ઉચ્ચારભેદ તો અવશ્ય હતોજ, એ ઉચ્ચારભેદ વલોવાતા વલોવાતાં જે મિશ્રણ તૈયાર થયું તે ગુજરાતીભાષા છે.

ગુજરાતીભાષામાં આવું અનેક પ્રાંતોનું મિશ્રણ થયેલું હોવાથી જે ભાષા તરફ જોઇએ તે ભાષા સાથે ગુજરાતી ભાષાનો સંબં-

મ દેખાય છે. જુઓઃ—

"પ્રાચીન ગુજરાતી અને પ્રાચીન હિંદીનું મૂળ તો એકજ છે." (શાળાપત્ર પૃ. ૧૭/૯૮)

"મુખ્ય સ્વરૂપમા ગુજરાતી ભાષા પશ્ચિમની હિંદી સાથે ને તેથી પણ વિશેષ રાજસ્થાનીભાષા સાથે મળતી આવે છે." (શાળાપત્ર ૨૧૩/૧૯૦૯)

"ગૌડી અથવા મહારાષ્ટ્રીય મૂળ કરતાં શૌરસેની સાથે ગુજરાતીનો વધારે સંબંધ છે, કારણ કે આ પ્રાંતના પ્રથમ વસનારા લોકોને પૂર્વ અને અગ્નિ કોણ સાથે વધારે લાગતું વળતું હતું."

( ડૉ. હરિલાલ હ. ધ્રુવનો પશ્ચિમ હિંદુસ્તાનની ભાષાઓનો નિબંધ. બુદ્ધિપ્રકાશ ૨૫૮/૧૮૯૦)

"પ્રોફેસર મી ડેવિસનો મત એવો છે કે આપણી ભાષાનો પાલી સાથે અધિક નિકટ સબંધ છે." (બુદ્ધિપ્રકાશ પૃ ૨૬૧/૧૯૦૯ )

"ગુજરાતી ભાષા ગુજરાતથી જે ઉત્તરમાં દેશો છે તેમની ભાષાઓ જોડે ઘણી મળતી છે. કારણ કે ગુજરાતના લોકો ઉત્તરમાંથી આવેલા છે" (ગુજરાતી ભાષાનો ઇતિહાસ.)

જૈનકવિઓનાં કાવ્યોમાં પ્રાકૃત કે માગધી ભાષાના શબ્દો ઘણા આવે છે માટે જૈનકાવ્યોની ભાષા તે ખરેખરી ગુજરાતી ભાષા કહી શકાય નહિ, એવો પણ એક આક્ષેપ કરવામાં આવે છે. આ આક્ષેપ ઘણુંખરું અઢારમા શતકના જૈનકવિઓનાં કાવ્યો જોઇને ઉભો કરવામાં આવ્યો હોય છે. નવી ગુજરાતીના યુગના જૈન સાધુઓ જૂની ગુજરાતીમાં લખાયેલી ટીકાઓ વાચવાને લીધે જૂની ગુજરાતીથી જાણીતા રહેતા, ને તેથી લોકોચ્ચારમાં વપરાતા એકાર

ઓકારવાળાં રૂપો કરતાં જૂના ગ્રંથોમા લખાયેલાં ઇકાર ઉકારવાળાં રૂપો વધારે શુદ્ધ અને વધારે કોમળ માનીને તેમણે જૂની ગુજરાતીના શબ્દો અને જૂની ગુજરાતીનાં રૂપો વાપરવાનુ વાજબી ધાર્યું હોય એ બનવાજોગ છે નવી ગુજરાતીના જૈનકવિઓ માટે આ વાત આટલી ખરી છે, પણ જૂની ગુજરાતીના જૈનકવિઓ માટે તેમ કહી શકાય એવું નથી. જૂની ગુજરાતીના કાળના બ્રાહ્મણ કે જૈન હરકોઈ કવિનાં કાવ્ય એક સરખાં છે. કદાચ જૈનકવિઓ કાવ્યમાં અપભ્રંશ કે પ્રાકૃત શબ્દો વધારે વાપરતા હશે, ને બ્રાહ્મણકવિઓ સંસ્કૃત શબ્દો વધારે વાપરતા હશે, પણ અપભ્રંશ પ્રાકૃત તરફ અણગમો એમાંથી એકેને નથી. અપભ્રંશ પ્રાકૃત એ કાળે ઉતરી ગયેલી ભાષા હતી, પણ એનુ સાહિત્ય લોકોક્તિઓ અને પુસ્તકોમાં હયાત હતું અપભ્રંશ પ્રાકૃત આપણને જેટલી અજાણી લાગે છે તેટલી તે કાળના લોકોને અજાણી લાગતી નહોતી. ઉલટી સંસ્કૃત કરતા તે વધારે પરિચિત ભાષા હતી જૈન કવિઓ પાસે એ ભાષાનો બહોળો સંગ્રહ હતો અને તેના તેઓ અભ્યાસી હતા, એથી કાવ્યમા વ્યાવહારિક શબ્દો ઉપરાંતના શબ્દો જોઇએ તે તેઓ ચોથી પેઢીની સંસ્કૃતભાષામાં લેવાને બદલે સગી મા અપભ્રંશ કે વડીઆઇ પ્રાકૃતમાથી વધારે લેતા હોય તો તે બનવાજોગ છે મને નથી લાગતુ કે આમ કરવા માટે જૈનકવિઓ દોષપાત્ર હોય અથવા એમની ભાષા તે ગુજરાતી ભાષા નથી એમ કહેવું યોગ્ય હોય

મુસલમાની રાજ્યકાળ પહેલાં બ્રાહ્મણ ગ્રંથકારો ધર્મ અને વિદ્યાસંબંધીના સર્વ ગ્રંથો સંસ્કૃત ભાષામાં રચતા હતા. વિક્રમસંવતના છઠ્ઠા સૈકા પછી જૈનગ્રંથકારો પણ સંસ્કૃત ઉપર વળી ગયા હતા.

અપભ્રંશભાષા ગુજરાતીભાષા તરીકે ઓળખતી થઇ તે પહેલાં ઘણાખરા પ્રાકૃતગ્રંથો ઉપર સંસ્કૃત ટીકાઓ લખાઇ ગઈ હતી અને નવી ગ્રંથ-રચના ઘણુંખરૂ સસ્કૃતમાંજ થતી હતી. મુસલમાની રાજઅમલમાં આ પરંપરા તૂટી રાજકર્તાઓના જુલમથી હિંદુઓના ધર્મ અને ધર્મગ્રંથોને સંતાઈ રહેવાની જરૂર પડી. પઠનપાઠનની પરંપરા તૂટી ગઇ. વ્યવહાર અને વિદ્યાને તો પહેલાં પણ બનતું નહોતુ, તે અણબનાવ હવે વધ્યો. લોકો કેવળ અભણ થયા એટલુંજ નહિ પણ બ્રાહ્મણ વગેરે ઉપદેશકવર્ગમાં પણ વિદ્યાના ઉંડા અભ્યાસ*-ની તાણ પડતી ગઇ અવિદ્યા અંધકારમા લોકભાષાના શબ્દો ગમેતેમ ઘડાવા લાગ્યા અને મુસલમાનોના સહવાસથી અરબી ફાર્સીનો ભેળ થવા માંડયો. આ સ્થિતિમા ગુજરાતીભાષાનો જન્મ થયો સસ્કૃત દુષ્પ્રાપ્ય થતું ગયું તેમ તેમ દેશ્યભાષાના સાહિત્યની જરૂર વધતી ગઇ. લોકભાષા અને વિદ્યાનો મેળ નહિ મળવાને લીધે લોકભાષા કેવળ વ્યવહારોપયોગી શબ્દોની બનીગઈ હતી, તેનો હવે સાહિત્ય સાથે સબધ બધાયો સંસ્કૃતના ભોગે દેશ્યભાષા હવે પોષાવા લાગી. કથાવાર્તા કરનાર ઉપદેશકલોકોની અનુકૂળતા માટે સંસ્કૃત ગ્રથો ઉપર ગુજરાતી ટીકાઓ લખાવા માંડી તેમજ લોકોની ધર્મજીજ્ઞાસાનું પોષણ કરવા પૌરાણિક આખ્યાનોના દેશ્યભાષામા અનુવાદ થવા લાગ્યા. બ્રાહ્મણોને સસ્કૃતમાંથી આખ્યાનો ઉતારવાના હતા તેમ જૈનોને પણ સસ્કૃતમાથી રાસ ઉતારવાના હતા. સંસ્કૃતમાથી ઉતારાતી કથાઓમાં

---

*સંસ્કૃતભાષા તદ્દન લોપાઇ ગઇ હતી એમ કહેવાનો હેતુ નથી. આ કાળમા અને તે પછીના કાળમાં પણ સસ્કૃતમાં ગ્રથરચના થઈ છે. કહેવાનું તાત્પર્ય એટલુંજ છે કે સંસ્કૃતજ્ઞાનની સપાટી હેઠી ઉતરી ગઇ હતી.

સ્વાભાવિક રીતેજ સંસ્કૃત શબ્દો ઉતરવા લાગ્યા ને ગુજરાતી ભાષાને ચોથી પેઢીની પૂર્વજ સંસ્કૃતભાષા સાથે નવેસર સગાઇ સંધાઇ. સંસ્કૃત શબ્દો ધકેલાતાં ધકેલતા પ્રાકૃતરૂપ પામ્યાહતા અને પ્રાકૃતમાંથી ધકેલાતા ધકેલાતાં અપભ્રંશ રૂપે બહુ બેડોળ થઇ ગયા હતા, તે રૂઢ શબ્દોને સ્થાને ગુજરાતી ભાષામા નવા-કોરા સંસ્કૃત શબ્દો આવવા લાગ્યા. બીજી તરફ પ્રાકૃત **करइ, घरइ** મા સ્વરો સંધાતા નહોતા છતાં લોકોએ ઉચ્ચારમાં ટુંકાવીને **करि, घरि** નું રૂપ આપ્યુ હતુ, તે અપ્રમાણભૂત રૂપો પુસ્તક પર ચઢીને પ્રમાણભૂત ગણાતાં થયા આ પ્રમાણે ગુજરાતીભાષા પોતાની પૂર્વજભષાઓ સાથે તેમજ સંસ્કૃતભાષા સાથે બેઉ તરફ સંબધ ધરાવતી ભાષા થઇ બ્રાહ્મણકવિઓ અને જૈનકવિઓ બેઉનાં કાવ્યોમા આ બેઉ સંબંધ સ્પષ્ટ દેખાઇ આવે છે. જૈન કવિઓનુ વલણ એક હતું ને બ્રાહ્મણકવિઓનું વલણ બીજુ હતુ એમ કહેવાને કશુ કારણ નથી.

જરા વિષયાતર થવા દઇને પણ બે બોલ કહી દેવા જરૂરના છે કે ગુજરાતીભાષા જૈનોએ બનાવી છે, એવી ઉભી કરવામાં આવતી ચર્ચા અર્થવગરની છે ગુજરાતીભાષા બનાવેલી નથી પણ બનેલી છે મરાઠી, માળવી, મારવાડી, પંજાબી, હિંદી, બંગાળી વગેરે બધી પ્રાંતભાષાઓ જે રીતે બની છે તેજ રીતે ગુજરાતી ભાષા બની છે હા, ગુજરાતીભાષા બનવામાં બીજા અનેક લોકોની પેઠે જૈનોએ પણ ફાળો આપ્યો છે, અને તે ફાળો કીમતી પણ છે, પણ ભાષા જૈનોએ બનાવી છે એમ કહેવું એ તો "જૈન સાહિત્યમાં પ્રમાણભૂત ગુજરાતીભાષા છેજ નહિ.' એમ કહેનારાઓનો પ્રતિવાદ કરવા જેવું છે. શ્રીમળી, ઓશવાળ, પોરવાડ, અને બીજા બધા જૈનો ગુજરાતની આસપાસના કે તળ ગુજરાતના મૂળવતની છે. જૈનોની

કોઇ પણ જ્ઞાતિ કોઇ પરદેશમાંથી ભાષા લઇને ગુજરાતમાં રહેવા આવી નથી. હાલની પેઠે પ્રાચીન કાળે પણ બીજા બધા લોકની ભાષા તેજ તેમની ભાષા હતી જૈન ધર્મગ્રંથોની ભાષા પણ ઉપર કહ્યું તેમ એક કાળે આખા દેશમાં જે ભાષા સામાન્ય સ્વરૂપે એક હતી તે ભાષા હતી. એકંદર લોકસમૂહમાથી જૈનોને જૂદા પાડવાનો પ્રયત્ન અવિચારભર્યો અને અપ્રમાણભૂત છે.

**સોળમા શતકની ભાષા સામે સૌથી મોટામાં મોટો વાંધો** રજુ કરવામાં આવે છે તે એ કે નરસિંહ મહેતા સોળમા શતકના કવિ છે અને તેમની કવિતા હાલની ગુજરાતીભાષામાં છે, માટે સોળમા શતકની ભાષા તે હાલની ભાષા જેવીજ હોવી જોઇએ. આ વાંધો રજુ કરનારાઓને સૌથી પહેલાં આપણે એટલું પૂછવું જોઇએ કે જે કાળની ભાષા ઉપર તમે અભિપ્રાય આપો છો તે કાળે લખાયેલુ એક પણ પાનુ હાથમાં લઇને બોલો છો કે ફક્ત અનુમાન ઉપરથીજ અભિપ્રાય આપો છો? પૂરાવો છે એમ કહેતા હોય તો તે બતાવો ધ્યાનમાં રાખવું જોઇએ કે પાંચસેં વર્ષ ઉપરનો પૂરાવો જોઇએ છે. બસેં વર્ષ ઉપર લખાયેલા ગુટકામાં આમ છે ને અઢીસેં વર્ષ ઉપર લખાયેલા પાનામા આમ છે, એમ કહેવુ એ પૂરાવો કહેવાય નહિ. ભાષાનો ખાત્રી ભર્યો પૂરાવો તેજ કહેવાય કે જે કાળની ભાષા માટે આપણે બોલતા હોઇએ તે કાળની આસપાસનાં પાંચ પચાસ વર્ષની અંદર લખાયેલું હોય.

સોળમા શતકની ભાષા હાલની ભાષા જેવી હતી એમ કહેનારાઓ એ કાળમાં લખાયેલા એક પણ પાનાનો પૂરાવો આપી શકતા નથી; એથી ઉલટું જૂનાં પાનાંપોથાંનો અભ્યાસ કરીને બોલે છે તે

તો એકેએક એકમત થઇને કહે છે કે એ કાળની ભાષા હાલની ભાષા કરતાં જુદી હતી. એક બે નહિ પણ સંખ્યાબંધ પાનાં અને પુસ્તકો બતાવીને ખાત્રી કરવામાં આવે છે કે એ કાળની ભાષા હાલની ભાષાથી જુદી હતી. "ગુજરાત શાળાપત્ર," "બુદ્ધિ પ્રકાશ" "વસંત," વગેરે ભાષાસાહિત્યની ચર્ચા કરનારાં પત્રોમાં આવા ઘણા પૂરાવા પ્રસિદ્ધ થયા છે અનુમાનથી બોલનારા દુરાગ્રહ રહિત હોય તો તેમની ખાત્રી થાય તેવા દરેક પ્રકારના પૂરાવા મળી શકે એવું છે.

નરસિંહ મહેતાની કવિતા પર વિચાર કરતા પહેલાં નરસિંહ મહેતાના કાળની ભાષા માટે આપણી ખાત્રી થાય તેવા થોડાએક પૂરાવા જોઇએ.

## સં. ૧૫૮૩નું ખત.

"ઓં। સ્વસ્તિ શ્રી સંવત્ ૧૫૮૬ વર્ષે (શ્રી) ગૂર્જર ધરિત્ર્યાં સકલ રા(જાવલી) સમલંકૃત પ્રૌઢ પ્રતાપ (સકલ) રિપુ વર્ગ દહન દાવાનલ અરિકુલવરુથિની ગ (જઘટાકું) ભસ્થલ વિદારણૈક પઞ્ચાનન (મહારા)જાધિરાજ (પાતસાહ) શ્રી શ્રીશ્રીશ્રીશ્રી બાહદરસાહ સંજ્ઞે શ્રી અહિમદાવા(દ સમી) પસ્થ રાજપુરે કદાયાધિકારે કાદી શ્રી શેખ ફરીદસંજ્ઞે તથા પંચદીવાનાધિકા(રે મુ)ખતે મીરકોઇ કો(ટ્ટપા)લમંડિપિ કાયાં સર્વવ્યાપારે ખાન શ્રીમુખતે (સકલ) તલાર વ્યાપારે મહં કાહ્ના નાકરસંજ્ઞે મા....પ મી૦ ચિરજીસંજ્ઞે તથા પંચકુલ

પ્રતિ(પ)ત્તૌ દાયકગ્રાહકયોર્વંચનાત્ વિક્રીયમાણાઃ ભૂમેઃ પત્રમભિલિખ્યતે। પૂર્વં દાયકગ્રાહકયોર્નામ લિખ્યતે। દાયક વૃદ્ધસજ્જને સોની લહૂઆ આસા, લાડણ (આસા), (સં)ઘા આસા, કાશી રણાયર આસા।....ગ્રાહક પરી૦ આસા સૂદા, રવા સૂદા, વિણ્હૂ સૂદા, જાદવ દમા સૂદા, લાખા–નગા સૂદા, સારણ કસા સૂદા શ્રી ખડૂઆ। સો૦લહૂઇં, લાડણઇ,શંઘઇ,કાશીઈ, ઉત્પંન (કા)ર્યવશાતુ આપણી ભૂમિ સાહ સામલના પાડા મધ્યે હૂતી તે ભૂમિ રાજ્યટંકા ૮૦૪ આંક આઠસઈ જાદવ, લાખા, સારણનઈ આપી સહી। તે ભૂમિ પરી. આસાઈ, રવાઇ, વિણ્હૂઇ ચિરોત્તર માટઇ વેચાતી પરી૦ આસાઇ રવાઇ વિણ્રૂરૂ જાદવ(ઇ) લાખઇ સારણઇ આપણઈ કુબજી કરી દ્રામ એક મૂહિં ગિણી આપ્યા સહી। તે દ્રામ સો. લહૂઇ લાકણઇ શંઘઇ કાશીઇ આપણઇ જમણઇ હાથિં સંભાલી લીધા સહી। પૂર્વ પશ્ચિમ શ્રે. કસા અખા વનાના કેહર (।) લગઈ ગજ ૧૬ તથા ઉત્તર દક્ષણ દાલીયા લાડણ જીવા (ગાંગા) મહિરાજની એકઢાલી પછીતથી વાટ સૂધા ગજ ૩૫। એવમ જમ લઇ સર્વ ચૈ ગજ ૫૬૦ અંકે પાંચસઈ સાઠિ પૂરા। અથા ઘાટઃ। પૂર્વં શ્રે. કસા અખા વનાનૂં કેલીહ। દક્ષણ દાલીયા લાડણ જીવા ગંગા મહિરાજ। પશ્ચિમ પરી૦ દમા આસા સૂદાનૂં કેલીહ। ઉત્તરં હીડવાનુ માર્ગ શેરીનુ। તથા એવં

વિંધી ભૂમિઃ પરી૦ આસા રવા વિરુદ્દ જાદવ લાખા આરણુ આ ચંદ્રાર્ક ભોક્તવ્યા । લહૂઆ લાડણ શંઘા કાશીદાસ સંબંધો નાસ્તિ । એ ભૂમિનઈ કીધઇ કો દાવુ કરઈ તેહનઇ લહૂઆ લાડણુ શંઘા કાશી પ્રીછવઈ । પ્રદત્ત મતાનિ સાક્ષણઃ

अत्र मत्रं

सौ. आसा सूत लहूआ मतं ... શ્રી દીવાન અમલખાન
सोनी आसा सत लाडण मतं શ્રી ફ્રકરદી સરખાન તલાટ
सौ. आसा सेत शंघा मतं રાજપોર અમલ અંભરિમીં
सोनी रणायर सूत काशी मतं રાહુતા × જણા દાસ ખત
૧ એક ૮૦૪ શિ આઠ ટંકા ચારિ ભુમ તો × × લખિત
સોની આસા સત મોવીસા ખરીદ પરીખ આશા ર(વા)
વિણ્હુ લખા જાદવ સંવત ૧૮૫૩ માહા શ. ૯ બુ(ધ)
તેરીખ ૧૦

## સં. ૧૫૯૯નું ખત *

સ્વસ્તિ શ્રી નૃપ વિક્રમાર્ક્ક સમયાતીત–સંવત ૧૫ આષાઢાદિ ૯૯ વર્ષે શાકે ૧૪૬૫ પ્રવર્તમાને જ્યેષ્ટ વદિ ૧૧ ભૂમે અદ્યેહ શ્રી અહિમદાવાદ વાસ્તવ્ય–ગ્રહણકપત્ર મભિ

---

* આ બેઉ ખત મને સાક્ષરશ્રી કેશવલાલભાઈ પાસેથી મળ્યાં છે.

લિક્ષતે। શ્રી ગુર્જરધરિત્ર્યાં સમસ્ત રાજાવલી સમલંકૃત–સકલ અરિવિરૂથિની ગજઘટાકુમ્ભસ્થલવિદારણૈક પઞ્ચાનન–અલક્ષવરલબ્ધરાજ્ય–શ્રી સ્વયંવરમાલાલંકૃત કણ્ઠકન્દલ—યુવનકુલતિલક–મહારાજાધિરાજ—પાતસહા— શ્રી શ્રી શ્રી શ્રી શ્રી સુરત્રાણ–મહિમ્મુદવિજયરાજ્યે વિજારત્યાં શ્રી અફજલષાંન। તત્સમએ રાજા અહિમદાવાદ મધ્યે। ધર્માધર્મ વિચારણાર્થે કાદી શ્રી નસીરદી સઞ્ઞે ન્યાયવૃક્ષપાલનૈકમુષતે। દુર્ગપાલ શ્રી અફતિષાલ મલિક સંઞે। મીરકોઅસાધ શ્રી પીરોજ મલિક। જામતિ મણ્ડપિકાયાં શ્રી નગદલમલિક। હવેલ્યાં મી. નૂરદી મી. જલાલ। એવં પંચ કુલપ્રપતિતૌ। ઢીંકૂએ પટિલ–હાજા –નામધ્ય–પોલિ તત્ર મોદી જસા સુત મોદી સારણ તત્પુત્ર નરાઈણદાસ પરં મોદી હાદાસુત તાપીદાસકેન ગ્રહં ગ્રહણકે દત્તાનિ। ગ્રાહકનામ શ્રીશ્રીમાલી જ્ઞાતીય પરીક્ષ હાબડ સુત ૫ હાંસાં તત્પુત્ર ૩ પદ્મા–ઉદયકરણ–રત્નાકેન ગૃહીત્વા। યત રાજ્યનાણકે ટંકા ૮૦૦૪ અંકે આઠ સહિસ્ર ચિડોત્તર બધત્રસુપરીક્ષત એક મુંદ્યાનિ દત્તાનિ। કુઢીઊ ૧ નવૂં ટંકા ૬ લેષઈ। અંકે છ લેષઇ। ઘર ગ્રહણે। ઘર ષડકીબધ મધ્ય ઉપવર્ગ ૨ ગોઆરિ ૨ પટસાલિ આંગણુ સહિત સન્મુષ છાપરૂં પકવેષ્ટ વલી–ષાપ-નલીઆ–આરત–કમાડ સહિત ષડકીબધ ગ્રહણે મૂક્યાં। મોદી

નરાઇણુદાસ તાપીદાસ એણુઈ મૂંકયાં । ભાઈ ૩ સહા પદમા ઉદયકરણુ રંગા કેહ્લઇ મૂંકયાં । પાર્શ્વ ઉ-તરઈ મોદી ધના સુત સમધર સાયરનાં ઘર । ઘરપાર્શ્વ પૂર્વે મોદી તાપીદાસ નરાઇણુદાસનાં ઘર । દક્ષણે ષડકી । તત્ર અગ્રે પાટિક માર્ગે । એવં ૪ ષૂંટ । એ ઘર પરઇ આખરઈ રાજકિ દૈવકિ લાગઈ તે તથા નલીઆખોટિ ધણી છોડવતાં સર્વ વરતી આપઇ । સંચરામણી વસનાહારની । જાં લગઇ ટંકા આઠ સહિશ્ર ચિડા-તર આપઇ તિહારઇં છુટઈ તાં લગઇ ભાઈ ૩ પદમા રંગા ઉદયકરણુ વસઇ વાસઈ । બંધી અવધિ વરિષ પની । વરિષ પાંચ પછી છોડવઈ । વલતી એ માસ ૧ પ્રતિ ટં૦ ૨૫ વલઈ । વરિષ ૧ ના ટંકા ૩૦૦ વલઈ ઘર ભાડું નહીં । દ્રામ વ્યાજ નહીં । ષાલ–પરનાલ–ની છારવાટિક પૂર્વારીતિ સંબંધ । મોદી નરાઇણુદાસ તાપીદાસે ઘર ગ્રહણે ૫૦ પદમા ૫૦ ઉદયકરણુ રંગા કેહ્લઈ મૂંકયાં । અસ્ય લષિત વિધે પરિપાલન્યાય ॥

પછઇ એહિત્રૂં પરઠયું । ટંકા ૩૦૦ વરસ ૧ના વલઇ । ઓરડા બિ મધ્ય ભાગલા તે બેહૂ ૫. પદમા ૫. ઉદયકરણુ રંગાના ॥

અત્રમતં । અત્ર સાખિ

૧ મોદી હાહાસુત (આશરે ૨૮ સાક્ષી ·છે.)
તાપીદાસ મતં ઊપર લીખ તે
પરમાણુ

૧ મોદી શરણુદાસ
સુત નારાણુદાસ મતં

રા છગનલાલ વિદ્યારામ રાવળે જૂની ગુજરાતી ભાષાના કેટલાક નમુના 'ગુજરાત શાળાપત્ર'માં પ્રકટ કર્યા છે. જેમાંના એકનો નમુનો પ્રમાણે છે—

## ભુવનદીપકનું ભાષાંતર

"સંવત્ ૧૫૫૭ વર્ષે અશ્વિન માસે ૧૩ સોમે। કંડોલ ગ્નાતીય। જોસી જગનાથ॥ જોસી રંગા લખ્યતં॥

'મંગલ રક્તવર્ણ જાણિવુ, બુધ બૃહસ્પતિ સુવર્ણ જાણિવુ, રવિ ગૌર જાણિવુ, ચંદ્ર આકમદારનાફૂલ સરીખુ જાણિવુ, બુધ નિલુ જાણિવુ, શનિ રાહુ કૃષ્ણા જાણિવા। શનિ રાજા, ચંદ્ર તપસ્વી, મંગલ સોનાર, બુધ બ્રાહ્મણ, ગુરૂ વાણિયુ, શુક્ર વૈશ્ય, શનિ દાસુ, રાહુ મચલુ, એતલાં મૂલ ધાતુ જીવ ધાતુ બોલી। હવઇ ધાતુ તણૂ સ્વરૂપ કહીશઇં × × × જુ પૃછક ઉપમાના તણી પૃછા કરિ તુ જુ શુક્ર ચંદ્ર પાંચમ સ્થાનક દેખઇ તું શ. કહિવૂં। પુત્ર જન્મ હુશઇ। અથવા દેખઇ તુ પુત્ર નથી। ગ્યા દીહાડા તણ ફલ બોલીશિ।"

આ ભાષાંતર પ્રસિદ્ધ કરતાં રા છ. વિ. રાવળ ટીકા કરે છે છે કે "જ્યારે વિ સં ૧૫૫૭ એટલે નરસિંહ મહેતાની હયાતી પછીની આપણી ભાષા આવી છે, ત્યારે મહેતાના વખતની કેવી ભાષા હશે તે વિચારવા જેવું છે."

(શાળાપત્ર અંક ૧૧/૧૮૭૯)

## સ્વપ્નાધ્યાયનું ભાષાંતર.

"સંવત્ ૧૫૮૨ વર્ષે શાકે ૧૪૪૮ પ્રવર્તમાને ઉત્તરાયને જ્યેષ્ટ માસે કૃષ્ણપક્ષે દ્વાદશ્યા તિથૌ બુધ દિને બાંભણનેર વાસ્તવ્ય

મોઢ જ્ઞાતિય...*લિખિત' "શ્રી બૃહિસ્પ (તિ) કૃત સ્વપ્નાધ્યાય+"ના અર્થની લખેલી પ્રતિ મારી પાસે છે, તેનો નમુનો આ પ્રમાણે છે.—

...ક્ષીરવૃક્ષ ફુલ્યાં દિશિ, એકલુ ચડિ તત્ર બિસિ તુ ધન પામિ ઉતાવલું એ વિચાર ॥ ૮ ॥ આંબુ બીલ કુઠ ફુલ્યાં દીસિ। વધા પામીઈ, પુણ્ય રુડી ઉપજિ ॥ ૯ ॥ પ્રાસાદ માહિ જમિ, સમુદ્ર માંહિ તરિ, તુ ગુલામનિ કુલિ જન્મ હુઈ તુ પણુ રાજા હુઈ ॥ ૧૦ ॥......નાવ્યે ચઢી અનિ ચાલિ તુ જે કોઈ ગમાતરિ ગીઉ હુઈ તે આવી ઉતાવલુ એ વિચાર ॥ ૧૫ ॥ નીમાલા વિલુસ્યા દિસિ, દાંત પડયા દિસિ તુ ધનની હાંણુ કહિ। ડિલ વ્યાધ આવિ ॥ ૧૬ ॥...ભિસુ અથવા મોટકુ, ઊંટ અથવા ગર્દભિ ચડી ચાલિ દક્ષણ દિસિ તુ થોડા ધાહાડા માંહિ મૃત્ય આવિ ॥ ૧૯ ॥ ધુલાં વસ્ત્ર પહરિ, સ્ત્રી વેષિ ધુલૂં લેપ કીધ દેખિ...લક્ષ્મી આગમ કરિ ॥ ૨૦ ॥...ધૃલુ સઘલું રુડું। એતલાં નિખર। કપાસ, રાપ, હાડ, છાસ। કાલ સઘલ નિખર। એતલાં રુડાં। ગાય તથા ઘોડાં...સુણામાંહિ ઈમ દેખિ જે, હૂં પીઊંછુ અનિ કુચાં મધ્યે પિઠાછૂ। અથવા બલતા માહિ પિસિ, તુ તેહનિ લક્ષ્મી છાંડિ ॥ ..વાંકુ મૂડુ, કાલુ, પિગલુ, હસતુ, નાગુ, એહવુ દેખિ તેહનિ મૃત્ય ઢૂકડૂ આવિ ॥ ૫૦ ॥ રિતવંતી સ્ત્રી જાૂયારી......

---

*નામ ઘસાઇ ગયેલું હોવાથી વંચાતું નથી. +આ પ્રતિ પડિમાત્રામાં છે.

**વૈદિકસંસ્કાર વિધિ*** નાં પાનાંના ટુકડા મને મલ્યા છે, તેમાં વૈદિકમંત્રો સાથે વિધિ કરવા બાબત આ પ્રમાણે લખ્યું છે:—

"ત્રામાનો છર હ્યઈનિ ભણિયિ ..એણે મંત્ર કાપિયિ પૂર્વવત્। લોઢાનિ છર કાપીયિ। પિહિલૂં...ત્યાહા મૂકિ।... પાણી મૂકિ। ડાવિ પાશિ—વિષ્ણોર્દંષ્ટ્ર......ચુથુ ચોટલુ એણિપરિ કાપિ। મંત્રન ભણિ...બેહુ હાથ ઉભા કરી સાથિ લગાડી નિ ..લિ રહીનિ પેરાવિઈ। ભૂરિનિ દર્ભ પિ જુલી...અથ વીરતરેણ। તીર હ્યઈનિ ભણિ...કરિ। શીશોલીયુ ન્યોહોઠામિ ધાલું।......મંત્ર ભણિયિ। કિંપશ્યસિ પ્રજાંપશૂં પુમાનગ્નિશ્ચ વાયુશ્ચ પુમાન્ ગર્ભસ્તવો ..પ્રાયશ્ચિત્ત સરૂઆ, ૪ પાક શિરા=સંદિ...સૂઆરીયિ। પશ્ચિમાભિમુખ બિશિ ઉત્તરા ગ્રસ્તરણ સ્તરિ। પાગલ્યા ગલિ। ગૃહ્યોક્ત શૃંગા આણિ। વડનિ તેટા સાથિ...કરિ પછિ પિંડ વિસર્જિ। અગ્નિ સ્થાપનં...સો મિત્રા વરુણા પુમાન્ ।. સાવશ્વિનાવુભા ॥

હોમિ। ડાભની શેર ડૂરી હેટી લગાડીને ભણિ। વિષ્ણુ... અઘણ્ર્યાતિ તે ઊપરિ બિશિ ચમણે હાથે ચમણા ખભા ઉપરિ કરીને નાભિ દેશની વિધિ અભિમર્શન કરી...

---

*આ પાનામા કેટલેક ઠેકાણે પડીમાત્રા અને કેટલેક ઠેકાણે ઉપર માત્રા છે વચ્ચેના થોડા તૂટક કકડા મળેલા હોવાથી લખ્યાસાલ મળી શકી નથી, પણ તે સં. ૧૬૦૦ની આસપાસની હોવી જોઇએ.

## *વિક્રમચરિત્રની વાર્તા.

મધૂસુદન નામના કોઇ કવિએ ગદ્યપદ્યમાં રચેલી વિક્રમચરિત્રની વાર્તાનાં થોડાં પાનાં મારા હાથમાં આવ્યાં છે નમુનો આ પ્રમાણે છે –

દેખિ કણક અનિ કાકણાં, મોતી ઠાક અમૂલિક ઘણાં;
દેખિ ભમિ ભમર રણઝણિ, કવિ મદસદન તુ ઇમ ભણિ. ૧૬૩

× × ×

તહ્મિ આ ઘોડુ આગલ કરી, ટાંડે દિહિજો વાઘિ ધરી:
વેલા જે વર પુહુકવા તણી, અહ્મ વેલા હુસિ અતી ઘણી. ૧૮૪

× × ×

માંગલુરૂ રા કનોજહ તણુ, અલખ દેશ તેહનિ અતી ઘણુ;
ભીમરાઇ તેહનુ સુત હોએ, તે વર આંહા પધારિ સોએ ૨૦૭
લગન પછી તહ્મિ જાઉ દેશ, તહ્મનિ પુહુચાડૂં નરવેસ,
વિક્રમચરીત્ર કિહિ લક્ષ્મણ રાત, માની અહ્મિ તહ્મારી વાત. ૨૦૮

× × ×

પ્રથમિ પૂતલી બોલી। રાજાભોજ ઇણિ સંઘાસનિ તે બિસિ જે અપાર ઉદ્દાર્યગુણ હુઇ। અનેરૂ સામાન્ય ન બિસિ તુ પૂતલીના બોલ સાભલી રાજા અપાર વીસ્મય હુઉ રાજા બોલ્યું। મુ સમુ ઉદાર્યગુણ કુણ છિ। તુ પૂતલીઇ કહૂં। રાજાભોજ તૂં સમુ અનેરૂ નીચ કોએ નથી। જે આપાણુ ગુણ

*આ પ્રતિની લિપિ જોતા તે સત્તરમા સૈકાના પાછલા ભાગમ લખાઈ હોય એમ લાગે છે. લખનારે કોઇ કોઈ શબ્દોનાં રૂપ બદલી નાખેલ લાગે છે.

આમ આફણી કિહિ। તુ તે સાંભલી રાજા અપાર લાજ્યુ। હેઠુ જોઇ રહ્યું. તુ રાજાઈ પૂછ્યૂં। એ કિહિનૂં સધાસન છિ। તે કિશુ ઉદાર્યગુણુ। તુ રાજા પૂછિ પૂતલી કિહિ છિ. અવતી નગરી। રાજા શ્રી ભર્તિર રાજ્ય કરિ, ભાન્યવંતી પટરાગ્ની। અપાર વલ્લભ। તીણી નગરીઈ વીપ્ર એક વસિ। અપાર દરીદ્રી। તુ તીણિ બ્રાહ્મણિ દેવતા ભવનેશ્વરી આરાધી। દેવ્યા પ્રસન થઇ। તે બ્રાહ્મ ..અમરફલ એક આપ્યૂ.. મૂંહનિ અમરફલ આપ્યૂ । તુ મિ વીમાસ્યૂં। હૂં દરીદ્રી। માહારિ અમરપણિ સ્યૂ કાજિ"...

સવત્ ૧૬૦૦ પછી ભાષામાં કેટલો ફેર પડયો તે નીચેના ઉતારા પરથી સમજાશે

સુરતના એક બ્રાહ્મણે પોતાના સંસ્કૃત પુસ્તકના ઉપલા પાના પર આ પ્રમાણે નોંધ કરી છેઃ—

## નોંધ.

"સંવત્ ૧૬૬૨ વર્ષે જ્યેષ્ટ વદિ ૧૧ નિ દહાડે છેલી ખડકીના લાકડા ૪ ઊા સુરજીએ મૂકયા છિ તેહની વક્તિ. કોપરી ૨, સોભાગ્યવતી ૧, ઢાકણૂ ૧."

"સંવત્ ૧૬૭૪ વ/ વૈશાખ શુદિ ૨ શુક્રે ઊા ઉદ્ધવને વાસ ૨૧ આપ્યા છિ. આગળ છાપરી કરવા થાભલી ૧ નાહ્નડી લીધી છિ તે .દેવી"

" સંવત્ ૧૬૭૦ વર્ષે આષાઢ વદિ ૧૧ ભૃગો રાઉઠી શંઘજીને ઘેર રત્નાબાઇ રાખ્યા છિ, માસ ૧ દોકડા ૯॥ ભાડૂ ॥...૧ ભરૂચી ૧ રોકડી। જા। અગ્નિદત્ત હસ્તે પ્રતિ ડોઢીઆ ૧૯॥ ગરેણુ ઘર છિ। ૧ સં. ૧૬૭૨ વર્ષે ૨। શંઘજીની ક્રિયા ઉપેર ભરૂચી ૧

લોદા પુત્ર હસ્તે પ્રતિ ડોઢીયા ૧૬" "સંવત્ ૧૬૭૩ વર્ષે આષાઢ શુ ૯ ગુરૂ...અનાસનૂં **આગલ્યૂ** છાપરૂ ઉચલાવ્યૂ તેનો મેળ.।"

## સં. ૧૭૦૦ પછીનું ખત.

આષાડાદિ સવત્ ૧૭૦૭ના શ્રાવણ સુદિ ૩ રવિવારે **લખેલ** એક ખતમાં અમદાવાદનું એક ઘર વેચાણ આપ્યાની હકીકત છે. એ ખત સન ૧૮૭૩ના ફેબ્રુઆરી માસના 'બુદ્ધિપ્રકાશ'માં છપાયું છે, એનો નમુનો આ પ્રમાણે છે:—

'ઘર ૧ તે મધ્યે ઉરડુ ૧ પશ્ચિમાભિમૂખનું, અગ્રે **પટસાલ,** તે **પટસાલનાં** દ્વાર ૨ છિ, તે ચુક મધ્યે ષડકી છિ, **મિહિલાંઇએ** ઘરના દ્વાર સેરી મધ્યે ૨ છિ, ઉત્તરાભિમૂખે તથા નેવ ઓટલાનું **સમંધ** સહિત તથા **પાડોકે** તથા વાડાનુ **સમંધ** સાધ્ય તથા એ ઘરના બે ચાલ સહિત એ ઘરનાં બીતડા, **બારૂત,** કમાડ, મોભ, વલી, પાપ, નલકેરા ઇયાદિત"'.........વગેરે.

## પારસીઓએ લખેલો દસ્તાવેજ.

સંવત્ ૧૭૨૮માં નવસારીના પારસી મહેરજી ચાંદણાને ત્યાંના પારસીઓએ એક લેખ લખી આપેલો, તે "તવારીખે નવસારીમાં" પૃ. ૨૦૩–૨૦૪ ઉપર છપાયો છે, તેમાં મહેરજીને બદલે **મિહિરજી,** ને ને બદલે **નિ,** કોલને બદલે **કુલ,** છીએ તે બદલે **છૈ,** પાસે ને બદલે **પાસિ,** કરે ને બદલે કરિ, બેશીને બદલે **બિશિ** એવાં રૂપ છે.

## એક પારસી પુસ્તકમાંથી.

સંવત્ ૧૭૧૮મા લખાયેલા પુસ્તકમાંથી જુનાગઢ બહાવદીન

કોલેજના પ્રોફેસર હોડીવાળા પારસી તવારીખના નિબંધમાં નીચેનો ઉતારો આપે છે.

"હવે સંવત ૧૭૧૮ વાળી જુની કેતાબમાં નીચે પ્રમાણે એ નોંધ લખેલી મળે છે:—

"શ્રી આતશ બીહીરામ નુસારીમાં પધારેઆ તેનું વરસ તથા રોજ મહીનુ લખેઉ છી" (લાલ સહીનું મથાળું).

"સંવત ૧૪૭૫ વરખે માહા શેહેરેવર રોજ મેહેસપંદ આખાડ શુદ ૫) બુધે શ્રી આતશબીહીરામ ગહંબાર માહે૦ થ.નક પધારેઆ. શંજાણથી વાસદી આવેઆ પછી તાંહાંથી બેહેદીની અનજમન મળી નુસારી લેઇ આવેઆ. આ લખેઉ તે પોથુ દેજીશનીનું દસતુર હમજીઆર રામ શંજાણાનું કદીમ જુનું પોથું હતુ. તે જોઈ લખેઉં છી." (કાલી શાહીમાં)

(મુંબઇ સમાચાર તા૦ ૨૦–૧૧–૧૩)

આ× પૂરાવા જોતાં સંવત્ ૧૭૦૦ પછી પણ લોકવ્યવહારમાં છેક સુરતજીલ્લા સુધી 'છે' ને બદલે 'છિ' વગેરે પ્રકારવાળાં રૂપ વપરાવાં ચાલતાં રહેલાં જણાય છે. વડોદરાના નાકર* કવિએ સંવત્

× ઉપરના બધા ઉતારા જૈન નહિ એવા લોકોના લેખના છે. જૈનોના પુસ્તકમાંથી પૂરાવો આપતાં "એ તો જૈનભાષા છે" એમ લાગવાનો સંભવ છે જાણીને જૈન ભંડારના ઢગલાબંધ પુસ્તકોનો જાણી જોઇને અહીં ઉપયોગ કર્યો નથી.

*'પ્રાચીન કાવ્ય'ના સંપાદકે નાકરને સંવત્ ૧૭૯૦માં થયેલો માન્યો છે, પણ તે તદ્દન ખોટું છે. નાકરના બધાં કાવ્યોમા સ્પષ્ટ રીતે સોળસેંની આસપાસની સંવતો લખાઈ છે અને તેની ભાષા પણ સોળસેંના કાળની ભાષાને મળતી છે.

૧૬૦૧માં ભારતનાં વિરાટ વગેરે **પર્વો** ગુજરાતીમાં રચ્યાં છે, **એની સંવત્** ૧૭૧૧માં લખાયેલી પ્રતિ મારી પાસે છે, જેમાં ઇકાર ઉકારવાળાં બધાં રૂપ ફેરવીને એકાર ઓકારવાળાં બનાવી દીધાં છે. એજ પ્રમાણે સંવત ૧૬૨૪માં રચાયેલું અને સંવત્ ૧૭૧૨માં લખાયેલું વસ્તાનું **શાન્તિપર્વ**, સંવત્ ૧૭૧૪માં લખેલો વજીઆ કવિકૃત '**સીવરા મંડપ**', સંવત્ ૧૭૧૭માં લખાયેલું પૂદા કવિકૃત '**રૂક્ષ્મણી હરણ**' એ વગેરે ગ્રંથોમાં ઇકાર ઉકારવાળાં રૂપોને બદલે એકાર ઓકારવાળાં રૂપ છે. એ ઉપરથી એવી ખાત્રી થાય છે કે સંવત્ ૧૭૦૦ પછી લોકોમાં ઇકાર ઉકારવાળા ઉચ્ચાર ચાલતા હતા, પણ શિષ્ટજનોમાં એકાર ઓકારવાળા રૂપ રૂઢ થઇ ગયાં હતાં, અને એ કાળના લેખકો તેમજ કવિઓ એ નવાં રૂપોને પ્રમાણભૂત માનતા હતા.

આ અને આવા પ્રસિદ્ધમાં આવેલા અનેક પૂરાવા જોયા પછી શું આપણી ખાત્રી થાય એવું નથી કે સોળમા શતકની ભાષા તે હાલની ગુજરાતીભાષા જેવી નહિ પણ તેના પૂર્વસ્વરૂપની ભાષા હતી અને ઇકાર ઉકારવાળાં રૂપ તે જૈનભાષાનાં નહિ પણ જૂની ગુજરાતી ભાષાનાં છે. ઉત્તર ગુજરાત અને કાઠિયાવાડના કેટલાક ભાગમા તો હજુ સુધી કેટલાક જૂના શબ્દો અને જૂનાં રૂપો વપરાય છે. ' સાંકળવાસી ' એમ કહેવાને બદલે "**સાંકળ વાખી,**" "કહે છે" ને બદલે 'કિસિ' 'મોઢા'ને બદલે 'મૂહું,' એ આવ્યા' એને બદલે "ઈ આવ્યા, 'એમનુ' એને બદલે ઈમનું' એવા ઉચ્ચાર હજી ચાલે છે. ભીખ માગતા ફરતા ઉત્તર ગુજરાતના બ્રાહ્મણો 'શંકર **વસિરે** કૈલાસમાં' એ પદ લલકારે છે, ઉત્તર ગુજરાતના રસોઇઆ મૂહું,

મુંવાડ઼, મુઢેરા, એવા ઉચ્ચાર કરે છે, ચરોતર જેવા એકાર ઓકારનો અતિક્રમ કરનારા પ્રદેશમાં પણ વાઘરી જેવી પાછળ પડેલી જાતો (કે જે હમેશાં આચાર વિચારમાં તેમજ ભાષામાં પણ જમાનાની પાછળ હોય છે તે) હજુ પણ 'બેશી રહે' કહેવાને બદલે 'બિશિ રહે,' 'પિશિ ગઇ' એવા ઉચ્ચાર કરે છે. શું આ બધા ઉપરથી એમ નક્કી થતું નથી કે ઇકાર ઉકારવાળાં રૂપ તે ગુજરાતીભાષાનાં પૂર્વરૂપ છે અને એ બદલાયલો કાળ તે બહુ પાસેનો કાળ છે.

નરસિંહ મહેતા સોળમા શતકની શરૂઆતના કવિ છે અને સોળમા શતકની ભાષા હાલની ભાષા કરતાં જુદું રૂપ ધરાવતી ભાષા છે, તો નરસિંહ મહેતાની કવિતા વીસમા શતકની ગુજરાતી ભાષામાં હોય તેવી છે એનું કારણ શું ? કારણ એ છે. નરસિંહ મહેતાની નહિ એવી ઘણી કવિતા નરસિંહ મહેતાના નામ પર ચઢી ગઇ છે. રા. છગનલાલ વિદ્યારામ રાવળે સં. ૧૭૦૮માં થયેલા કવિ વિશ્વનાથ જાની કૃત 'હારમાળા'ની લખેલી પ્રતિ શોધી કાઢી છે. એની હકીકત આપતાં 'ગુજરાત શાળાપત્ર પુ $\frac{૬૭}{૧૯૦૮}$'માં તેઓ લખે છે કે "આ હારમાળાનું કાવ્ય બૃ કા ના છઠ્ઠા ભાગમાં નરસિંહ મહેતાના નામથી પ્રસિદ્ધ થયું છે." "વૈષ્ણવજન તો તેને કહીએ, જે પીડ પરાઇ જાણેરે," એ પદ 'બૃહત કાવ્યદોહન'માં નરસિંહ મહેતાને નામે પ્રસિદ્ધ થયું છે, તેમાં અને મંદિરમાં ગવાતાં પદસંગ્રહની મારી પાસેની જૂની પ્રતિમાં નીચે પ્રમાણે ફેર છે.

| બૃ. કાવ્યદોહનની છેલ્લી ટુંક. | લખેલી પ્રતિ. |
| --- | --- |
| વણ લોભીને કપટ રહિત છે, | નિર્લોભી ને કપટ રહિત (છે) |
| કામ ક્રોધને નિવાર્યારે, | કાંમ ક્રોધને માર્યારે; |
| ભણે નરસૈંઓ તેનું દરશન કરતાં, | તે વીસ્ણુવનાં દરશન કરતાં, |
| કુળ ૪કોતર તાર્યારે વૈષ્ણ | કુળ ઇકોતર તાર્યારે વીસ્ણ. |
| (કાવ્ય દોહનમાં આ પદ અહી પૂરૂં થાય છે) | ( લખેલી પ્રતિમાં તે આગળ લખાય છે.) |
| | માયા માંહે લેપાએ નહીને, |
| | ધરે વઇરાગજ મનમાંહારે; |

રાંમ નાંમ શુ તાલી રાખે, અડશેઠ તીરથ મન માં હારે. વી૦
અદિ અ ત એ વીશ્ણુવ કહાવે, ઇછે તેહેનો ધરમરે;
એણી વીધે સાધે હરી સેવા, ફરી નહી જનમને કરંમરે ॥ વી૦
ધ્રુ પહેલાદ અંબ્રીખ વીભીષણ, નારદ વીશ્નવ કાહાવેરે;
શુખજી શરખા ધાંન ધરે તે, ફરી ગરભવાસ ન આવેરે. વી૦
હુ બાલક અગનાંન મતી છઊ, કેમ કરી કાહાવુ શાચોરે;
ભગત વછલ પરભુ બદ તંમારૂ, કરજોડી કેહે વાછોરે ॥ વી૦ ॥૮॥

સાધારણ બુદ્ધિથી આપણે સમજી શકીએ કે નરસિંહ મહેતો તાપી નદીની પ્રાર્થનાનું પદ રચે એ સંભવિત નથી, પણ મારી પ.સેની એક પ્રતિમાં તાપીના એક પદની નીચે 'કેહે નરશૈયો હું એટલું માગુ, જનમ જનમ તાહરો ॥૭॥ આ પ્રમાણે નવી ગુજરતીના કાળના ખરા ખોટા ઘણા નરસૈયા નરસિંહ મહેતામાં ભળી ગયા છે. એ પહેલું કારણ છે. બીજું કારણ નવી ગુજરાતીનો કાળ ચાલતો થયો તે

*'મનમા' છે ત્યા 'તનમા' હોવું જોઇએ.

પહેલાં લખાયેલી નરસિંહ મહેતાનાં પદની કોઇ પ્રતિ મળતી નથી, તે છે.

સત્તરમા શતકમાં જૂની ગુજરાતીનો યુગ બદલાઇ ગયા પછી નવા યુગના ગાનારાઓને તેમજ પદોનો ઉતારો કરી લેનારાઓને અર્થમાં ગુચવણુ કરનારા જૂના કાળના ઇકાર ઉકારવાળા શબ્દો સાચવી રાખવની જરૂર નહોતી. ભજનના રાગ, અર્થ અને સરળતા એજ એમને જોઇતું હતું, ને ઉચ્ચારના સ્વાભાવિક પ્રવાહમા તેટલુંજ સચવાતુ હતું. નરસિંહ મહેતાની પેઠે શ્રીધર, ભાલણ, ભીમ, નાકર અને બીજા ઘણા જૂના કવિઓનાં કાવ્ય ભાષાના નવા યુગમાં નવું રૂપ પામીને ગવાયાં છે અને નવું રૂપ પામીને લખાયાં છે. ભાષાના જૂના યુગમાં લખાયેલી પ્રતિઓ મળતી જાય છે તેમ તેમ આ વાત વધારે વધારે અજવાળામાં આવતી જાય છે.

સંવત્ ૧૫૪૧માં સિદ્ધપુરમાં થયેલા ભીમ કવિએ 'હરિ લીલા ષોડશ કળા' નામનું કાવ્ય રચ્યું છે એ કાવ્યની સંવત્ ૧૬૮૫માં લખાએલી પ્રતિ* ઉપરથી સાક્ષરશ્રી નવલભાઇએ સન ૧૮૭૩ના ગુજરાતશાળાપત્રમાં જૂની ગુજરાતીભાષાના નમુના તરીકે થોડા ઉતારા પ્રસિદ્ધ કર્યા છે, તે અને 'બૃહત્ કાવ્યદોહન'માં એ આખું કાવ્ય પ્રસિદ્ધ થયું છે એ બેઉના નમુના આ પ્રમાણે છે.

---

* આ પ્રતિ 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી' માં હોય એમ લાગે છે.
* સોસાયટી 'ની ઓફિસમા આ કાવ્યની સંવત્ ૧૫૭૪માં લખાયેલી પ્રતિ પણ છે, એવું જાનેવારી ૧૯૧૪ના 'બુદ્ધિપ્રકાશ' ઉપરથી જણાય છે.

| ગુજરાત શાળાપત્ર (સન ૧૮૭૩). | બૃહત્ કાવ્યદોહન ભા. ૪થો. |
|---|---|
| વરશ સહસ્ત્ર અગ્યાર શ્રીરામ, | વર્ષ સહસ્ત્ર અગિયાર શ્રીરામ, |
| રાજ્ય કરી પુહુતા નિજ ઠામ, | કરી રાજ્ય પહોંતા નિજ ધામ; |
| સિંહાસન બિઠુછિ કુશ રાઇ; | સિંહાસન બેઠો કુશ રાય, |
| મોટુ તેહ તણો મહિમાયિ. | તેહ તણો મોટો મહિમાય. ૪૮ |
| તેહનાં પુત્ર પૌત્ર અનેક, | તેહ તણા પુત્ર પૌત્ર અનેક, |
| તેહતણુ કિમ કહું વિવેક. | તેહતણો કયમ કરૂં વિવેક. |
| શબ્દ એક હૌઉ આકાશ, | શબ્દ એક હુવો આકાશ, |
| કંસ તાહુારો કરસિ નાશ, | કસ તાહરો કરશે નાશ, |
| સમ્યક વૈરી જાણો તેહ, | સમ્યક વેરી જાણે તેહ, |
| એહનુ ગરભ આઠમુ જેહ, | એનો ગર્ભ આઠમો જેહ ૧૭. |
| આવ્યુ તેહાં કંસ ભૂપાલ, | આવ્યો ક્રોધે કસ ભૂપાળ, |
| ક્રોધ કરીનિં લીધુ બાલ, | વેગે કરીને સાહ્યું બાળ; |
| પગિ સાહીનિં કરિ વિનાશ, | પગે સાહિને કરે વિનાશ, |
| તેટલિ કન્યા ગઇ આકાશ ૭૦ | તેટલે કન્યા ગઇ આકાશ. ૫૮ |
| મુખ જોઈ માસી તણુ | મુખ જોયુ માસીતણું |
| વદનિ અંગુઠ ચરંણ, | વદને અંગુઠો ચર્ણ; |
| સિંહ તણી ઘિરિ પરહુણુ | સિહતણે ઘેર પરોણો |
| જાણે આવ્યુ હરણ ૮૬ | જાણે આવ્યો હર્ણ ૯૨. |
| મૂકિ મૂકિ કેશવ તા દાસ, | મૂક મૂક કેશવ તમ દાસ, |
| વલી નહી આવૂ તાહારી | વળી નહિ આવું તારે પાસ |

આવો ફેરફાર છાપનારાઓએજ કર્યો હશે એમ માની લેવુ જરૂરનું નથી જૂની પ્રતિઓમાંજ આવો ફેરફાર કરી લીધેલો હોય છે અને આપણે પોતે નકલ કરવા બેશીએ તો પણ તેમ કરીએ એ સ્વાભાવિક છે લખનારે "અક્ષરશ ઉતારો કરવાનો છે" એ પ્રમાણે ખાસ ધ્યાન ખેંચવામાં આવ્યુ ન હોય તો લખનાર દરેક પ્રાત ઉતારતી વખતે પોતાને શુદ્ધ લાગે એવું રૂપ આપવાને પ્રયત્ન કરે છે જૂના કવિઓનાં કાવ્યોની અઢારમા ઓગણીસમા શતકમાં જે જે નકલો કરાઈ છે, તે તે દરેકમાં આવા ફેરફાર કરેલા છે. એકલા બ્રાહ્મણવર્ગના કવિઓનાં કાવ્યેજ નહિ, જૈન કવિઓનાં કાવ્યો પણ વધતા ઓછા રૂપાંતરથી બચવા પામ્યાં નથી. સંસ્કૃત 'પંચોપાખ્યાન ઉપર ગુણમેરૂ નામના જૈન કવિએ સં. ૧૬૦૦ની આસપાસમાં જૂની ગુજરાતી ભાષામાં પંચોપાખ્યાન રચ્યું છે એ કાવ્યની બે પ્રતિઓ મને મળી છે. એક પ્રતિમા જૂની ગુજરાતીનાં રૂપ છે અને બીજીમા આખી વાર્તા નવી ગુજરાતીમા લખી છે. નમુનો આ પ્રમાણે છે.

| પહેલી પ્રતિમાં. | બીજી પ્રતિમાં. |
|---|---|
| રાય કહિ સુત હૂયા ગુણી, | રય વખાણે સુતને ભણી, |
| મન્ત્રિ એક બોલિઉ ઇમસુણી; | મંત્રી એક બોલો એમ સુણી; |
| લોકવિવહાર ન જાણઇ કસિઉ | લોક.ચાર ન જાણે કસું, |
| તેહ ભણિઉ નવિ કહીઇ તિસિઉ; | તેહ ભણ્યો નવી કેએ કસું. |
| કવિતા તે જે મુહિ ચરબરુ, | કવી તે જે મોહો ચરબરો, |
| રૂપી તે લાવણ્યઇ ખરુ. | રૂપે તે જે લાવણ્યધરો. |

| | |
|---|---|
| નાટક તે જે જાણઈ ભાવ, | નાટક તે જે ભાવ વીચાર, |
| પંડિત તે જાણઈ પ્રસ્તાવ. | પંડીત તે જાંણે વેહેવાર. |
| લોકવિવહાર જાણઈ જે રીતિ, | લોકવેહેવારજ જાંણી રીત, |
| તે સવિકહિ ઉપાઈ પ્રીતિ; | તે સરવેકહી ઊપાઇ પ્રીત; |
| તે નર યશ પામઈ જગિ ઘણુ, | તે નર જસ પામે જગ ઘણુ, |
| જે વિવહાર લહઈ જન તણુ. ૮૭ | જે વીવહાર લેહે જન તણુ |
| લોકરુઢિ જે જાણઈ ધુરિ, | લોકરૂઢ જે જાણે ધુરે, |
| તે નર અર્થ લીલાઇ કરિ; | તે નર અરથ લીલાએ કરે. |
| કલેશ સહસ પંડિ જુ વરઇ, | કલેસ સહીસ પંડીત આદરે |
| તુહિ અર્થ પૂરૂ નવિ સરઈ ૮૮ | તોહો અર્થ પુર નોવી સરે. |

ઘણા જૈનધર્મગ્રંથો પર જૂની ગુજરાતીમા ટીકાઓ લખાએલી હોવાથી પ્રાકૃતની પેઠે જૂની ગુજરાતી ઉપર પણ જૈનોની કંઇક ધર્મભાવના બધાઇ છે એથી જૈનગ્રંથોની ભાષાનું રૂપાંતર થોડું થયું છે: છતાં નવી પ્રતિઓમાં વધતુ ઓછું રૂપાંતર તો થયુંજ છે.

આ રૂપાંતરનો ભેદ સમજી નહિ શકનારા લેખકો નવી પ્રતિઓની ભાષા ખરી માનીને સંવત્ ૧૩૧૫ની ભાષાનો નમુનો આવો બતાવે છે —

"ગામ કુકડીએ કર્યો ચોમાસો, સંવત તેરે પનરા માંયો"

તેમજ સંવત્ ૧૪૧૨ની ભાષા તરીકે ગૌતમરાસામાંથી આવા નમુના આપે છેઃ—

" પર પરવસના કંઇ કરીજે, દેશ દેશાન્તર કાંઇ ભમીજે;
કવણ કાજે આયાસ કરો, પ્રહ ઉઠી ગોયમ સમરી જે.

કાજ સવે તતખિણુ તે સીઝે, નવનિધિ વિલસે તાસ ઘરે. ૫૭
ચઉદહસે બારોત્તર વરિસે, (ગોયમ ગણધર કેવળ દિવસે)
ખંભનયર પ્રભુપાસ પસાયે, કિયો કવિત ઉપગાર (કરો) પરો."

આમાં બ્લેક ટાઇપમાં લીધેલાં રૂપો એ કાળની ભાષામાં હોવાં શક્ય છે કે કેમ, તે એ લેખકો જાણતા હોય તો જૂની ભાષાના નમુના તરીકે આવાં વાક્યો રજુ કરે નહિ

લખવાની પેઠે લોકોચ્ચારના પ્રવાહમાં પડેલાં કાવ્યોની ભાષા કેટલી ફેરવાઇ જાય છે તે જોઇએ તો રાણકદેવીના દુહા કાઠિયાવાડમાં હમણાં બોલાય છે તેમાં અને જૂનાં પુસ્તકોમાં સંગ્રહાયેલા મળે છે તેમાં આ પ્રમાણે ફેર પડે છે.

### લોકોચ્ચારમાં.

અમારા ગઢ હેઠ, કોણે તણુ તાણિયા;
સધરો મોટો શેઠ, બીજા વર્તાઉ વાણિયા.
ગોઝારા ગિરનાર, વળામણુ વેરીને થયો,
મરતાં રાખેગાર, ખરેડી ખાંડો નવ થયો.
વારૂ શહેર વઢવાણુ ભાગોળે ભોગાવો વહે;
(આટલા દિ) ભોગવતો ખેગાર, (હવે)ભોગવ ભોગાવા ધણી.

### જુનાં પુસ્તકોમાં.

રાણા સવ્વે વાણિયા, જેસલુ વડુહ સેઠ;
કાંહુ વણિજડુ માણ્ડિઉં, અમ્મીણા ગઢ હેઠિ.
તઈં ગહુઆ ગિરનાર કાહુ, મણિ મત્સરુ ધરિઉ;
મારીતાં ખગાર, એકુ સિહરુ ન ઢાલિઉ.

વાટી તણિ વહરાણુ, વીસારતાં ન વીસરઇ;
સોના સમા પરાણુ, ભોગાવહ તઈ ભોગવઇ.

**ચંદનમિલિયાગિરિની વાતમાં:—**

| | |
|---|---|
| * કિહાં ચંદન મલિયાગિરિ, | ક્યાં ચંદન મલીયાગરી, |
| કિહાં સાયર કિહાં નીર; | ક્યાં સાયર ક્યાં નીર; |
| જં જં પડઇ વિપત્તડી, | જ્યમ જ્યમ પડે વિપત્તડી, |
| તં તં સહઇ સરીર. | ત્યમ ત્યમ સહે શરીર. |

**ભડળીવાક્ય**ના દોહરા ૫૦૦–૬૦૦ વર્ષ ઉપરના હોવા જોઇએ એ હરકોઇને કબુલ કરવુ પડે તેવું છે. એ દોહરા હાલની ગુજરાતીમાં હોય તેવી રીતે લોકો બોલે છે, અને છપાયા છે તે પણ તેવાજ છે. એક બ્રાહ્મણ પાસેથી મને એની જૂની હસ્તલિખિત પ્રતિ+ મળી છે, તેમાને નમુનો આ પ્રમાણે છે.

"જઉ પુણ્ય દિણયર ઉગમણઈ, શ્રાવણિ ગર્જઇ મેહ;
સોલે પુહરે અંબરહ, મહીયલિ જલ રેલ્હેઈ ॥
જલચર જલ ઉપરિ ભમઇ, શ્રાવણ ઉચ્ચિ જોયંતિ;
પુહુર અઢાર મઝ્ઝિ ઘણુહ, જલ યલિઈ કરેઈ ॥ ૨૩
સિહ શુકલ શ્રાવણિ જઇ આવઇ, તુ જલહર મૂલિથુ જાઇ

---

* આ દોહરો રાસામાંથી ઉતારી લીધા છે તે મારા સ્મરણમાં નથી.

+ આ પ્રતિનાં આગળ પાછળનાં પાન તૂટક હોવાથી લખ્યા સાલ મળી નથી. પ્રતિ ઘણી અશુદ્ધ છે, એટલે ભાષાના નમુના તરીકે નહિ પણ ફેરવાએલાં વાક્યના મૂળ રૂપનું ભાન કરાવનારા નમુના તરીકે થોડાં વાક્ય આપું છું.

વરિસઇ મેહ તુ અતિ વરસેઈ, આસો કાતિગ રોગ કરેઇ ॥ ૨૬
શ્રાવણુ ચૌદસિ અદ્દા ભદા, તુ મણૂઆ કરિ બહુ આનિંદા;
મહીયલી નવિ નીપજ્યા કણીયા, અન્ન મા વેચસિ થઇસિ રમણીયા ॥
શ્રાવણુ માસિ અમાવસિ, જઇ નવિ વરસસિ મેહ;
તુ તૂં જાણે ભડલી, સ્ર્જણ ગયા સનેહ ॥ ૩
જઇ અજૂઆલી ભાદ્રવઇ, પચમિ જલહત દેઈ,
તુ જાંણેવૂં ભદ્રલિ, મેહજિ આવિઉ છેહ ॥
જઇ નવિ વુઠઉ અંબરહ, પુણુ ઉગિઉ અગત્થિ;
તાં જાણેવું ભદ્દલી, પુહવી નીર ન અત્થિ ॥
સતમિ ભદ્રેવઇ તણી, ભડલી નવિ વરસેહ;
ગજ વીજ ન ખીજહ હઇ, કાલહ ગયુ ગણેઇ ॥ ૭
ભાદ્રવડઇ વડલા રમઇ, જજલાં નાહ કરંતિ;
તુ તૂં જાણે ભદ્દલિ, જલ જગિ થાડઉ હુંતિ ॥"

તુલસીદાસ અને કબીરના દોહરા ગુજરાતીમાં રચાએલા ન હોવા જોઇએ એ દેખીતું છે, છતાં તે દોહરા ગુજરાતીમાં હોય તેની રીતે લોકો બોલે છે.

ભાષાના નવા યુગમાં જૂની ભાષા લખતાં બોલતાં રૂપાંતર કરી લેવાય એ તદ્દન સ્વાભાવિક છે. નરસિંહ મહેતાનાં પદોનું તેવું રૂપાંતર થયું છે, ને એ રૂપાંતર થયું છે તેથીજ તે અત્યાર સુધી ચાલતાં રહ્યાં છે.

નરસિંહ મહેતાના કાળની ભાષા હાલની ભાષા જેવી હતી એમ માનીએ તો ભાલણ વગેરે નરસિંહ મહેતાની પહેલાંના અને ભીમ વગેરે નરસિંહ મહેતાની પછીના કવિઓનાં કાવ્યો જૂની

ભાષામાં લખેલાં મળે છે તેનું કારણ શું આપી શકાઈ? નરસિંહ મહેતાની આગળપાછળના કવિઓ જૂની ગુજરાતીમાં કાવ્ય રચે ને નરસિંહ મહેતા વીસમા સૈકાની–નવી ગુજરાતીમાં કાવ્ય રચે એ શું બનવાજોગ છે?

સોળમા શતકની ભાષાના ખાત્રી ભર્યા સેંકડો પુરાવા વિદ્યમાન છે, છતાં તે બધા પૂરાવા બાજુપર મૂકીને બુદ્ધિથીજ વિચાર કરીએ કે નરસિંહ મહેતાના કાળની ભાષા હાલની ભાષા જેવીજ હતી તો નરસિંહ મહેતાના સમકાલિન કે પહેલાંના બ્રહ્મણવર્ગના કવિઓનાં ઝાઝાં કાવ્ય મળતાં નથી એનું કારણ શું છે? ગુજરાતીભાષામાં કાવ્ય રચવાનુ શું નરસિંહ મહેતાએજ શીખવ્યું? જે લોકોમાં જ્યોતિષ, વ્યાકરણ, અને વૈદક સૂદ્ધાં પદ્યમાં રચવાનો પ્રઘાત પડી ગયો હતો, તે લોકોની લોકભાષા અને તે પણ કેટલાંક શતકોથી ચાલતી આવેલી લોકભાષામાં કાવ્ય રચવાનો કોઇને વિચારજ ન થાય એ શું બનવાજોગ છે? નરસિંહ મહેતાની પછીના કાળે સેંકડો કવિઓ થયા છે તેમ નરસિંહ મહેતાની પહેલાંના કાળે પણ ઘણા કવિઓ થયેલા હોવાજ જોઇએ. જો નરસિંહ મહેતાના કાળની ભાષા હાલની ભાષા જેવી હોત તો એમાંના ઘણા કવિઓનાં કાવ્ય આપણા વખત સુધી અવશ્ય જળવાઈ રહ્યાં હોત. તેમ થયું નથી એ બતાવી આપે છે કે વચ્ચે કોઇ એવી ગળણી આવી ગઇ છે કે જેમાંથી ગળાઇ આવવાનું ઘણાઓથી બની શક્યું નથી.

આ ગળણી તે ભાષાનો નવો અવતાર છે. સત્તરમા શતકમાં ભાષા નવું રૂપ પામી તે વખતે જૂના જે કવિઓનાં કાવ્ય અનાયાસે રૂપાં-

તર પામી જાય એવાં સાદાં ને સરળ હતાં તે કાવ્ય લોકોમાં ચાલતાં રહ્યાં અને જે કાવ્યો કઠણુ શબ્દોને લીધે દુર્બોધ્ય અને રૂપાંતર થઇ શકે તેવાં નહિ હતાં તે પેઢી દર પેઢી ખળાતાં ખળાતાં લુપ્ત-પ્રાય થતાં ગયાં. નરસિંહ મહેતાનાં કાવ્ય સરળ હોવાથી તે સહજમાં રૂપાંતર પામી ગયાં, તેની રસિકતા અને નરસિંહ મહેતાની ભક્ત તરીકેની ખ્યાતિએ એ કાવ્યોનો વર્ગ વધાર્યો અને સત્તરમા શતકમાં ગુજરાતમાં ફેલાયલા વલ્લભી સંપ્રદાયે શૃંગારભક્તિનાં કાવ્યો માટે લોકમત બહુ અનુકૂળ કરી આપ્યો એથી ભાલણ ભીમ જેવા રસિક કવિઓનાં કાવ્યો કરતાં પણ નરસિંહ મહેતાનાં પદો લોકોમાં વધારે પ્રચલિત રહ્યાં.

સોલમા શતકની ભાષાને સત્તરમા કે અઢારમા શતકની ભાષામાં ફેરવાઇ જવાનું જેટલું અનુકૂળ હતું, તેટલું પંદરમા કે ચોદમા શતકની ભાષાને અનુકૂળ નહોતું. એ શતકોમાં તેની ઉપરનાં શતકોની રજપુતરાજ્યકાળની સંસ્કૃતિની છાયા જળવાઇ રહી હતી. એકલાં ઇકાર ઉકારવાળાં રૂપોજ નહિ પણ અપભ્રંશ ભાષાના ભાવ પ્રપૂરિત શબ્દો પણ એ કાલે પ્રચલિત હતા. લખવા વાંચવાના વલણ માત્રથી વગર પ્રયાસે નવી ગુજરાતીનું રૂપ લઇ લે એવી એ ભાષા નહોતી. અંધકાર યુગનાં નવાં શતક ઉતરતાં ગયાં તેમ તેમ એ ભાષા વધારે વધારે દુર્બોધ્ય લાગતી ને તજાતી ગઇ. વીસમા શતકના વાંચનારાઓને ચોદમા શતકનાં કાવ્યો મળતાં નથી તેનું કારણ આ છે.

સમયનો વિચાર કરીએ તો નરસિંહ મહેતાના કાળ અને હાલના કાળ વચ્ચે લગભગ ૪૫૦ વર્ષનું અંતર છે. આટલા લાંબા વખત સુધી એક પ્રજાની ભાષા, અને તે પણ જે પ્રજા ઘણા અનિષ્ઠ સ્થિત્યંત-

રોમાંથી પસાર થઇ છે તે પ્રજાની ભાષા એક સરખી ચાલતી રહે એ શું બનવાજોગ છે? હરકોઇ પ્રજા અજ્ઞાનાવસ્થામાંથી પસાર થતી હોય છે તે વખતે તેની ભાષાનું અશુદ્ધ રૂપાંતર થવાનું કામ બહુ ઝપાટાબંધ ચાલતું રહે છે. આવી વખતે એ પ્રજાની ભાષા ઉપર વ્યાકરણ કે કોષનું નિયમન હોતું નથી, તેમ શિષ્ટજનોનાં આદર્શરૂપ વાકયો પણ તેમને અલભ્ય થઇ પડે છે. 'બીજા બોલતા હોય તેમ બોલવું,' એ એકજ ધોરણ ઉપર તેમને દોરવાવાનું હોય છે. અમદાવાદના સુલતાનોના અમલમાં ગુજરાતી પ્રજા આ સ્થિતિમાં હતી. ઉત્તર ગુજરાતમાં મુસલમાનોનું જોર વધી પડવાથી ત્યાનાં ભરચક વસ્તીવાળાં ગામ ભાગી ભાગીને લોકો સુરત ભરૂચના દૂરના પ્રદેશમાં નાસતા હતા. પછી પાછાં જુનાગઢ અને ચાંપાનેર પણ તૂટયાં ને ગુજરાત કાઠિયાવાડમાં સર્વ સ્થળે નાસભાગ ચાલી. પોતાનો જીવ, પોતાનાં સગાંસંબંધીઓની આબરૂ, પોતાનો ધર્મ અને બની શકે તો પોતાની માલમીલકત સભાળવી એજ દરેકના ચિંતનનો મુખ્ય વિષય થયો. શાસ્ત્રાભ્યાસ અને જ્ઞાન ઘરમાં પેસીને ગોખી રાખનારા સિવાય બીજાઓને માટે અલભ્ય થયું. આવા કાળમાં ભાષા જેવાનેતેવાજ રૂપમાં જળવાઈ રહે એ શું બનવાજોગ છે? એક પછી એક પેઢીઓ અભણ અવસ્થામાં પસાર થતી ગઈ તેમ તેમ ભાષા નવું નવું રૂપ પામતી ગઇ. સુલતાની રાજ્યકાળનાં ત્રણસેં વર્ષમાં ગુજરાતી ભાષાના બે અવતાર થયા તેનું કારણ આ છે. આ કારણને લીધેજ નરસિંહ મહેતાના કાળની ભાષા હાલની ભાષાનું પૂર્વ રૂપ—જૂની ગુજરાતીભાષા છે.

**લિપિ**:—ગુજરાતીલિપિ ક્યારથી પ્રચારમાં આવી એ નક્કી કરવાને આપણા ભાષાશાસ્ત્રીઓએ કશો યત્ન કર્યો નથી. 'વિમલ પ્રબંધ'માં લિપિઓની ગણના કરતાં કવિ ગુજરાતી લિપિ ગણાવે છે, એટલે સોળમા શતકમાં ગુજરાતીલિપિ લિપિઓની ગણનાઓમાં આવી ગઈ છે. આ જોતાં આ શતક પહેલાં કેટલાએક વખતથી તે ચાલતી આવેલી હોવી જોઇએ. એ સમય કેટલાં શતક આગળ વધારી શકાય એવું છે, તે નક્કી કરવાનું કશું સાધન નથી. ગુજરાતી ભાષામાં લખાએલ ચૌદમા શતક સુધીના લેખો આપણને મળી શકે છે, પણ છેક સત્તરમુ શતક પૂરૂં થતા સુધી ગુજરાતી લિપિમાં લખાએલો કોઇ લેખ આપણે જોઈ શકતા નથી. સંસ્કૃત લખવાનો મહાવરો નહિ ધરાવનાર કોઇ લખનારે પોતાના ઉપયોગને માટે એકાદ પુસ્તક ઉતારી લીધું હોય, તો તે લખનારનો મરોડ જુદો જણાઇ આવ્યા વગર રહે નહિ સંવત્ ૧૫૦૦ પછીના તેવા મરોડનાં કેટલાંક પાનાં મને મળ્યાં છે. એ પાનાં જોતાં એમ લાગે છે કે આ અક્ષરોને મા બાંધીને લખવાને બદલે આખી લિટિમાં લખ્યા હોત તો તેને ગુજરાતી લિપિ કહેવાને થોડાકજ અક્ષરોની નડતર રહેત. મને લાગે છે કે ગુજરાતીલિપિ પુસ્તકની લિપિ તરીકે તો સત્તરમા શતક પછીજ વપરાતી થઇ છે. તે પહેલાં તે વાણિયાના ચોપડાની લિપિ હતી, ને તેથી તે "**વાણિયાલિપિ**" એ નામ પામી હતી ચોપડા ગુજરાતીલિપિમાં લખાય અને કથાવાર્તા નાગરીલિપિમાં લખાય, એ તે વખતની રૂઢિ હતી. સત્તરમા શતકમાં ગુજરાતીભાષાની પેઠે નાગરીલિપિમાં પણ ફેરફાર થયો છે. વિક્રમ સંવત્ ૧૬૦૦ સુધીના નાગરીલિપિમાં લખાએલા

બધા લેખ **પડીમાત્રાની** ( પ્રતિમાત્રા ) લિપિમાં છે. પડીમાત્રા એટલે અક્ષરની ઉપર માત્રા નહિ કરતાં ડાબી બાજુપર કરવી. 'કે' કરવો હોય તો के આમ નહિ કરતાં ।क આ પ્રમાણે કરતા. को કરવો હોય તો ।का આ પ્રમાણે એક કાનો ડાબી બાજુએ અને એક કાનો જમણી બાજુએ કરતા; कौ કરવું હોય તો ।को જમણી ડાબી બાજુએ એક કાનો કરી માથા ઉપર એક માત્રા કરવામાં આવતી એજ પ્રમાણે कै કરવી હોય તો ।कै ડાબી બાજુએ એક કાનો અને માથા ઉપર એક માત્રા એ પ્રમાણે કરવામાં આવતું. જૈનો પાસે આ કાળનાં ઘણાં પુસ્તક મળી આવતાં હોવાને લીધે ઘણા જણ એમ ધારે છે કે એ પડીમાત્રાની લિપિ તે જૈનોની લિપિ છે; પણ એ ધારણા પણ તદ્દન ખોટી છે. વિક્રમ સંવત્ ૧૬૦૦ પહેલાં વેદ, પુરાણ, કથા, વાર્તા, અને ગુજરાતીકાવ્યો સુદ્ધાં સર્વ એ પડીમાત્રાની લિપિમાં લખાતું હતું. સોળમાં શતક સુધીના શિલાલેખો પણ એજ લિપિમાં છે. એ કાળની લિપિજ એ હતી.* નાગરી લિપિ ચાલતી થઇ ત્યારથી માત્રા એ પ્રમાણેજ લખાતી આવી હતી. જે પ્રતિ ઉપરથી આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે, તે પ્રતિ પડીમાત્રામાં છે સોળમું શતક પૂરૂં થતાં આ લિપિ બદલાય છે. "સંવત્ ૧૬૦૩ શાકે ૧૪૬૯ના પ્રથમ ચૈત્ર સુદ ૪ ને ગુરૂવારે

---

* ઇંડિયન એન્ટિક્વેરી કે ભાવનગર દરબારે પ્રસિધ્ધ કરેલા શિલાલેખોનાં પુસ્તકની પ્લેટો જોવાથી આ વાતની ખાત્રી થશે. મારી પાસે ઋગ્વેદ, સામવેદ, વૈદિક કર્મકાંડ, જ્યોતિષ, પુરાણ, કાવ્ય, વ્યાકરણ અને વાર્તાના વિષયોનાં બ્રાહ્મણોને હાથે પડીમાત્રામાં લખાયેલાં પાનાં છે. જોવા ઈચ્છનાર હરકોઈ તે જોઇ શકશે.

'લઘુવાહી વાસ્તવ્ય પંડિત માહાબસુત નાનું પઠનાર્થં.' લખેલા 'જ્યોતિષ રત્નમાલા'ની ટીકાના મોટા પુસ્તકમાં ઘણે ઠેકાણે ઉપર માત્રા છે અને સંવત્ ૧૬૧૧ના મહા વદિ ૫ને સોમે લખાયલું 'ગણેશ ચતુર્થી વ્રતોદ્યાપન' એમાં કોઈ કોઈ ઠેકાણે પડીમાત્રા અને કોઈ કોઈ ઠેકાણે ઉપર માત્રા છે. સંવત્ ૧૬૨૦માં તિલકવાડાના 'ષટ્પદ (સાઠોદરા) જ્ઞાતિય ભટ જનાર્દન સુત હરજિ'નું લખેલું "रिवोरिसंग नाम माहात्म्य", એમાં બધી માત્રા ઉપર કરેલી છે. એ પહેલાંના કોઈ પુસ્તક કે પાનામાં બધી માત્રા ઉપર હોય એવું મારા જોવામાં આવ્યું નથી. સંવત્ ૧૬૦૦ પછીના પૂર્વાર્ધનાં પુસ્તકોમાં ઘણે ઠેકાણે પડીમાત્રા કરેલી જણાય છે, તેમ પંદરમા સોળમા શતકમાં લખાએલાં પુસ્તકોમાં કોઈ કોઈ ઠેકાણે એક માત્રા બાજુ પર કરવાને બદલે ઉપર કર્યો હોય એવા દાખલા પણ મળે છે. એથી એમ અનુમાન થાય છે કે પંદરમા સોલમા શતકમાં એક માત્રા બાજુપર કરવાને બદલે માથા પર કરવાનો ચાલ ચાલવા માંડયો અને સંવત્ ૧૬૦૦ પછી તે સર્વત્ર ચાલતો થયો. ગુજરાતમાં કાગળોની આયાત પહેલ વહેલી કુમારપાળના વખતમાં થઈ, તે પહેલાં તાડપત્ર ઉપર લખવામાં આવતું હતું. કાગળો આવતાં લખવાનાં સાધનની મુશ્કેલી ઓછી થઈ ગઈ એટલે ઉપર માત્રા કરતાં ઉપર નીચેની લિટિ વચ્ચે અંતર રાખવાનો સંકોચ ઓછો થઈ ગયો. ઉપરની લિટિમાં લખાયેલું હ્રસ્વ વરડુ, દીર્ઘ વરડુ, જોડાયેલું ઋ અને બીજા જોડાક્ષરોને લીધે ચાલતી લિટિની નીચેનો કેટલોક ભાગ રોકાણમાં આવી જાય. એ એક રોકાણ ઉપરાંત બધી માત્રા ઉપર કરવાની હોય તો નીચેની લિટિનું રોકાણ પણ નડે, અને બેવડા રોકાણને માટે ઘણી જગા છોડવી પડે. માત્રા બાજુપર કરવા છતાં

પણ હ્રસ્વ દીર્ઘ ઇકારનું રોકાણ તો જેમનું તેમ રહેજ, પણ તે અનિવાર્ય હતું અને એક માત્રા જેટલો તેનો બહોળો ઉપયોગ પણ નહોતો. ઉપર ને બદલે બાજુપર માત્રા કરવાથી લખાણની સ્પષ્ટતા વધારે જળવાય અને તાડપત્રનું રોકાણ ઓછું થાય એ વિચાર બાજુપર માત્રા કરવાની પદ્ધતિના મૂળમાં હોય એ બનવાજોગ છે. તેમજ કાગળો આવતાં એ અડચણ દૂર થઇ ગયેલી લાગી હોય એ પણ બનવાજોગ છે. ગમે તેમ હો, આપણે જોવાનું છે તે એટલું છે કે સંવત્ ૧૬૦૦ સુધીની નાગરીલિપિ પડીમાત્રાની લિપિ હતી. જૂનાને વળગી રહેવા ઇચ્છનારાઓએ સં. ૧૬૦૦ પછી પણ કોઇ કોઇ પુસ્તકો પડીમાત્રામાં લખ્યાં છે અને કેટલાક જૈનોએ તો તેને પોતાની લિપિ માની લઇને બને તેટલું તેનું અનુસરણ હજુ સુધી ચાલતું રાખ્યું છે; પણ સામાન્ય નિયમ તરીકે હરકોઇ પુસ્તકની લિપિ જોઇને અનુમાન કરી શકાય કે આ પુસ્તક સત્તરમા શતક પહેલાં લખાએલું છે કે પછી

જૂની ગુજરાતીના કાળે કેટલાક વર્ણો લખવા બોલવાની રૂઢિ હાલના કરતાં જરા જુદી હતી. 'य'નો ઉચ્ચાર 'ज' કરતા, એથી 'જીવ, જેણે, જો જો, જમણવાર, જગત, વજ્ર,' એવા જકારવાળા બધા શબ્દોમાં 'જ'ને ઠેકાણે 'ય' લખતા. જૂની પ્રતિઓમાં લખાયેલા એવા શબ્દોને આપણે 'યીવ, યેણે, જોયો, યમણવાર, યગત, વયર' એમ વાંચીએ, પણ તે કાળના લોકો તો 'ય'નો ઉચ્ચાર 'જ' કરતા હોવાથી લખેલો 'ય' હોય પણ વાંચતી વખતે તો 'જ' જ વાંચતા. 'ष'નું પણ એજ પ્રમાણે છે. 'ख'ને ઠેકાણે છૂટથી 'ષ' લખવામાં આવતો હતો. ખાસ કરીને જ્યારે 'ક્'ને 'ખ' જોડવનો

હો ત્યાં 'क्ष' આવો 'ખ' કરતા. 'ખાડ' લખવાનો હોય ત્યાં 'ષાડ' લખતા અને વાંચતી વખતે 'ખાડ' વાંચતા, 'આષાઢ, વિષ, સંતોષ' એવા શબ્દોમાં 'ષ' લખતા ખરા, પણ વાંચતી વખતે તેને 'અખાડ, વિખ, સંતોખ,' એમજ વાંચતા હતા. નવી ગુજરાતીના કાળે 'જ' ને ઠેકાણે 'ય' લખાતો બંધ થયો, ને 'જાત્રા, જુદ્ધ, જશ, જમના' વગેરે યકારવાળા બધા શબ્દોમાં 'જ' હમેશ વપરાતો થઈ ગયો. ઉત્તર ગુજરાતમાં 'ષ'ને બદલે 'ખ'નો ઉચ્ચાર પણ ચાલતો રહ્યો છે. ઉત્તર હિંદુસ્તાનમાં 'જ' અને 'ખ' આપણા કરતાં બહુ વધારે છૂટથી વપરાય છે: ત્યાં તો સંસ્કૃત બોલતાં પણ 'ય' ને બદલે 'જ,' ને 'ષ' બદલે ને બદલે 'ખ' બોલે છે.

પ્રાકૃતમાં 'क्ष' ને સ્થાને 'ख' વપરાતો હતો, તે જૂની ગુજરાતીમાં પણ તેમજ વપરાતો ને 'ક્ષ' ને સ્થાને જરા જુદી રીતે 'ષ' એટલે 'ખ' લખવામાં આવતો. 'हु' અને 'ज़ु' 'ङु' અને 'दु', 'रथ અને च्छ', व અને च વગેરે અક્ષરો હાલના વાંચનાર ભૂલાવો ખાય તેવા હોય છે. 'ध, थ, ने घ' બહુ મળતી રીતે લખવામાં આવતા ને 'ओ' ને સ્થાને 'ઉ' લખવામાં આવતું. આ 'ઉ' સામાન્ય 'ઉ' થી જરા જુદી રીતે લખાતું હતું. 'उ' આ પ્રમાણે 'ઉ' કરીને તેનું માથું લિટિની બહાર રાખવામાં આવતું હતું.

કોઇ શબ્દ બેવાર લખવાનો હોય તો તે બેવાર લખવાને બદલે એક વાર લખીને તેની પાસે બગડો કરવામાં આવતો. "ઠામ ઠામના વ્યવહારીઆ" એમ લખવાનું હોય તો "ઠામ ૨ ના વ્યવહારીઆ" એમ લખતા. નવી ગુજરાતીમાં આ રીત બંધ પડી છે, પણ

હિંદીમાં તો હજુ સુધી છાપવામાં મુખ્યાં એજ રીત ચાલતી રહી છે.

અર્ધચંદ્રાકાર વગેરે થોડાંએક ખાસ ચિહ્ન પણ વપરાતાં હતાં.

અશુદ્ધતાનો દોષ આ કાળનાં પુસ્તકોમાં ભાગ્યેજ હોય છે. સંસ્કૃત કે ગુજરાતી જે કાંઇ આ કાળે લખાયું હોય છે તે મોટે ભાગે શુદ્ધ હોય છે. જેમ જેમ નીચે ઉતરતા જઇએ છીએ તેમ તેમ સંસ્કૃતિની અસરો નષ્ટ થતી સ્પષ્ટ દેખાઇ આવે છે. કેળવણીના નવા યુગમાં દાખલ થઇએ ત્યાં સુધીનો આખો રસ્તો જાણે ઝરડાં ઝાંખરા અને કાંટા કાંકરાથી ભર્યો હોય તેવો વિકટ લાગે છે. પ્રેમાનંદનો મનોહર બાગ અને બીજા શ્રીમંતોના બગીચા એ વેરાન પ્રદેશના વિસામા છે. સડકો ન ખાઇ છે તે અહીં સુધી છે. આ બગીચાઓની આસપાસનો બધો ભાગ વિકટ દેખાતો જોઇને લોકો એમ ધારી લે છે કે આગળ બધું આવુંજ હશે. દૃષ્ટિમર્યાદાની પેલી તરફના લીલા પ્રદેશની રમણીયતા વિષે ઘણાઓને કલ્પના હોતી નથી તેમ એ લીલાપ્રદેશ અને વેરાન પ્રદેશની વચ્ચેની ભુમિ કેવી રસાળ છે તે પણ લોકોના જાણવામાં નથી. સડકો હજુ ત્યાં સુધી પહોંચી નથી. હમણાં એવી ગોઠવણ થવા માંડી છે કે જોવા ઇચ્છનાર સહેલાઇથી ત્યાં જઇ શકે અને જોઈ શકે.

# પ્રસ્તાવના.



**વિમલપ્રબંધ**—વિમલપ્રબંધમાં વિમળનું ચારિત્ર્યવર્ણન તો બહુજ થોડું છે, અને જે છે તેમાં પણ ઇતિહાસની કસોટીમાં ઉતરે એવું તો ઘણુંજ થોડું છે. પ્રમાણભૂત ઇતિહાસ રચનાની વૃત્તિજ એ કાળે ખીલી નહોતી. બ્રાહ્મણવર્ગના વિદ્વાનો કાં તો સંસ્કૃતમાં જ્યોતિષ, પુરાણ કે વેદાંતગ્રંથોની ટીકાઓ લખતા અથવા તો દેશ્યભાષામાં પૌરાણિક આખ્યાનોનું કવન કરતા. 'રાજતરંગિણી' 'કીર્તિકૌમુદી' કે 'કાન્હડદેપ્રબંધ' જેવા અપવાદ બાદ કરીએ તો આ કાળના બ્રાહ્મણવર્ગના વિદ્વાનોને હાથે ઐતિહાસિક રચના કંઈ થઇ નથી એમ કહીએ તો ચાલે. જૈનસાધુઓએ એ દિશામાં બ્રાહ્મણો કરતાં ઘણું વધારે કર્યું છે. ચાવડા અને સોલકીવંશના ઇતિહાસને માટે આપણે જૈનસાધુઓના આભારી છીએ. વિદ્યોત્તેજક મહારાજા ભોજની કીર્તિ આપણા સુધી પહોંચાડવા માટે પણ જૈન સાધુઓનોજ આપણને આભાર માનવો પડશે. મુસલમાની રાજ્યકાળ પૂર્વેની ગુજરાતની લોકસ્થિતિ જૈન સાધુઓની નોંધોથીજ આપણને પ્રત્યક્ષ થાય છે ઐતિહાસિક નોંધો માટે ગુજરાતનો ઇતિહાસ હંમેશાં જૈનસાધુઓનો આભારી રહેશે.

'વિમલપ્રબંધ' વિમળશાહની પછી લગભગ પાંચસેં વર્ષે રચાયો છે. અલબત, તે કાળે વિમળશાહ વિષે માહિતી મેળવવાનાં સાધન હાલના કરતાં વધારે વિદ્યમાન્ હતાં, પણ તે કાળ ઇતિહાસ સંશોધનનો નહોતો. ચંદ્રાવતી તે કાળે

ઉધ્વસ્ત થયું હશે, ચાલુક્ય રાજાઓનું રાજદફતર રાજમહેલોની સાથે અગ્નિદેવતાના મોંમાં ગયું હશે, પાટણનો જ્ઞાનભંડાર છાનામાના કોઈ સુરક્ષિત સ્થળે મોકલી દઈને ભોંયરામાં સંતાડી દેવો પડયો હશે, અને લોકોને પોતાની માલમિલકત, આબરૂ તથા ધર્મના રક્ષણને માટે કાળજીમાં રહેવું પડતું હશે. એવી વખતે કવિએ ઉંડુ સંશોધન કરવાને બદલે દંતકથા ઉપરજ ચલાવી લીધું હોય તો તેમાં તેમને દોષ દઈ શકાય એવું નથી. કવિનો ઉદ્દેશ ઇતિહાસ લખવાનો હતો પણ નહિ ઐતિહાસિક વસ્તુ લઈને સભારંજની કાવ્ય કરવું અને તે દ્વારા જૈનધર્મનો બોધ આપવો એજ કવિનો ઉદ્દેશ હતો. 'વિમલપ્રબંધ'ના હાલના સ્વરૂપથી એ ઉદ્દેશ પૂર્ણતાએ પહોંચવાને કંઈ અડચણ નહોતી.

**પ્રબંધ**—ગદ્ય અથવા પદ્ય ગમે તેમાં કરેલી સાર્થ રચનાને પ્રબંધ કહે છે. આ કાળે રચાયેલા ચારિત્ર્યાત્મક ગ્રંથોને તેના કર્તાઓએ ઘણુંખરૂં 'પ્રબંધ' નામ આપ્યું છે. 'કુમારપાળપ્રબંધ' 'ભોજપ્રબંધ' 'ચતુર્વિંશતિપ્રબંધ' 'કાન્હડદેપ્રબંધ', 'પ્રબંધચિંતામણિ' 'પ્રબંધશ્રેણિ' એ વગેરે ગ્રંથોમાં ગદ્ય અથવા પદ્યમાં હરકોઈ એક અથવા અનેક પુરૂષોનાં ચરિત્ર્ય વર્ણવ્યાં છે. 'ચતુર્વિંશતિપ્રબંધ' જેવા જે ગ્રંથમાં અનેક પુરૂષોનાં ચારિત્ર્ય વર્ણવ્યાં છે, તે દરેક છૂટા ચરિત્રને પણ 'પ્રબંધ' એ નામ આપવામાં આવ્યું છે. 'ચતુર્વિંશતિ પ્રબંધ' એટલે ચોવિસ પ્રબંધો જેમાં છે તે ગ્રંથ. 'પ્રબંધચિંતામણિ' અને પ્રબંધશ્રેણિ' એ પણ ઘણા પ્રબંધોના સંગ્રહરૂપ ગ્રંથો છે.

'વિમલપ્રબંધ'ને તેના કર્તા 'વિમલપ્રબંધ' કહે છે, તેમ

કોઇ ઠેકાણે 'વિમળરાસ પણ કહે છે. કવિની ખાસ પસંદગી 'પ્રબંધ' શબ્દ ઉપર છે એટલે મેં પ્રબંધ નામ કાયમ રાખ્યું છે.

**વિમલનું ચીરત્ર**-વિમળ વાણિયો હતો, દયાધર્મ પાળનારો શ્રાવક હતો, પણ હાલના વાણિયા કે શ્રાવકો કલ્પના પણ ન કરી શકે એવા પુરૂષત્વ વાળો હતો. ગુર્જરેશ્વરના સેનાપતિ તરીકે એણે મોટી મોટી જીતો મેળવી હતી. એનુ ચરિત્ર પૂરેપૂરૂં આપણા હાથમાં આવે તો તે ઘણુ શિક્ષણીય થઇ પડે. દુર્ભાગ્યે સુસંગત ચરિત્ર આપણને મળે એવું નથી. બીજા બધા પરાક્રમી પુરૂષોનાં ચરિત્રો કોઈ દેવદેવીના ચમત્કાર સાથે ભેળવી દેવાયાં છે તેમ વિમળનું ચરિત્ર પણ અંબાજીના ચમત્કાર સાથે ભેળવી દેવાયું છે વિમળ નિર્ધનાવસ્થામાંથી એકાએક કોટ્યાધિપતિ અને રાજમાન્ય મહાપુરૂષ થયો, એ બનાવ અચંબો ઉપજાવે તેવો છે, અને અચંબો ઉપજાવે તેવુ હોય તે કોઈ પણ દેવ દેવીની મદદ વગર બનેજ નહિ એવી એ કાલના લોકોની દૃઢ માન્યતા હતી. વિમળ અંબાજીનો આરાધક હતો એટલે અંબાજીના પ્રતાપથીજ એ એ બધું પામ્યો એવી માન્યતા બંધાય એ સ્વાભાવિક હતું. ગમે તેમ હોય, પણ વિમળ મોટો ધનવાન અને પરાક્રમી પુરૂષ થયો એ નિર્વિવાદ છે. એના ચરિત્ર વિષે આ પ્રબંધ ઉપરથી અને બીજાં પુસ્તકો ઉપરથી આપણે જે જાણી શકીએ એવું છે તે આ પ્રમાણે છે.

પ્રબંધકર્તા કવિ કહે છે કે આઠમા સૈકાની આખરે વિમળના પૂર્વજ નીનમંત્રી નિર્ધનતાને લીધે શ્રીમાળનગર છોડીને ગાંભુમાં રહેવા આવ્યા. વનરાજ ચાવડો એ વખતે દેશપરદેશના વહેપારીઓ તેડાવીને અણહિલપુરપાટણ વસાવતો હતો. નીનમંત્રીને ખબર પડતાં તે પાટણમાં વસવા ગયા. એમનો પુત્ર લહિર પ્રતાપવતો જણા-

આથી વનરાજે તેને દંડનાયક (સેનાપતિ) બનાવ્યો. વનરાજ પછીના ચાર રાજાઓ સુધી લહિર (ચંદ) દંડ નાયક રહ્યો. લહિરમંત્રીનો પુત્ર વીર (ચંદ) થયો. અને વીર (ચંદ) નો પુત્ર વિમળ થયો. વિમળ ભીમદેવ (પહેલા) ના વખતમાં થયો અને લહિર મંત્રી વનરાજના વખતમાં થયો. વનરાજથી ભીમદેવ સુધીનાં ૨૫૦ વર્ષમાં વિમળના પૂર્વજોમાં લહિર અને વીર સીવાય બીજુ કોઈ ન હોય એ માની શકાય એવું નથી. કવિએ આપેલી વંશાવળી ખરી લાગે તેવી નથી.

વિમળ **પોરવાડ**કુળદીપક હતો. દશા પોરવાડ કે વીસા પોરવાડ એ પ્રશ્ન વિમળને માટે નકામો છે. દશા વીશાના ભેદ વિમળના પછી લગભગ બસેં વર્ષે ચાલતા થયા છે.

પ્રબંધકર્તાના કહેવા પ્રમાણે વિમળના પિતાએ વિમળને નાનો મુકીને દીક્ષા લઇ લીધી હતી. દુશમનોથી દૂર રહેવાને માટે વિમળની માતા વિમળને લઇને પોતાના પિયરમાં વસવા ગઇ. ઘરબાર પાટણ રહ્યું અને છેક નિર્ધનાવસ્થામાં માદીકરાએ મોસાળમાં દહાડા કાઢવા માંડયા. વિમળ ઉમર લાયક થતાં પાટણના એક ધનવાને પોતાની કન્યા શ્રીદેવીનું વિમળ સાથે સગપણ કર્યું. વિમળ ઉજડ થયેલા ગામમાં ઢોર ચારતો હતો એવામાં તેને દાટેલુ ધન મળી આવ્યું. પરણ્યા પછી વિમળ પાટણ રહેવા ગયો ને થોડાજ વખતમાં રાજાનો માનીતો દંડનાયક થયો. 'બુદ્ધિપ્રકાશ' પુસ્તક ૧૪ માં કેટલાક ગ્રંથો ઉપરથી 'ભોજકથા' આપવામાં આવી છે, તેમાં ભોજ સાથેની લડાઇમાં વિમળે જીત મેળવ્યાની હકીકત આ પ્રમાણે છેઃ—

"વિમળ સેનાપતિ સહુ સેના સજ કરીને ભીમ રાજાની સાથે ચાલ્યો...ભીમ અને વિમળ સેનાપતિ મળીને ભોજ સામા થયા ભોજ દેખતાંજ તેમણે ભોજ સેનાનો ચૂરો કર્યો. કેટલાએક કાગની પેઠે નાશી છૂટયા. ભોજની સેના ઘણી મરાઇ...ભીમ જીતનાં વાજાં વગાડતો પાટણમાં પેઠો."

દહાડે દહાડે વિમળનું માન અને ધન વધતાં ગયાં. કવિ કહે છે કે:—

"યમ ધન ઘરિ વાધઇ આપણઇ, વિમલ ન કહિનઇ માંનઇ ગણ્ઈ."

(જેમ જેમ ઘરમાં ધન વધતું ગયું તેમ તેમ વિમળ કોઇને લેખામાં ગણવા ન લાગ્યો.)

વિમલચરિત્રમાં* લખે છે કે વિમલ સ્વભાવથીજ અતિમાની હતો.

राजवद्विमलावासे, शाला गजतुरंगमाः ।
प्रकृत्या सातिमानी च तृणवन्मन्यते जगत् ॥३–४९॥
परं राजप्रसादेन स्व शौर्येणाभिमानवान् ।
गणये -तृणवत्सोपि, सर्वक्षत्रियमंडलं ॥३–९१॥

---

* લાવણ્યસમયના 'વિમલપ્રબંધ' ઉપરથી સંવત્ ૧૫૭૮મા સૌભાગ્યનન્દિસૂરિએ સંસ્કૃતમા 'વિમલપ્રબંધ' બનાવ્યો છે. એ પ્રબંધ છેક હમણાંજ (પ્રસ્તાવનાનાં ચાર પૃષ્ઠ છપાઇ ગયા પછી) મારા જોવામાં આવ્યો. ઘણેભાગે એ પ્રબંધ ગુજરાતી પ્રબંધનુ સંસ્કૃત ભાષાંતર કરીને રચ્યો છે, સો પણ તેમાં ઐતિહાસિક હકીકતો ઘણી નવી ઉમેરી છે. એ હકીકતોમાંની કેટલીક બહુ જાણવાજેવી છે, તે આ પ્રસ્તાવનામાં ઉતારી લીધી છે "જૈન ગ્રંથાવલિ"માં આ પુસ્તકને 'વિમળચરિત્ર" નામે ઓળખાવ્યું છે તેથી હું પણ જ્યાં એ પુસ્તકની હકીકત આવશે ત્યાં તેને 'વિમલચરિત્ર' એ નામે ઓળખાવીશ.

"રાજમાન અને ધનમદથી ફાટીને" વિમલ સેનાપતિ બ્રાહ્મણ ક્ષત્રિયાદિકને તૃણતુલ્ય ગણતો હતો. એક દિવસે પુરોહિતે તેને વિનય ગુણ ધારણ કરવા શિખામણ દીધી. વિમળે તેને કહ્યું કે તું "પંડિતમૂર્ખ" છે. મારામાં પરાક્રમ છે તોજ મને રાજાદિક સહુ ચાહે છે. પુરોહિતને તુંકારો કરીને મૂર્ખ કહ્યો, તેથી તે રીસે ભરાયો ને રાજા પાસે જઇને રાજાને એ વાત કહી એથી વિમળ ઉપર રાજા કોપાયમાન થયો."

પ્રબંધકર્ત્તા કહે છે કે વિમળના દુશ્મનોએ રાજાને ભંભેર્યો કે વિમળ બહુ અભિમાની થઇ ગયો છે, તેણે ઘણી લડાયક સામગ્રી ભેગી કરી છે ને તે બહુ બળવાન થઇ પડયો છે; માટે કદાચ તે તમારૂં રાજ્ય પણ લઈ લે! રાજાને એ વાત ખરી લાગી ને જે તે રીતે તેણે વિમળનો નાશ કરવાની યુક્તિઓ શોધવા માંડી: કંઈ ના ચાલ્યું ત્યારે છેવટે રાજાએ વિમળની પાસે તેના પૂર્વજોનું લેણું બાકી કાઢયું. વિમળે જાણ્યું કે મારૂં ધન હરીલેવાની આ યુક્તિ છે, માટે અહીંથી ચાલ્યા જવું. બેઉ હકીકત મેળવતાં એટલું નક્કી થાય છે કે રાજખટપટથી વિમળને ભીમદેવ સાથે અણબનાવ થયો ને તેથી તે પોતાનું ધન લઇને છાનોમાનો પાટણ છોડી ચાલ્યો ગયો.

પાટણમાંથી નીકળીને તે ચંદ્રાવતીમાં આવ્યો. વિમળચરિત્રમાં લખે છે કે ધારના પરમાર રાજા ધંધુક સાથે પોતાને જૂની મૈત્રી છે એમ જાણીને તે ચંદ્રાવતી ગયો હતો, પણ રાજા વિમળને આવતો જાણી ને ડરથી નાસી ગયો. અઢારસેં ગામનો ચંદ્રાવતીનો રાજા ડરીને નાસી ગયો એથી ત્યાંના માંડલિકોએ વિમળને ચંદ્રાવતીનો રાજા બનાવ્યો. શાકંભરી (અજમેર), મરૂસ્થલી (મારવાડ), મેદપાટ (મેવાડ), જવાલાપુર વગેરે

સા રાજાઓને સાધીને વિમળ અર્બુદ ઉપર છત્રધારી થયો. भूपालशत सेवितः થયા પછી તેણે પૂર્વના રોમનગરના બાર સુલતાનો ઉપર ચઢાઇ કરીને તેમને જીત્યા અને તે પછી ઠઠ્ઠાના બાહ્મણ રાજાને જીત્યો. કવિની કહેલી આ હકીકતને અત્યાર સુધીના બીજા કોઇ ઐતિહાસિકપૂરાવાથી ટેકો મળ્યો નથી.વિમળ ચંદ્રાવતીનો રાજા થયો હોય તો કવિની પૂર્વે થયેલા બીજા જૈનગ્રંથકારોએ અવશ્ય એ હકીકત નોંધી હોત. ગુર્જરેશ્વરના સેનાપતિનું પદ ભોગવનાર અને મોટી મોટી જીતો મેળવનાર પુરૂષ ચંદ્રાવતીમાં રાજા જેવું માન ભોગવતો હતો એમ કહેવામાં આવે તો તે અતિશયોક્તિ ભર્યું કહેવાય નહિ, પણ તે ચંદ્રાવતીનો રાજા થયો એમ કહેવાને માટે તો ઐતિહાસિક પૂરાવો જોઇએજ. આગળ ચાલતાં કવિ કહે છે કે ભીમદેવે પોતાના બે પ્રધાનો મોકલીને વિમળને છત્રચામર ભેટ મોકલાવ્યાં. ' कथाकोष' અને *પ્રબંધસંગ્રહની સંવત્ ૧૫૧૨માં લખાયેલી પ્રતિમાં લખ્યું છે કે "विमलः पत्तनेश भीमेन छत्रचामरादि दत्वा नृपति कृत." विमलः એ શબ્દનો અર્થ 'વિમળને' એવો કરીએ તો "વિમળને પાટણના અધિપતિ ભીમે છત્રચામર આપીને રાજા બનાવ્યો" એવો એ વાક્યનો અર્થ થાય: આ તદ્દન બનવાજોગ છે. વિમળ છૂટો પડવા છતાં વિમળના પરાક્રમ માટે ભીમદેવને માન હોય ને પાછળથી તેને પોતાની ભૂલ સમજાઈ હોય અથવા એવા પરાક્રમી પુરૂષને પોતાની સામે દુભાયેલો રહેવા દેવો એ રાજનૈતિકદષ્ટિએ અહિતકર ધારીને ભીમદેવે તેને સંતુષ્ટ કરવા છત્રચામર અને રાજાની પદવી આપી

* આ પુસ્તકનું નામ પુસ્તકપરથી જણાતું નથી. તેમાં નાના નાના... ઘણા પ્રબંધો છે, તેથી હું તેને 'પ્રબંધસંગ્રહ' કહું છું.

હોય તો તે સંભવિત છે. આ પદવીને ઉદ્દેશીને વિમળના સંબંધમાં 'ચંદ્રાવતીધણી' 'ચંદ્રાવઇશ' વગેરે શબ્દો વપરાયા હોય એમ લાગે છે.

વિમળ રાજા હોવાનું આ પ્રમાણે સમાધાન થશે, પણ પૂર્વના રોમનગર અને ત્યાંના બાર સુલતાનો ઉપર વિમળે જીત મેળવી એવું કવિ કહે છે, એ રોમનગર કયું? કવિ ભાર મૂકીને કહે છે કે "રોમનગર તે પૂરવ પાસિ" પૂર્વ તરફના રોમનગર માટે આપણે કંઈ જાણતા નથી. સરતચૂકથી કવિએ પશ્ચિમને બદલે પૂર્વ લખ્યું ના હોય? બાર સુલતાનની વાત ગપ ગણી કાઢવા જેવી પણ નથી. *'જૈનસમ્પ્રદાયશિક્ષા' નામના પુસ્તકમાં આ પ્રમાણે ઉતારો લીધોછે.

तदान्वयादशसुरत्राणछत्रोद्दालक चन्द्रावतीनगरीस्थापक पोरवाड ज्ञातिय श्री विमलमन्त्रिणा श्री अर्बुदाचले ऋषभदेव-प्रासादः कारितः। ........तत्राद्यापि विमलवसही इति प्रसिद्ध रस्ति।

'ઉપદેશસાર' અને 'ઉપદેશમાલા' ગ્રંથમાં લખે છે કે વિમળે બાર સુલતાનો પર અચાનક છાપો મારીને તેમને જીતી લીધા. સંવત્ ૧૦૮૦ માં શાહબુદ્દીન ઘોરીએ ગુજરાત પર ચઢાઇ કરી તે વખતે સુલતાનનું સૈન્ય પાછું વળતાં વિમળે લાગ સાધીને તેના કોઇ પટાવતો ઉપર જીત મેળવી હોય ને એ પટાવતોને જૈન સાધુઓ સુરત્રાણ નામે ઓળખતા હોય તો તે હકીકત સંભવિત છે; બાકી વિમળના વખતમાં પૂર્વહિંદુસ્તાનમાં બાર સુલતાનોના અમલ વાળું રોમ અથવા બીજું કોઇ નગર હોય એ સંભવિત નથી 'વિમળે

* આ ઉતારો શામાંથી લીધો છે તે તે પુસ્તકમાં જણાવ્યું નથી.

બાર સુલતાન જીત્યા ' એ શબ્દોનો ખરો ભેદ આપણને હાથ લાગતો નથી, પણ એમાં કંઇપણ ઐતિહાસિક તત્ત્વ તો હોવુંજ જોઇએ. પૂરાવા મળતા ન હોય તે ઉપરથી પ્રાચીન હકીકતોને ગપ ગણી કાઢવાની ઉતાવળ કરવી જોઇએ નહિ.

ચંદ્રાવતીના રાજકર્તા તરીકે વિમળે ઠઠ્ઠાના 'બંભણીયા-પંડીઆ' રાજાને જીત્યો એમ કવિ કહે છે. રા૦ બા૦ ગોવિંદભાઇએ સંગ્રહેલા ગુજરાતના પ્રાચીન ઇતિહાસમાં ભીમદેવે ઠઠ્ઠાના રાજા ઉપર જીત મેળવી હતી એમ લખ્યું છે. એ જીતમાં વિમળ ભીમદેવનો સેનાપતિ હોય ને એ વાતને દંતકથામાં વિમળની સ્વતંત્ર જીત માનવામાં આવી હોય એ બનવાજોગ છે. 'દ્વાશ્રય'માં તેમજ ઇતિહાસમાં ઠઠ્ઠાના રાજાનું નામ હમ્મુક આપ્યું છે. જાણીતા શોધક પંડિત ગૌરીશંકર ઓઝા કૃત " शिरोही राज्यका इतिहास " માં પણ એ રાજાનું નામ હમ્મુક આપીને સંશય બતાવવા સાથે પ્રશ્ન ચિહ્ન કર્યું છે. પ્રબંધકર્ત્તા કવિ તો તેને બંભણીઓ, પંડિઓ, એ નામ આપે છે. ઠઠ્ઠાના બંભણીઆ પંડિઆ રાજા વિષે પણ કશી માહિતી મળી શકે એવી નથી. બુદ્ધિપ્રકાશ પુસ્તક ૧૫માં કવીશ્વર દલપતરામ સિંધના ઉજડ થયેલા 'બ્રાહ્મણાબાદ'ની હકીકત લખે છે. એ બ્રાહ્મણાબાદનો આ હકીકત સાથે કંઇક સંબંધ તો કોણ જાણે !

વિમળે કયી કયી જીતો મેળવી એ જો કે નક્કી કહી શકાય એવુ નથી, તો પણ જે હકીકતો મળે છે તે ઉપરથી એટલું તો નિઃસંશય સમજાય છે કે વિમળ એક બહાદુર યોધ્ધો હતો. પોરવાડ અને ઓશવાળ શ્રાવકો મૂળમાં ક્ષત્રિય હતા. ક્ષત્રિય જુસ્સાની ચીણગારીઓ એ કાળે એમના લોહીમાં હયાત હતી. તેરમા શતકની

આખરે થયેલા વસ્તુપાળ તેજપાળ પણ બહાદુર યોદ્ધા હતા અને તે પણ પોરવાડ હતા.

પોરવાડ જ્ઞાતિનું બિરદ (પદવી) કવિ આ પ્રમાણે કહે છેઃ—

રણિ રાઉલિ સૂરા સદા, દેવી અંબાવિ પ્રમાણુ;
પોરુવાડ પરગટ્ટમલ, મરણિ ન મૂકઇ માંણુ.

ચંદ્રાવતીમાં રહીને વિમળે ચંદ્રાવતીને નવેસર વસાવી. જૈન ગ્રંથોમાં ચંદ્રાવતીનું નામ ઘણે ઠેકાણે આવે છે. ઉજડ થયેલા ચંદ્રાવતીની ભવ્યતાનો ખરો ખ્યાલ અત્યારે આપણને આવી શકે એવું નથી, પણ તેરમા ચૌદમા શતકના ચંદ્રાવતીના શ્રીમંતોએ બંધાવેલાં કુંભારીયાનાં દેહરાં, દેલવાડાનાં દેહરાં અને ચંદ્રાવતીનાં ખંડેરોના પથ્થરોપર સચવાઇ રહેલી કોતરકામની કારીગરી આપણે જોઇએ છીએ ત્યારે આપણને લાગે છે કે ચંદ્રાવતી એ ખરેખર ઇંદ્રિપુરીનું બચ્ચું હોવું જોઇએ. એકલા વિમળેજ નહિ વિમળની પછીના બીજા ધનવાનોએ તેની શોભામાં ઘણો વધારો કર્યો હશે, પણ ચંદ્રાવતીને એ શ્રેણિપર મૂકવાનું માન તો વિમળનેજ હતું. વિમળનાં દેહરાંની પેઠે વિમળની ચંદ્રાવતીનો નાશ કરવાનું ઘોરકર્મ અલ્લાઉદ્દીનની ફોજના મુસલમાનોએ કર્યું.

વિમળની પ્રસિદ્ધીનું સૌથી મોટું કારણ તેણે બંધાવેલાં દેલવાડાનાં જગપ્રસિદ્ધ દેહરાં છે. ભવ્ય દેહરાં બંધાવનાર તરીકે ઇતિહાસમાં વિમળનું નામ સૌથી પહેલું છે. એના પહેલાં કોઇ પણ જૈનદેહરા પાછળ આટલી મોટી રકમ ખર્ચાઇ હોય અથવા આવી અદ્ભુત

---

*ચંદ્રાવતીનીના ખંડેરાં આબુરોડ સ્ટેશનની દક્ષિણે લગભગ ચાર માઇલના છેટાપર છે.

કારીગરી થઇ હોય એવો કોઇ ઐતિહાસિક પૂરાવો મળતો નથી. વિમળના દૃષ્ટાંતથી શ્રાવકોમાં ભવ્ય દેહરાં બંધાવવાની હોંસ ઉશ્કેરાઇ. વસ્તુપાળ તેજપાળના પ્રબંધમાં સ્પષ્ટ જણાવ્યું છે કે દેહરાંવડે વિમળનું નામ અમર થયેલું જોઇને વસ્તુપાળે પોતાના મરનાર ભાઇ લુણિગ અને પોતાની પત્ની અનુપમાદેવીના નામનાં દેહરાં બંધાવ્યાં. વિમળને દેહરાં બંધાવવાની પ્રેરણા કરનાર ગચ્છાધિપતિ ધર્મઘોષ સૂરિ હતા. આબુ જેવું રમણીય સ્થાન બ્રાહ્મણોના તીર્થ તરીકે પં-કાય અને જૈનોનું ત્યાં કંઇ પણ નહિ, એ જોઇને એમને બહુ ખેદ થયો. ચદ્રાવતીમાં એમણે ચોમાસું કર્યું ત્યારે અપાતો દરરોજનો ઉપદેશ સાંભળીને વિમળને લાગ્યું કે લડવૈયા તરીકે મેં બહુ પાપ કર્યું છે, કંઇકના દંડ લીધા છે, કંઇકને ત્રાસ આપ્યોછે, કેટલાંએ નગર ઉજાડયાં છે અને અસંખ્ય જીવોનો ઘાત કર્યો છે. આ ઘોર પાપથી છૂટવાને સદ્ગુરૂને શરણ થયા વિના બીજો રસ્તો નથી. ગમે તેમ કરીને મને પાપમાંથી છોડાવો, એવી તેણે ગુરૂને વિનતિ કરી. ગુરૂએ કહ્યું કે તારા જેવા પાપીને આલોયણ આપવાનો કોઇ ઉપાય નથીઃ માત્ર એક માર્ગ છે ને તે એ કે જ્યાં 'મિથ્યાત્વી' લોકોનું તીર્થ હોય; ત્યાં જૈનતીર્થ સ્થાપે તો તું આરાધક થઇ શકે. આબુ મિથ્યા-ત્વીઓનું મોટું તીર્થ છે અને તું સર્વ રીતે સંપન્ન છે માટે આબુ ઉપર જૈનતીર્થ સ્થાપન કર. ગુરૂની પ્રેરણાથી મહાત્ત્વાકાંક્ષી વિમળ દેહરાં બંધાવા પ્રેરાયો. 'જૈનસઝાય શિક્ષા'માં લખે છે કે પહેલાં તો વિમળે સત્તાને બળે જમીન લીધી; પણ પછી પોતાની ઉદારતા બતાવવા ધન પણ આપ્યું. કવિ કહે છે કે જેટલી જમીન જોઇતી હતી તેટલી જમીન ઉપર 'સુવર્ણ ટંકા' પાથરીને તેણે જમીન વેચાતી લીધી.

બહુ બહોળું દ્રવ્ય ખર્ચીને વિમળે દહેરાં બંધાવ્યાં અને સંવત્ ૧૦૮૮માં નાગેંદ્ર, ચંદ્ર, નિર્વૃતિ અને વિદ્યાધર(જૈન શ્વેતાંબરમતના મુખ્ય સંપ્રદાય) પ્રમુખ ગચ્છના આચાર્યો અને ચતુર્વિધિ સંઘની સમક્ષ ધર્મઘોષ સૂરિને હાથે આદીશ્વર ભગવાનની અઢાર ભારની પીતળમયી પ્રતિમા પ્રતિષ્ઠિત કરાવી. 'પ્રબંધકોશ' 'વિમળચરિત્ર' અને બીજા ઘણા ગ્રંથોમાં લખે છે કે ભાટચારણ વગેરે યાચકોને દાન આપીને તેણે એટલા ખુશી કર્યા કે ભાટ લોકો હજુ પણ આશીર્વાદ આપતાં विमल श्री सुप्रथातं ( વિમળ અને તેની પત્ની શ્રીદેવીને જેવો સુખકારક દિવસ થયો તેવો તમને સુખકારક દિવસ હો.) એમ કહે છે.

વિમલનું દેહરૂં ક્યારે તોડવામાં આવ્યું તે કોઇ પણ ઇતિહાસ કર્ત્તાઓના જાણવામાં આવ્યું નથી. " વિમલ ચરિત્ર " ઉપરથી એ હકીકત મળે છે. ચરિત્રના છેવટના ભાગમાં ગ્રંથકર્તા લખેછે કે.—

[ अथ ढीलीतः ॥७२॥ तुंग मित तुरंगमाधिपतिः सुरत्राणो घोघराख्य तद् भ्रातृः जयुत समाजगाम, अर्बुदाचलपरितसपदगज । ततः परमाराधिपेन संधितेन सहविघाय तलहट्टिकायां स्थापितः विलोकनार्थमुपरि चटितेन घोघरसुरत्राणेन लघुना मूलनायकादि बिंब भग्नः प्रासादपुत्तलिकादि चित्रविनाशश्च मंडपपातनादिच्च चक्रे । अस्त्यादि अत्यारूढः विमलमूत्यादि भंगश्चा....यतः

नव षट् त्र्येक संख्येब्दे (१३६९) री री बिंबस्य तस्यच;
घोघर सुरत्राणेन, चक्रे भंगोति दारुणः ॥१॥

'તીર્થંકલ્પ'માં લખેછે કે—

**तीर्थवर्षेपि भग्नेस्मिन् दैवान् म्लैच्छै : प्रचक्रतुः**

આમાં તીર્થ શબ્દથી ૬૮ની સંખ્યા સૂચવી હોય એમ લાગે છે. સંવત્ ૧૩૬૮ના વૈશાખ મહિનામાં કાન્હડદે મરાયો ને ઝાલોર પડયું, તે પછી તરત અથવા ચોમાસું પૂરૂં થતાં મ્લેચ્છોએ અર્બુદાચળનાં તીર્થોનો વિનાશ કર્યો હોય એ તદ્દન સંભવિત છે. ૬૮–૬૯ નો ફેર ચૈત્રી અને કાર્તિકી વર્ષગણનાને લીધે પણ હોય.

જુદા જુદા ગ્રંથોમાંથી વિમળના ચરિત્રને લગતી જે હકીકત મળે છે તેનો સાર આ પ્રમાણે છે.

**વિમળપ્રબંધના** નવ ખંડ અને દશમી ચૂલિકા મળીને દશ ભાગ પાડયા છે.

## પહેલો ખંડ.

ગ્રંથારંભે તીર્થંકરને પ્રણામ કરીને કવિ સરસ્વતીની સ્તુતિ કરે છે. બ્રાહ્મણવર્ગના લોકો શુભ કામની શરૂઆત કરતાં ગણપતિનું નામ લે છે, તેમ જૈનો ગૌતમનું નામ મંગલકારક અને વિઘ્નવિનાશક માને છે. સરસ્વતીને બ્રાહ્મણો અને જૈનો બેઉ માને છે.

સરસ્વતીની સ્તુતિ પછી લક્ષ્મીના નિવાસસ્થાન હેમકૂટનું વર્ણન આવે છે. ઉત્તરધ્રુવથી દક્ષિણધ્રુવ સુધીની ભૂગોળ હસ્તામલકવત્ જોનાર અત્યારના વાચકોને હેમકૂટ–સોનાના પર્વતની વાત હસવા જેવી લાગશે; પણ પાછલા જમાનાને માટે તે તેવું નહોતું. પુરાણોમાં સોનાનો પર્વત, દૂધનો દરિયો(ક્ષીરસાગર), કૈલાસ, મેરૂ અને

એવાં એવાં બીજાં અનેક સ્થાનોનું વર્ણન છે. એ પૌરાણિક સાહિત્ય એજ એ કાળે કથાવાર્તાનું મુખ્ય સાહિત્ય હતું. બ્રાહ્મણો અને જૈનો બેઉમાં એ સાહિત્ય એક બીજાની સ્પર્ધા કરતું હતું. એ સાહિત્યને પ્રમાણભૂત માનવું અને તેનું જ્ઞાન સામાન્ય લોકોમાં ફેલાવવું એ પ્રાકૃતકવિઓનું કર્તવ્ય હતું. એ કાળનાં ગુજરાતી, મરાઠી કે હિંદી બધી દેશ્યભાષાનાં પ્રાચીન કાવ્ય કોઇને કોઇ પૌરાણિક પ્રસંગોપર રચાયાં છે. આ વિચાર ધ્યાનમાં રાખીને વાંચવાથી હેમકૂટના વર્ણનનું અને એવા બીજા પ્રસંગોનું તથ્ય વાંચનાર સમજી શકશે.

લક્ષ્મીદેવીએ શ્રીમાળનગરની સ્થાપના કર્યાનું બધું વર્ણન કવિએ શ્રીમાલપુરાણ ઉપરથી લીધું છે. શ્રીમાળીઓના શ્રીમાલપુરાણ પેઠે બીજી જ્ઞાતિઓનાં બીજાં પુરાણ રચાયાં છે. એ સર્વનું બંધારણ લગભગ સરખું છે. અમુક દેવે આ નગર વસાવ્યું અને આ જ્ઞાતિ સ્થાપી એવુ દરેક પુરાણમાં હોય છે. ઔદિચ્ય બ્રાહ્મણોના ‘શ્રીસ્થળ પ્રકાશ’માં સિદ્ધપુરને લક્ષ્મીદેવીએ વસાવ્યું અને લક્ષ્મી તથા બીજા બધા દેવોએ સદાકાળ ત્યાં સ્થિરવાસ કરી રહેવાનું વચન આપ્યું એવું છે. નાગરોના નગરખંડમાં આનંદપુર ઉમામહેશ્વરે વસાવેલું અને નાગરોને ઉમયાના પ્રીતિપાત્ર બ્રાહ્મણો બનાવ્યાનું વર્ણવ્યું છે. શ્રીમાળીઓની કુળદેવી* લક્ષ્મીએ તેમને વરદાન કર્યું છેકે:—

*ઐતિહાસિકદષ્ટિએ જોતાં ભગવાન્ મહાવીર સ્વામી અને ગૌતમ બુદ્ધના સમય પહેલા જ્યારે જ્ઞાતિઓ હાલના જેવું સ્વરૂપ પામી નહોતી

"લચ્છિ ભણુઇ નિર્ધન નહિં, હું તમ ગોત્રજ જેણિ:
શ્રી શ્રીકાર સુ અપ્પીયા, શ્રી શ્રીમાલી તેણિ. ૧-૯૪

અને લોકોનો સમૂહ જ્ઞાતિને બદલે કુળ અથવા ગોત્રના નામે ઓળખાતો હતો, તે વખતે આર્ય પ્રજાના દરેક કુળ અથવા ગોત્રમાં પોતાનું રક્ષણ કરનારી કોઇ એક દેવીની માન્યતા ચાલતી થઇ હતી. એ સ્વીકારેલી દેવીની દરેક ગોત્રવાળા પૂજા કરતા અને તેની પ્રાર્થના તથા યશોગાન કરતા. એ કુળવાળા જ્યાં જ્યાં જઇને વસ્યા ત્યાં ત્યા તેમણે પોતાની દેવીની સ્થાપના કરી. એ દેવી ગોત્રદેવી, કુળદેવી, કે ગામદેવી તરીકે ઓળખાઈ. ગોત્રજાનો અર્થ ગોત્રને જન્મ આપનારી-ગોત્રની મૂળ માતા એવો પણ થાય; પરંતુ આર્ય પ્રજામાં ગોત્રની માન્યતા બહુ પ્રાચીન કાળની છે. વેદ અને તેની શાખાઓ બંધાઇ તે પહેલાંની છે અને કુળદેવીની માન્યતા તો ઘણી પાછળથી જન્મ પામી છે એટલે ગોત્રજાનો અર્થ ગોત્રની આદિ જનની એવો કરી શકાય એમ નથી. વંશની ઓળખાણમાં સ્ત્રીનું નામ ચાલતું રહે એટલું બધું સ્ત્રીનું મહત્ત્વ એ કાળે સ્થપાયુંજ નહોતું. સ્ત્રી સ્ત્રી તરીકે નહિ પણ દેવી તરીકે પૂજાતી થઈ ત્યાર પછીજ કુળ દેવી કે ગોત્ર દેવી તરીકે તે પૂજા પામતી થઈ. લક્ષ્મીદેવી શ્રીમાળીઓની કુળદેવી તરીકે પૂજાય છે તે પણ શ્રીમાળીઓની આદિજનની તરીકે નહિ પણ શ્રીમાળ નગરની સ્થાપક-રક્ષકદેવી તરીકે પૂજાય છે. પ્રબંધમાં ઓશવાળની કુળ દેવી શચિ અને પોરવાડની, કુળદેવી અંબાજીની હકીકત આવે છે તે પણ આ પ્રમાણે નગરની રક્ષકદેવી તરીકે છે. ગામેગામ ગામની, રક્ષકદેવી સ્થપાયલી છે અને: દરેક ગોત્રવાળા પોતપોતાની પ્રાચીન માન્યતા પ્રમાણે કોઈ એક દેવીને પોતાની કુળદેવી માને છે. એ માન્યતા પ્રમાણે શ્રીમાળીઓની કુળ દેવી શ્રી (લક્ષ્મી) દેવી છે.

## બીજો ખંડ.

બીજા ખંડની શરૂઆતમાં કવિ દોઢ હજાર વર્ષ પહેલાંની ઉહડ રોહડ અને ઉત્પલદેવ કુમારની વાત કહે છે, તેમાં વચ્ચે સારામાઠા શકુનનું વર્ણન કરેછે. શકુનની માન્યતા બહુ લાંબા કાળથી આપણા લોકમાં દૃઢ થઇ ગઈ હતી ને તેથી સારા માઠા શકુન સમજાવવા એ એક વ્યવહારોપયોગી બાબત હતી. વ્યવહારોપયોગી જ્યોતિષ, શકુન, સામુદ્રિક વગેરે વિષયો સ્વતંત્ર ગ્રંથોથી શીખી લેવાની લોકોની અનુકૂળતા એ કાળે ઘટી ગઇ હતી, એથી કવિઓ પોતાનું કાવ્ય વ્યવહારોપયોગી કરવા આવા વિષયો ઉતારી લેતા. શામળભટ્ટ **'મદનમોહના'** ની વાતમાં લબાણથી શકુનનું વર્ણન કરે છે. પ્રેમાનંદ પણ વખત આવ્યે શકુનની વાત કહે છે, પણ તે પોતાનો ચાલતો કથાપ્રસંગ છોડીને કેવળ એવા વિષયપર ઉતરી પડવાનું પસંદ કરતો નથી. **'વિમળપ્રબંધ'** એક સંગ્રહગ્રંથ હોય તેમ તેમાં અવાંતર વિષયો ભરપૂર ભર્યા છે. જુદી જુદી વિદ્યાઓ વિસ્તારથી વર્ણવી હોય એવા ગ્રંથો એ કાળે બહુ માન પામતા હોય એમ ધારી શકાય. †

ઉહડ અને ઉત્પલદેવ પરમારે શ્રીમાળથી નીકળીને ઉજડમાં વાસ વસાવ્યો. ઉત્પલદેવના પિતાએ કહ્યું હતું કે કુંવર રીસાઇને શું કરશે? બહુ કરશે તો **उवस** (सं. **उद्वस** વાસ વગરનું–ઉજડ) વસા-

---

† 'પ્રવીણસાગર' નું લોકોમાં બહુ માન હતું એ આપણી જાણીતી વાત ઉપરથી આવું અનુમાન કરી શકાય.

વશે. પિતાના વચન પ્રમાણે કુંવરે 'ઉવસ' વસાવ્યું. ત્યાં પાર્શ્વનાથની સ્થાપના કરી અને नगर तणि रषवालि श्चचि દેવીનું સ્થાપન કર્યું. એ નગરના રહેવાસીઓ उपशवशी કહેવાયા. ઓશવાળોના જૂના લેખોમાં उसवंश, ऊपुसवंश, उपकेशवश એ નામો વાપર્યાં છે. ઉજડ વસાવવાનું પરાક્રમ કર્યું માટે એમને શૌર્યભરી "अरडकमल्ल" એ પદવી મળી. ઓશવાળ अरडकमल्ल બિરૂદે ઓળખાતા.

ઓશવાળની વાત પૂરી થયા પછી પોરવાડની ઉત્પત્તિની વાત આવે છે. ઉત્પલદેવ કુમારે શ્રીમાળ છોડયા પછી શ્રીમાળનગરની પડતી થઇ. લૂંટફાટથી કાયર થયેલા લોકોએ ખંભાતના પુરૂરવા ચક્રવર્તિ પાસે જઇને મદદ માગી. તેણે દશ હજાર યોદ્ધાઓ મોકલીને શ્રીમાળને નિર્ભય કર્યું. એ દશ હજાર યોદ્ધા શ્રીમાળ નગરની બહાર પૂર્વમાં વસ્યા, ને પોરવાડ નામે પ્રસિદ્ધ થયા. એમના ઉતારાની પાસે અંબાજીનું સ્થાનક હતું ને લોકો તેની ઘણી માનતા કરતા હતા, પોરઆડોએ પણ અંબાજીની માનતા કરવા માંડી અને તેને ગોત્રજા દેવી સ્થાપી.

શ્રીમાળી, ઓશવાળ અને પોરવાડની ઉત્પત્તિની હકીકત કહીને કવિ વાણિયાની ચોરાશી જ્ઞાતિનાં નામ ગણાવે છે. 'વિમળ ચરિત્ર'ના કર્ત્તા એકલાં નામ આપીને સંતોષ પામતા નથી, ચોરાશી જ્ઞાતિનાં એ નામ પાડવાનું કારણ શું છે, એ જ્ઞાતિ કયો ધર્મ પાળે છે, તેના ગોર અને ગુરૂ કોણ છે એ સંબધી કેટલીક હકીકત આપે છે. જ્ઞાતિઓના ઇતિહાસમાં આ હકીકત ઉપયોગી છે. એ હકીકતનું મૂળ સંસ્કૃત અને તેનું ભાષાંતર આપતાં પ્રસ્તાવના

બહુ લાંબી થઇ જાય એથી અહીં તેનો જાણવા જેવો સાર ભાગ આપું છું' જ્ઞાતિનાં નામ પડવાનું કારણ કહે છે કે:—

येषां स्थानेषु ये येषु वासिनः वणिजः स्थिताः
तेषां तद्वटंकेन ज्ञातिः ख्यातेव भूतले ॥७१॥
तद्भेदा बहवः संति, तान् वक्तुं नैव पार्यते ।
चतुर्युक्ताशीति संख्या ज्ञातिनामं परं ब्रुवे ॥७१॥

( જે વાણિયા જે સ્થાનમાં વાસવસીને રહ્યા તે તે અટકની જ્ઞાતિથી ઓળખાયા. તેના ભેદ ઘણા છે જે કહેતાં પાર આવે એવો નથી. માત્ર ચોરાશી જ્ઞાતિના ભેદ કહું છું. )

**પોરવાડને** અંબાજીએ સાત દુર્ગ આપ્યા, તેથી તેમનામાં સાત ગુણ આગળ પડતા થયા. ૧ પ્રતિજ્ઞા નિર્વાહ, ૨ સ્થિરપ્રકૃતિ, ૩ પ્રૌઢ વચન, ૪ પ્રકર્ષપ્રજ્ઞા, ૫ પ્રપંચજ્ઞતા, ૬ પ્રબળ મનોબળ, ૭ પ્રભુતાકાંક્ષા આ પ્રમાણે प्राग्वाटे पुटसप्तकम् પ્રાગ્વાટમાં સાત પુટ છે. એમના ધર્મગુરૂ સાધુ (જૈન) અને કર્મગુરૂ બ્રાહ્મણ. પોરવાડના ત્રણ ભેદ. (૧) શુદ્ધ પોરૂઆડ, (૨) સોરઠમાં જઇ રહ્યા તે સોરઠીઆ પોરૂઆડ; ને (૩) કંડુલ મહાસ્થાનમાં રહ્યા તે કંડુલ (કંડોલીઆ પોરવાડ) થયા. **શ્રીમાળી વાણિયાના ભેદ** સાડીએકવીસઃ તેમાં મુખ્ય ત્રણ. (શ્રીમાળ નગરના મૂળ રહીશ હોવાથી) લક્ષ્મીદેવી જેની ગોત્રજાછે તે **શ્રી શ્રીમાળી,** બીજા દેવોથી જેમનું ગોત્ર બંધાયું-(પાછળથી શ્રીમાળમાં વસેલા તેથી) તે શ્રીમાળી,અને ત્રીજા લાટદેશે

गता ये तु श्रीमाला लाड्या इति લાટદેશ (ભરૂચ જીલ્લો અને તેની આસપાસનો ભાગ છસેં વર્ષ પહેલાં લાટદેશને નામે ઓળખાતો હતો, ત્યાં) ગયા તે **લાડુઆ શ્રીમાળી*** એ નામે ઓળખાયા. તેમના

---

* લાડુઆ શ્રીમાળી જ્ઞાતિને માટે આ હકીકત બહુ મહત્ત્વની છે. લાડુઆ શ્રીમાળીઓની વસ્તી હાલ પણ લાટદેશ (ભરૂચ જીલ્લો) અને તેની આસપાસમાં મળી ફક્ત બાર તેર ગામમાજ છે. દોઢસોએક વર્ષ ઉપર સુરતમાં લાડુઆ શ્રીમાળી અને વીસા શ્રીમાળી વચ્ચે કંઈ તકરાર પડી અને વીસા શ્રીમાળીઓએ લાગવગ વાપરીને લાડુઆ શ્રીમાળીઓને સંઘ બહાર મૂક્યા. એમની ન્યાત નાની અને સંઘ ઉપર અસર પહોંચાડી શકે તેવા શ્રીમંતો કે લાગવગવાળા માણસો તેમનામાં ઓછા એથી એમની દાદ લાગી નહિ તેઃસંઘ બહાર ચાલતા રહ્યા. વાત જુની થતી ગઇ તેમ જડ થતી ગઈ. ન્યાતમાં તડ પડતાં સામસામા પક્ષો એક બીજાને હલકા પાડવા કંઈ કંઈ જોડકણાં જોડી કાઢે છે તેમ આમને માટે પણ તરેહવાર જોડકણાં જોડી કઢાયાં. સુરતનો મોટો સંઘ એ ન્યાતનો વહેવાર રાખતો નથી એ જોઇને એમની વસ્તીવાળાં બીજાં ગામોના શ્રાવકોએ પણ એમની છાંડ કરવા માંડી. દહાડે દહાડે એવો વિચાર બંધાતો ગયો કે લાડુઆ શ્રીમાળીઓનું શ્રાવકોને ખપે નહિ. લાડુઆ શ્રીમાળીઓ ધર્મનિષ્ઠ જૈનો છે. એમને અન્યાય થતો જોઇને મુનિ મહારાજોએ સુરતના સંઘને સમજાવવા અનેક વાર પ્રયત્ન કર્યો છે. સદ્ગત જૈનાચાર્ય આત્મારામજી મહારાજ જેવા મોટા મોટા મુનિયો વચ્ચે પડયાછે, પણ સંઘ બહારની વાત એક દોઢ સૈકા જેટલી જુની થઇ જવાને લીધે એમનું ખપે નહિ એ વિચાર શ્રાવકોના મન પરથી દૂર કરી શકાયો નથી. લાડુઆ શ્રીમાળી વાણિયા છે એવું બતાવનારો કોઈ સદ્ધર પૂરાવો મળતો નહોતો એટલે લોકોની માન્યતા આગળ મહારાજોને નિરૂપાય થવું પડતું હતું. વિમલચરિત્ર ગ્રંથ બહુ સ્પષ્ટ રીતે લાડુઆ શ્રીમાળી

(સર્વ શ્રીમાળી વાણિયા જ્ઞાતિના) ગૃહસ્થાચાર કરાવનારા ગુરૂ બ્રાહ્મણ અને પુણ્યમાર્ગ (ધર્મ)નો ઉપદેશ કરનારા ગુરૂ સાધુ (જૈન). વચ્ચે ચાર આચાર્યો શ્રીમાળી* જ્ઞાતિને ધર્મોપદેશ કરનારા થયા, તેમાં પ્રથમ શ્રી શાંતિસૂરિ, તેમના ત્રણ શિષ્ય વીરસૂરિ× સર્વદેવસૂરિ.○

---

ઓને શ્રીમાળી વાણિયા પૂરવાર કરે છે. આ જ્ઞાતિને લગતા પ્રતિમાઓ અને પ્રાચીન પુસ્તકોના) બીજા લેખો પણ મને મળ્યા છે. પણ અહીં તે ઉપયોગના નથી. શ્રીમાળી જ્ઞાતિના ઇતિહાસમા હુ તે સવિસ્તર પ્રકટ કરીશ. અહીં એટલું કહેવું જરૂરનું છે કે ૪૦૦ વર્ષ પહેલાંના પુસ્તકમાં લાડુઆ શ્રીમાળીઓને શ્રીમાળી વાણિયા પૂરવાર કરનારો ઉપરનો પૂરાવો જોયા પછી સુરતના જૈનસંઘે પોતાના સ્વધર્મી ભાઈઓને પોતાના હાથે થતો ઘોર અન્યાય જેમ બને તેમ જલદી દુર કરવો જોઇએ.

* અહીં ગ્રંથકર્તાએ અથવા પુસ્તક લખનારે પાનાની બાજુપર નીચે પ્રમાણે આંકડા મૂકયા છે.=૧૭૨૮૦૦, ૧૨૯૬૦૦૦, ૬૪૦૦૦૦૦, ૩૨૦૦૦ આ આકડામાં પહેલો શ્રીમાળી બ્રાહ્મણનો, બીજો શ્રી શ્રીમાળી વાણિયાનો ત્રીજો શ્રીમાળી વાણિયાનો અને ચોથો લાડુઆ શ્રીમાળી વાણિયા જ્ઞાતિની મૂળ સંખ્યા બતાવવાને લખેલો હોવો જોઇએ.

× વીરદેવસૂરીનો કાળ સંવત્ ૯૩૮ થી ૯૮૦ છે.

○ સર્વ દેવસૂરિ સંવત્ ૧૦૨૦ મા હતા.

ઓશવાળ મૂળમાં શ્રીમાળી હોવા છતાં તેમના ગોર શ્રીમાળી બ્રાહ્મણ ન હોવાનું કારણ 'વિમલચરિત્ર'ના કર્ત્તા સમરાદિત્ય ચરિત્ર ઉપરથી એવું કહે છે કે શ્રીમાળી બ્રાહ્મણો કન્યા દીઠ विवाहे तु करः पंचशतीशा षोडशाधिकाः (પાંચસેં સોળ) ટંકા લેતા હતા. એકવાર દાપા માટે એક ગરીબને બ્રાહ્મણો કાયર કરતા હતા, તેથી ઉહડે તેમને માર મરાવ્યો. બ્રાહ્મણો ઉએસનગર છોડીને ચાલ્યા ગયા પછી ઉહડે શ્રીમાળ નગર ઉપર મુંગલોનું સૈન્ય મોકલ્યું. શ્રીમાળી મહાજન ઉહડને શરણે આવ્યું ને પોતાનું રક્ષણ કરવા માગણી કરી ઉહડે કહ્યું કે શ્રીમાળી બ્રાહ્મણો અમારા ઉપર કોઇ જાતનો હક કરે નહિ તો મુંગલ સૈન્ય પાછું જાય શ્રીમાળી મહાજને તે કબુલ કર્યું.

तस्मादुकेश ज्ञातिनां गुरवो ब्राह्मणो न हि ।
उएसा नगरं सर्वं कररीणं समृद्धिमत् ॥४०॥

જે શ્રીમાળીઓ પલ્લીનગરમાં જઇને રહ્યા તે પલ્લીવાલ નામે ઓળખાયા જેમ—

सिरि सिरिमाला ऊएसा, पल्ली नामेण तहाय मेडत्ते;
विश्वेरा डिंडूया षंडूया तह नराणउरा ॥१॥
हरिसउरा जाइला पुरवर तइ डिंडूयडा;
षंडिलवाल अद्धं, बारस जाइ अहीबाउ ॥२॥

(શ્રી શ્રીમાળી, (શ્રીમાળી), ઓશવાળ, પલ્લીવાલ, મેડતવાલ, ડિંડૂ, ખટવડ, નારાયણા, હરસોરા, જાયસવાલ, પુષ્કરા, ટંટવાલ, અને અર્ધા ખંડેલવાલ એ સાડા બાર જ્ઞાતિ જાણવી.)

ઓસવાળ, પલ્લીવાળ, કોરંટાવાલ, ખંડેરવાલ, ભેટઉરા, હથોડીવાળ, મંડોવરા, ખેરૂયા, સોખિતવાલ એમના ગુરૂ શ્વેતાંબર. નાણુકીય, દેવાનંદીય, કાસહીય અને તેવા બીજા તેમના દિગંબર ગુરૂ. એ પ્રમાણે શ્રીમાળીની સાડી એકત્રીસ જ્ઞાતિ જાણવી.

નાગર બ્રાહ્મણોના છ ભેદ અને નાગર વાણિયાનો એક ભેદ. તેમના ધર્માચાર્ય કોટિકગણુની પ્રથમ શાખામાં ઉચ્ચ નાગર નામના થયા.

જાલોર મહાસ્થાનના જાલોરા બ્રાહ્મણ અને તેજ અવટંકના વાણિયા. તેમના ધર્માચાર્ય વિદ્યાધરી શાખા ના. પાદલિપ્તાચાર્યના કુળના.

વાયડ મહાસ્થાનના વાયડા બ્રાહ્મણને તેજ નામના વાણિયા. શ્રી જીવદેવસૂરિ ધર્માચાર્ય; તેની પડખે ડીસા મહાસ્થાન. તે નામના બ્રાહ્મણ ને તેજ નામના વાણિયા. એ વાણિયાના વાયડગચ્છના શ્રી ઉપાધ્યાય મિશ્ર ગુરૂ.

મોઢેર મહાસ્થાનના મોઢ બ્રાહ્મણ. તે નામના વાણિયના ચાર ભેદ. મોઢેરવાલ (મોડ) અડાળજા, ગાંભૂઆ, ધાકડ. તેમાં ગંભીરપુરવાસી અડાલજાના શ્વેતાંબર ગુરૂ, તેમની વિદ્યાધરી શાખા.

ખેડ મહાસ્થાન. તે નામના બ્રાહ્મણ અને હુંબડ વાણિયા. કોટિકગણુબદ્ધ ધર્માચાર્ય મંત્રસિદ્ધઆર્યખપટસૂરિ ગુરૂ.

સાભ્રમતી નદી કાંઠે ખેડ મહાસ્થાન. તે નામના બ્રાહ્મણ લાડ વાણિયાના ગોર.

કૌંન્ડિય મહર્ષિ સ્થાપિત કંડુલ મહાસ્થાન. તે નામના (કંડો-ળિયા) બ્રામણ અને કપોળ વાણિયા. નાગેંદ્ર ગચ્છના કપોલ નામના સૂરિ એમના ધર્માચાર્ય.

શ્રીગોડ મહાસ્થાન. તે નામના બ્રાહ્મણ. ચાર પ્રકારના વાણિયા અને કાયસ્થ.

मढकेसरा पोगडं मुगटेश्वरजाताः, पोरुआड वघनेरा घनावरनगरे जाताः, सरसईया सरसिइ पाटणि जाताः, करहीया वाणारसी जाताः, गाला गालाडदेश जाताः, सेहरा सेहरमथुर स्थाने जाताः, लंबेवा सोरीपुरनगरे जाताः, गोला राडा गोला नगरे जाताः, गोल सीगारी सोगारदेशे जाताः, पूर्वा पूर्वानगर जाताः, पद्मावती सुत्तपोअणजाताः, पंचम याति दक्षिणदेश जाताः, हलहर जाति दक्षिणदेश जाताः*

પ્રબંધમાં વાણિયાની ચોરાશી જ્ઞાતિઓનાં નામ આપ્યા પછી નવ નારૂ કયા અને પાંચ કારૂ કયા તે કહીને ચાર મુખ્ય વર્ણ સાથે કુલે અઢાર વર્ણ ગણી બતાવે છે. છેવટે ૭ દર્શન કયાં તે બતાવીને બીજો ખંડ પૂરો કરે છે.

## ત્રીજો ખંડ.

ત્રીજા ખંડમાં કવિ કલિયુગના અનાચાર વર્ણવતાં માબાપ છોકરાને માટે કેટલું કેટલું કરે છે અને છોકરાનો વખત આવતાં તે માબાપ સાથે કેવા તુંદ મીજાજથી વર્તે છે તે બહુ અસરકારક રીતે વર્ણવ્યું છે. સીમંતની ન્યાતો જમાડવાનો રિવાજ કવિના કાળે પણ ચાલતો હતો એવું—

---

* આ બધા ઉતારા મૂળમાં છે તે પ્રમાણે અક્ષરશઃ આવ્યા છે.

"પુત્ર તણુઉં આવિઉં આધાન, છઠ્ઠઇ માસિ કારઉં પકવાંન,
જાસક યમણુ યમાડિઉં બહુ, ગાયિ રંગ વધારિ સહુ."

એ ટુંક ઉપરથી સમજાય છે. આગળ ચાલતાં નિશાળની વાત આવે છે. ગરીબ બિચારા અધ્યારૂને માટે કવિ કહે છે કે:—

"લોભી હુઇ બાંભણની જાતિ, પંડિત તાકઇ ધર મીરાતિ;
ભણતાં અક્ષર ન ચડિ મુખે, જાંણિ પંડિત મારિ રખે;
છાનુ વિછનું ચોરી કરઇ, પુત્ર પંડયાનું ધર ભરઇ". ૨૭

વહેપારધંધામાંથી હજારો રૂપિયાની આવક થાય નહિ એટલે પંડયાને આમનેમ બાથોડાં મારવાં પડે, ને આવા કારણને માટે તે લોભી ગણાય ! પંડયાની ધાકથી નિશાળીઓ ધરમાં ચોરી કરીને પંડયાને રાજી કરતો હોય એવું પણ કોઇ ઠેકાણે બનતું હશે; પણ બધા પંડયા તેવા હોવા ન જોઇએ. પંડયાઓના ધાકની કહાણી તો જાણીતી છે. કલિયુગના દુરાચાર વર્ણવ્યા પછી કવિ તેના ગુણ વર્ણવે છે. કલિયુગમાં કેવા ઉત્તમ પુરૂષો થયા છે તેની લાંબી વિગત આપીને તેમાંથી વિમળની વાત આવે છે. વિમળશાના પૂર્વજો નિર્ધનતાને લીધે શ્રીમાળ છોડી ગાંભુમાં રહેવા આવ્યા. આ વખતે–

"સંવત આઠ બિહોત્તરિ, જગિ જુ ઠઉ વણરાઉ;
જોઇ જે જંગલ વડાં, નગર વસાવા ઠાઉ."

સંવત્ ૮૦૨ માં વનરાજ નગર વસાવવા સ્થાન ખોળતો હતો. અણહલ ગોવાળે તેને સ્થાન બતાવ્યું, એથી વનરાજે અણહલના નામનું

"અણુહલપુર*" વસાવ્યું. વિમળના પૂર્વજ નિનગને ગાંભૂમાં આ વાતની ખબર મળતાં નવા ક્ષેત્રનો લાભ લેવા તે પાટણ જઇને વસ્યા. એમનો પુત્ર લહિર બહુ પ્રતાપવંતો જણાયાથી વનરાજે તેને દંડનાયક (સેનાપતિ) નીમ્યો. કવિની કહેલી આ વાત ખરી હોય કે ન હોય પણ પાટણમાં શરૂઆતથી શ્રાવક કારભારીઓ આગળ પડતા હતાં એ વાત નિઃશંસય છે. પાટણમાં શ્રાવકો કરતાકારવતા હોવાને લીધેજ મારવાડમાંથી સંખ્યાબંધ જૈનો ગુજરાતમાં આવી વસ્યા ને ગુજરાતમાં વાણિયાની વસ્તી વધી.

વનરાજ પછીના બીજા ત્રણ રાજા થયા ત્યાં સુધી લહિર દંડનાયક રહ્યો એમ કવિ કહે છે. લહિરનો પુત્ર વીર થયો. એ બહુ ધર્માનુરાગી હતો એથી એણે રાજ્ય કારભાર, વ્યાપાર સર્વ છોડીને ધર્મ ધ્યાનમા કાળ ગાળવા માંડયો. વીરનો પુત્ર વિમળ. વિમળ ભીમદેવના વખતમાં થયો ને લહિર વનરાજના વખતમાં થયો. સવત્ ૮૦૨ થી ૧૦૫૦ સુધીમાં વિમળના પૂર્વજમાં વિમળના પિતા સિવાય બીજું કોઇ ન હોય એ બનવાજોગ નથી. કવિની આપેલી વંશાવળી અપૂર્ણ છે.

## ચોથો ખંડ.

ચોથા ખંડમાં વિમળનાં સામુદ્રિક લક્ષણોનું નિમિત્ત લઇને કવિ સારાંમાઠાં સામુદ્રિક લક્ષણો વર્ણવે છે. શરીરના દરેક અવયવ ઘાટદાર

---

* હાલ આપણે તેને 'પાટણ' નામથી ઓળખીએ છીએ; પણ પાટણ એ કંઇ વિશેષ નામ નથી. નાનું હોય તે ગામ, મોટું હોય તે પુર અથવા નગર અને રાજધાનીનું શહેર—પાટનગર હોય—તે પાટણ. એ બધાં સામાન્ય નામ છે. જામનગરને કાઠીયાવાડના લોકો "નગર", એ સામાન્ય નામે ઓળખે છે તેમ 'અણહલપુર પાટણ' પાટણ નામથી ઓળખાતું થયું છે.

અને પ્રમાણસર હોવા એ શરીર બંધારણની સારી સ્થિતિનાં દર્શ ચિહ્ન છે. આ મૂળ પાયાપર સામુદ્રિકશાસ્ત્ર રચાયું છે. પ્રજાર સ્વાશ્રયનો જુસ્સો ઘટયા પછી નિમિત્તો જોતાબેસવાની વૃત્તિ વ છે. સામુદ્રિક વગેરેનું તેમ થયું છે.

વિમળનાં લક્ષણ વર્ણવીને કવિ વિદ્યાનું માહાત્મ્ય વર્ણવે છે "પાંચ વરસ બેટઉ બાલીઇ, દશ નેસાલ સંભાલીઇ," એમ કહેવા માં કવિનો ઉદ્દેશ પાંચથી દશ વર્ષની ઉમર સુધીમાં છોકરાને નિ શાળે મૂકવો, એવું કહેવાનો હોય એમ લાગે છે. વિમળનું નિ શાળ ગરણું વિદ્યારંભના શાસ્ત્રીય સંસ્કારનું રૂપાંતર છે. આપ ણા વખતમાંજ નિશાળગરણાનો રિવાજ બંધ પડી ગયો છે. વિદ્યા ની વાતમાં કવિ અઢાર લિપિ, છ ભાષા અને પુરૂષની ૭૨ કળા ગણી બતાવે છે.

વિમળ વિદ્યા ભણી રહ્યો એટલે તેના પિતા વીરે દીક્ષા લીધી. વિમળની ચંચળતાને લીધે તે તેના દુશ્મનોના મનમાં ખૂંચવા લાગ્યો. દુશ્મનો પોતાના પુત્રનું કંઇ અનિષ્ઠ કરશે એવા ભયથી વિમળની માતા વિમળને લઇને પીહરમાં જઇ રહી. વિમળના મોસાળીયાં ગરીબ હતાં. વિમળ તેમનાં ઢોર ચરાવતો હતો. અંબાજીએ તેનું શીલ જોઇને તેને વર્ણકલા, વાજીપરીક્ષા અને પંચકોશ શરપ્રાપ્તિનાં વરદાન આપ્યાં.

પાટણમાં આ વખતે શ્રીદત્ત નામનો વ્યાપારી પોતાની કન્યા શ્રીદેવીને માટે યોગ્યવર ખોળતો હતો. જોશીએ તેને કહ્યું કે તારી પુત્રીના જન્મયોગ સાથે મળતા આવે એવા ગ્રહ વીરના પુત્ર વિમળના છે. હાલ તે એની મા સાથે એના મોસાળમાં રહે છે,

માટે ત્યાં જઇને વિવાહ કરે. વિમળનો વિવાહ થયો એ પછી વિમળને દાટેલું ધન જડયું.

## પાંચમો ખંડ.

પાંચમા ખંડમાં કન્યાનાં સામુદ્રિક લક્ષણુ વર્ણવ્યાં છે. વિવાહ કરતાં વરકન્યાનાં સામુદ્રિક ચિન્હો જોવાનો ચાલ હજુ પણુ આપણામાં ચાલતો છે. સામુદ્રિક ચિન્હો સમજવાનું કામ એવું ગુંચવણુ ભર્યું છે કે એક ચિહ્ન સારા ભાવનું સૂચક છે કે માઠા ભાવનું તે ખાત્રી પૂર્વક કહી શકાયજ નહિ. વળી જ્યોતિષના ગ્રહોની પેઠે એક સારાની સામે બીજું માઠું ને એક માઠાની સામે બીજા સારાનો વિરોધ પણુ હોય છે. આવી સ્થિતિમાં કોઇ એક માઠું ચિહ્ન જોઇને કોઇને માટે ખરાબ કલ્પના બાંધી દેવી જોઇએ નહિ. આગળના વખતમા માઠાં ચિહ્નને માટે લોકોએ પોતાનાં બાળક તજી દીધાની વાતો આપણે વાંચીએ છીએ. એ મૂર્ખાઇ હાલમાં નિર્મૂળ થઈ છે. ખોટાં ચિહ્નનો વહેમ પણુ દહાડે દહાડે ઘટતો જાય છે.

વિમળના લગનની રીતનું વર્ણન બધું હાલના જેવુંજ છે. લગ્નના આરંભમાં વડી પાપડ કરવાં, ધાન્ય વીણુવાં, માંડવો બાંધવો, સારાં બેસણાં કરવાં, કંકોત્રીઓ મોકલવી, ન્યાત વરો કરવો, ખૂંપ મૂકવો, જાંદરણી, સામૈયું વગેરે સર્વ હાલના જેવુંજ છે. પરણેલું જોડુ વૃધ્ધોને, વડીલોને, પૂજ્યોને અને દેવને પગે લાગે છે. માગણોને અને છએ દર્શનોને દાન આપવાનું તથા સગાં સંબંધીઓને પહેરામણી આપવાનું પણુ હાલના જેવુંજ છે.

નવપરણિત જોડાના વિલાસ વર્ણવતાં કવિ એક સાધુને છાજતી રીતે બહુજ ઠાવકાઇથી અને ટુંકામાં પણુ અસરકારક વર્ણન કરે છે. કેટલાક વખત પછી વિમળ પાટણુમાં રહેવા રહેવા જાય છે.

### છઠ્ઠો ખંડ.

ધર્મઘોષસૂરિએ વિમળને અંબાજીનું આરાધન બતાવ્યું ને વિમળે અન્નની આખડી લઇને અંબાજીને પ્રસન્ન કર્યાં. અંબાજી અને ચક્રેશ્વરીએ તેને વરદાન આપ્યું. પાટણના મહારાજા ભીમદેવ ને વિમળે બાણકળા બતાવી ખુશી કર્યાં, એથી ભીમદેવે તેને દંડ નાયકની પદવી આપી. વિમળ ધનવાન થતો ગયો તેમ તેમ તેના વેરીઓનો તેના પર દ્વેષ વધવા લાગ્યો. તેમણે રાજાને ભંભેર્યો. રાજા વિમળને ઘેર જઇને તેની રિદ્ધિ તેમજ યુદ્ધસામગ્રી જોઇ આવ્યો. તેને લાગ્યું કે વિમળ કોઇ દહાડો મને નડશે માટે તેનો નાશ કરવો. મંત્રીઓએ વિમળને વાઘ પાસે મરાવાની યુક્તિ બતાવી. રાજાએ વાઘ છોડી મૂકાવીને શહેરમાં ત્રાસ વર્તાવ્યો. વિમળને વાઘ છૂટ્યાની ખબર થતાં તરત જઇને તેણે વાઘને પકડી લીધો. પછી વિમળને મલ્લ સાથે યુદ્ધ કરાવીને મારવાની યુક્તિ રચાઇ, તેમાં પણ વિમળની જીત થઈ.

### સાતમો ખંડ

કંઇ ના ચાલ્યું ત્યારે રાજાએ વિમળ પાસે તેના પૂર્વજોના વખતનું ખોટું લેણું કાઢ્યું. વિમળ રાજાની મતલબ સમજી ગયો ને તે પાટણ છોડી ચંદ્રાવતી ચાલ્યો ગયો. ચંદ્રાવતીમાં રહ્યા પછી બાર સુલતાનોના જુલમની વાત તેના જાણવામાં આવે છે.

"જિહાં જિહાં જાણઇ હીંદુ નાંમ, તિહાં તિહાં દેશ ઉજાડઇ ગાંમ;
હીંદુનું અવતરીઉ કાલ, જુ ચાલિ તુ કરિ સંભાલ." ૨૫

કવિ વર્ણવે છે તે સ્થિતિ અમદાવાદના સુલતાનોના વખતની ખરેખરી સ્થિતિ છે. આગળ ચાલતાં વિમળનું પરાક્રમ

બતાવવાને બાને કવિ જુદા જુદા દેશનાં નામ ગણાવે છે; પછી વિમળ બાર સુલતાનોના રોમનગર ઉપર સ્વારી કરે છે. સ્વારીમાં બધાં હથિયારોનાં નામ આવે છે પણ તેમાં બંદૂક નથી. સ્વારીમા ઘોડાઓની જાતિ અને તેમના શણગાર, હાથીઓનાં નામ અને સૈન્યવર્ણન આવે છે. સુલતાનોની વાતમાં કવિ હાસ્યરસ જમાવે છે. વિમળ સુલતાનોને તાબે કરીને તેમની સાથે સરત કરે છે કે બીબીઓ હિંદવાણીનો વેશ પહેરીને મને વધાવે. નિરૂપાયે સુલતાનો તેમ કરાવે છે. બીબીઓને વિમળે કપડાં આપ્યાં, ને સુલતાનોને પોશાખ આપ્યો. તેમની આશિશ મેળવી તે પાછો વળ્યો.

## આઠમો ખંડ.

ઠઠ્ઠાના રાજાએ વિમળનું અપમાન કરનારો પત્ર લખ્યાથી વિમળે તેના ઉપર ચઢાઇ કરી તેને જીત્યો. અહીં કવિ વીરરસ જમાવે છે. વીરરસના ઘણા દુહા કવિએ પ્રાચીન અપભ્રંશ સાહિત્યમાંથી ઉતારી લીધા છે ઠઠ્ઠાના બંભણીયા રાજાને કેદ કરીને વિમળ ચંદ્રાવતીમાં લાવે છે. એ પછી રાજા ભીમદેવ વિમળને છત્રચામર અને રાજાની પદવી મોકલી આપે છે. છેવટે વિમળે ચંદ્રાવતી નવેસર વસાવી તેનું અને બજારનું જાણવાજોગ વર્ણન કરીને કવિ આઠમો ખંડ પૂરો કરે છે.

## નવમો ખંડ.

નવમા ખંડમાં કવિએ ટુંકામાં જૈનધર્મનું સ્વરૂપ વર્ણવ્યું છે. જૈનધર્મનું સામાન્ય સ્વરૂપ સમજવું હોય તેને માટે આટલું વર્ણન બસ છે. શ્રાવકો મૂળમાં બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વર્ણના હતા, છતાં તે બધા વાણિજ્યનો ધંધો કરતા કેમ થઇ ગયા

તે આ ખંડ જોઇને આપણે સમજી શકીએ છીએ. વહેપાર સિવાય બીજા બધા ધંધા શ્રાવકોને માટે દોષવાળા છે ગુરૂમુખે ધર્મનું સ્વરૂપ સાંભળીને વિમળ પોતાનાં પાપને માટે પશ્ચાતાપ કરે છે ને એ પાપમાંથી છૂટવાને સદ્‌ગુરૂ ધર્મઘોષસૂરિને શરણ થાય છે. ગુરૂ તેને આબુ ઉપર જૈનતીર્થ સ્થાપવા કહે છે. વચ્ચે આબુનું પૌરાણિક વર્ણન અને શ્રીમાતા તથા રસિયાદેવની વાત કહે છે. વિમળ અંબાજીની સહાયથી આબુ ઉપર દેહરા બંધાવે છે. સંવત્ ૧૦૮૮માં ધર્મઘોષસૂરિને હાથે આદીનાથની પ્રતિષ્ઠા કરાવે છે ને ખંડ પૂરો થાય છે

ચૂલિકાનો અર્થ શિખર છે. જૈન ગ્રંથકારો કથા ભાગ પૂરો કર્યાં પછી "ચૂલિકા" એ મથાળા નીચે પ્રશંસાત્મક ઉદ્‌ગારો અને પોતાનીવંશ પ્રશસ્તિ આપે છે. ચૂલિકામાં કવિએ ૫૧૧ નામ આપ્યાં છે આ કાળના સંસ્કૃત ગ્રંથોમાં આવતાં નામો અને આ નામો વચ્ચે ઘણો ફેર છે. જેસલ નામે ઓળખાતા માણસનું નામ સંસ્કૃતમાં લખતાં 'જયસિંહ' લખશે, પણ વ્યવહારમાં તો એ નામની ઘણાને કલ્પના પણ હોતી નથી એ કાળે વપરાતાં નામનાં રૂપ કેવાં હતા તે આપણે આ નામો ઉપરથી જોઇ શકીએ છીએ.

ચંદ્રાવતીનગરની ભવ્યતા જોઇને ચકિત થતા ભાટને મોઢે કવિ ઘણા અસરકારક શબ્દો કહેવરાવે છે કે શેઠનું બહુ મોટું ધવલગ્રહ* શુ કરવાનું ? એના કરતા તો—

"વરિ પત્રાલાં વરિ ઝુંપડાં, પહિ અવલંબઈ પિહાં બાપડાં;
અવસરિ રાંધી કોઈ લહઈ, વિસામઇ ઘર ઉટઈ રહઇ. ૫૨

*આરસપહાણનો બંગલો.

જ્યાં ગરીબને વખતપર રાંધ્યું-કે કોરૂં મળે અને જેના ઓટલાપર વિસામો લેવા રહી શકે તેવી ગરીબોનું આશ્રયસ્થાન થતી ઝુંપડી કે પર્ણકૂટી ઘણી સારી.

ભાટ વિમળનાં વાસસ્થાનની ભવ્યતા અને તેના ઘરનો વૈભવ જુએ છે, એટલામાં વિમળની પત્નીને ખબર થવાથી તે આવીને તેમને આવકાર આપે છે. ભાટ વિમળનાં કવિત બોલે છે. વિમળ ઘેર નહિ હોવાથી ભાટ જવા માગે છે. શ્રીદેવી કહે કે "મંત્રી ગયા છે, પણ ઘર અહીં મેલી ગયા છે."

"જિહાં નારી તિહાં મંદિર સહી"

માટે 'શિરામણી' કરીને પછી મંત્રીને મળવા જજો. બહુ સન્માન પૂર્વક શ્રીદેવી ભાટોને જમાડે છે. પાછલા કાળમાં રાજા રજવાડા અને શ્રીમંતોમાં ભાટ લોકો જે માન ભોગવતા હતા તે ખ્યાનમાં લઇએ તો આ કલ્પિત પ્રસંગમાં અતિશયોક્તિ જેવું કંઇ નથી.

સામાન્ય રીતે જૂના કવિઓ સ્ત્રીઓને દોષ દેવાનો કોઇ પ્રસંગ ખાલી જવા દેતા નથી "નારી નરકની ખાણ," "નારીનો વિશ્વાસ ન કરીએ," "વનિતા વિષની વેલ" વગેરે સ્ત્રીનિંદાના ઘણા વાક્ય રૂઢ થઇ ગયાં છે. વિમલપ્રબંધના કવિએ સ્ત્રીઓની નિંદા કરવાને બદલે તેમની પ્રશંસા કરી છે અને તે પ્રશંસા પણ એવી ઉત્તમ રીતે કરી છે કે ગમે તેવા નિષ્ઠુર નિંદકને પણ માથું હલાવ્યા. વગર ચાલે નહિ. કવિ કહે છેઃ—

નારી કહીઇ ઘર શણગાર, નારી વિના મ હયો ભર્તાર. ૯
આગલિ પાછલિ પૂરઈ ઠાંમ, પહિ પરહુણાઇ રાખઈ નામ. ૧૦

નર દુખીઈ ઘરનારી દુખી, નર સુખીઈ ઘરનારી સુખી;
જાતાં જીવિ મેહલઇ હાથિ, નારિ વિના કો નાવઇ સાથિ. ૧૧
જુ ઘરિ સુંદરિ તુ હુઈ શોભ, લેવઇ દેવઇ રહીઇ થોભ;
વેલાં ભોજન વેલાં ભોગ, વેલાં લાભઇ સવિ સંયોગ. ૧૨
નારી વિણુ નર અવગુણુ કોડિ, કોઈ મ દેયો નારી ખોડિ. ૧૫
ઉત્તમ નર હૂઆ સંસારિ, તે ત્રિસઠિઇ માતા નારિ;
નારી લક્ષ્મી પદ્માવતી, નારી ચક્કેસરિ સરસતી. ૧૬
જાં જીવઇ તાં સરસી રહઈ, વેદન ભૂખ દુખ સવિ સહઇ. ૨૨
આવઇ રોગ નિઅ તન દહઇ, રાતિ દિવસ તે પાસઇ રહઈ.
નમણી, ખમણી બહુ ગુણધરી, વંશવિશુદ્ધી સેવા કરઇ.

કાવ્યને અંતે કવિ પોતાની પ્રશસ્તિ આપે છે. જૈન કવિઓનો વિગતવાર પ્રશસ્તિ આપવાનો રિવાજ અપૂર્ણ ઐતિહાસિક સાધનો ધરાવતા આપણને બહુ ઉપયોગી થઇ પડે છે. કવિના પૂર્વજ શ્રીમાળી વંશના મંગ (મંગાસા) પાટણથી અમદાવાદ આવીને અજદરપુરામાં રહ્યા. તેમના ત્રણ પુત્રોમાં મોટા શ્રીધર. તેમનાં પત્ની ઝમકલદેવી. તેમને ચાર પુત્ર અને એક પુત્રી. ચોથા પુત્ર લહૂરાજ સં. ૧૫૨૧ માં પોસ વદિ ૩ ને દિવસે જન્મ્યા. તેજ કવિ પોતે. જિનમંદિર પાસેની ધર્મશાળામાં ગુરૂ ચોમાસુ* રહ્યા હતા, તેમને કવિના પિતાએ જન્મયોગ બતાવ્યો. ગુરૂએ કુંડળી જોઇને કહ્યું કે આ કોઇ પુણ્યશાળી, મોટો યતિ અથવા મોટો વિદ્વાન થશે. ગુરૂના વચનથી (ગુરૂએ તેમનાં માતાપિતા પાસે માગણી કર્યાથી) સં. ૧૫૨૯ ના જેઠ શુદિ ૧૦ ને દિવસે નવ વર્ષની વયમાં કવિને

*સન્યાસીઓની પેઠે જૈન સાધુઓ ચોમાસામા એક સ્થળે સ્થિરવાસ કરીને રહે છે.

દીક્ષા આપી ને લાવણ્યસમય નામ પાડયું. દીક્ષા આપનાર ગચ્છપતિ લક્ષ્મીસાગરસૂરિ હતા. સમયરત્ન ગુરૂએ તેમને વિદ્યા આપી. સોળમા વર્ષથી કવિને વાણી (કવિતા કરવાની શકિત) આવી. કવિએ ઘણા સરસ રાસ, છંદ, કવિત, પ્રબંધ, ગીત વગેરે રચ્યું.

કવિકૃત 'ગૌતમપૃચ્છારાસ,' 'ઓહાનો રાસ,' 'સીમંધર સ્વામીની સજ્ઝાય' (સ્વાધ્યાય–પાઠ), અને 'નેમિછંદ' એટલાં કાવ્ય મને મળ્યાં છે. કવિની દરેક કૃતિ શબ્દલાલિત્યથી ભરપૂર છે. કવિકૃત 'ઓહાનો રાસ' જોનારને સમજાય કે ભાષા ઉપર કવિનો કાબુ કેવો છે. કવિ પોતે પોતાની કૃતિ માટે મગરૂર છે. નેમિછંદમાં તે કહે છે કે.—

"કવિત કવિત કહી સહુ વખાણુઇ, કવિત તણુા પુણુ ભાવ ન જાણુઇ;
સોઇ કવિત જિણિ દુસમન દુમઇ, કોવિદજન મનિ લાગું ગ્રુમઇ ૯
દેખી ચંદ ચકોરા હરખઇ, વસ્તુ વિશેષિઇ પારખિ પરિખઇ;
કરિઉં કવિત જુ ચતુર ન વાહઇ, સોઇ કવિત કહીઇ સ્યામાહિ?" ૧૦

'વિમલપ્રબંધ'માં કવિ કહે છે કે:—

"સરસ કથન નહીં આલી કવઈ, મોટા મંત્રિ રાય રંજવઇ". મેં રસભર્યાં કથન કર્યાં છે, અને મોટા મોટા મંત્રીઓ તથા રાજાઓને રીઝવ્યા છે, પણ જૂઠાં કવન કવ્યાં નથી. સં. ૧૫૫૫ માં કવિને પંડિત પદવી મળી. કવિ કહે છે કે ઘણે ઠેકાણે મેં ઉપદેશ કર્યો છે અને મારા ઉપદેશથી ઘણે ઠેકાણે દેહરાં, ઉપાશ્રય વગેરે થયાં છે. પાલિતાણાના ૧૫ મા ઉદ્ધારની પ્રશસ્તિનો શિલાલેખ વાંચતાં કવિના આ કથનની સત્યતા સમજાય છે.

સં. ૧૫૭૭ ની કર્માશાહની પ્રશસ્તિના લેખમાં લખ્યું છે કે:—

लावण्यसमयाख्येन पंडितेन महात्मना ।
ससमोद्धार सक्ता च प्रशस्ति प्रकटी कृता ॥२३॥

(લાવણ્યસમય નામના મહાત્મા પંડિત વડે સપ્તમોદ્ધાર કર્ત્તાની પ્રશસ્તિ પ્રકટ કરાઇ.)

पूज्य पं. समयरत्न शिष्य पं. लावण्यसमय त्रिसंध्यं श्री आदिदेवस्य प્रणमतीतिभद्रं........

'વિમળપ્રબંધ'ની કૃતિ કવિની ૪૮ વર્ષની પાકટ ઉમર અને બહોળા અનુભવ પછીની કૃતિ છે ને તેથી સ્વાભાવિક રીતેજ તેમનાં આગલાં કાવ્યો કરતાં તે વધારે રસિક અને વધારે મહત્વની છે. પ્રબંધ રચાયા પછી દશ વર્ષમાંજ તેનું સંસ્કૃત ભાષાંતર થયું એ એ પુસ્તકની લોકપ્રિયતા સમજવાને માટે બસ છે સંવત્ ૧૬૬૦ એટલે સો વર્ષ પછી લખાયેલી વિમલપ્રબંધની ઘણી પ્રતિઓ મળે છે, એ બતાવે છે કે જ્યાં સુધી જૂની ગુજરાતીભાષા સમજવાનું મુશ્કેલ પડતું નહોતું ત્યાં સુધી આ પ્રબંધ બહુ લોકપ્રિય અને બહુ ફેલાવો પામેલો હતો. નવી ગુજરાતીના કાળમાં જૂની ભાષાના બીજા કવિઓના ગ્રંથો અંધકારમાં પડ્યા તેમ વિમલપ્રબંધ પણ અંધકારમાં પડ્યો અને નવી ભાષાના નવા કવિઓના રાસ પ્રસિદ્ધીમાં આવતા ગયા. ત્રણસેં વર્ષ પછી આ ઉપયોગી કાવ્યનો ઉદ્ધાર થયેલો જોઇને સજ્જન વાચકોને આનંદ થયા વગર રહેશે નહિ.

'વિમલપ્રબંધ' નાશ પામતો બચાવીને પ્રસિદ્ધીમાં લાવવાનો મુખ્ય યશ મારા મિત્ર ચીમનલાલ ખુશાલચંદ મોદીને ઘટે છે.

એમના પ્રતાપે રાંદેરના શા. લલ્લુભાઇ હીરાચંદ ઈચ્છાપોરીઆ પાસેથી મને આની જૂની પ્રતિ મળી. રા. ઇચ્છાપોરીઆએ બહુ ખુશીથી મને તે આપી. શ્રાવકસંઘને શોભાવનાર પરાક્રમી નરરત્ન વિમળશાહની કીર્તિ અંધકારમાંથી પ્રકાશમાં લાવવાનું શ્રેય આ સજ્જન ગૃહસ્થોએ મેળવ્યું છે. જ્ઞાનનો ઉદ્ધાર કરવો એ જૈનધર્મમાં મોટું પુણ્યકાર્ય ગણાય છે. સુરતના શા. દેવચંદ લાલભાઈના સુપુત્રોએ એ કામ પાછળ એક લાખ રૂપિયાની રકમ કાઢીને અપ્રસિદ્ધ જૈન ગ્રંથો પ્રસિદ્ધ કરવા માંડયા છે. બીજા ધનવાન ગૃહસ્થો પણ હજારો રૂપિયા આ કામની પાછળ ખર્ચે છે. આવા પુણ્યશાળી ગૃહસ્થો જે પુણ્યફળ મેળવે છે તેજ પુણ્યફળ રા. ચીમનલાલ મોદી અને રા. લલ્લુભાઇ ઇચ્છાપોરીઆ જેવા ગૃહસ્થો ખૂણે પડેલા આવા ગ્રંથો યોગ્ય સ્થળે પ્રસિદ્ધ કરવા આપીને મેળવે છે. એમનો ઉપકાર મારા ઉપર તેમ ગુજરાતી સાહિત્ય ઉપર પણ છે.

ત્રણ પ્રતિઓ ઉપરથી મેં આ પુસ્તક તૈયાર કર્યું છે. પહેલી પ્રતિ **રાંદેરના શા. લલ્લુભાઈ હીરાચંદ** ઇચ્છાપોરીયા પાસેથી મળી તે. બીજી પ્રતિ **ભરૂચના શા. સોમચંદ ભગવાન** પાસેથી મળી તે અને ત્રીજી પ્રતિ પુના જ્ઞાનભંડારની **મુનિ બાલચંદજી** પાસેથી મળી તે. પહેલી પ્રતિ જે સંવત્ ૧૫૮૪ એટલે પુસ્તક રચાયું તેજ કાળે લખાયેલી તે સર્વથી વધારે શુદ્ધ હતી અને તેનેજ પ્રમાણભૂત માનીને–તેના અક્ષરેઅક્ષરને વળગી રહીને મેં આ આખું પુસ્તક તૈયાર કર્યું છે. બીજી પ્રતિ બહુ પાછળના કાળે લખાયેલી હતી અને ત્રીજી પ્રતિ સંવત્ ૧૬૬૦ પછી લખાયેલી હોય તેવી હતી. એ પ્રતિનાં આગળ પાછળનાં પાન તૂટક હતાં એટલે

તેની લખ્યા સાલ મળી નથી, પણ સંવત્ ૧૬૬૫માં કોઇ ગૃહસ્થે ઘણી નકલો કરાવીને મોટા મોટા જ્ઞાન ભંડારમાં મોકલી આપી હોય એવુ એ સંવત્‌ની અને એ મરોડની લખેલી ઘણી પ્રતિઓ જોવાથી મને લાગ્યું છે, ને તેથી મેં આ પ્રતિ સં. ૧૬૬૦ પછી લખાયેલી ધારી છે. પહેલી પ્રતિમાં લેખકના હસ્તદોષ કે નજરચુક થી ખોટો પાઠ લખાયો હોય તે સમજવાને માટે આ પ્રતિઓ મને ઘણી ઉપયોગી થઇ પડી છે. પોતાની પ્રતિ આપવા માટે ગ. સોમચંદ ભગવાન અને મુનિ બાલવિજયજીનો હું ઉપકાર માનું છું.

બીજી પ્રતિઓનાં પાઠાંતર આપવાનો મારો વિચાર હતો, પણ મેં જોયું કે બીજી બધી પ્રતિઓ ગ્રંથ રચાયા પછી લગભગ સો વર્ષ પછી લખાયેલી છે, કે જે કાળે ભાષાએ ઘણેભાગે પ્રાચીન રૂપ બદલીને હાલની ગુજરાતીભાષાનું સ્વરૂપ ધારણ કર્યું હતું. આ કાળના લેખકોને પાછલા કાળનાં કરિ, ધરિ, વગેરે સ્વર સંયુક્ત રૂપો અશુદ્ધ લાગવાથી જ્યાં જ્યાં એવાં રૂપ હતાં ત્યાં ત્યાં તેમણે કરઇ, ધરઇ, એવાં પ્રાકૃત શુદ્ધ રૂપ કરી લીધાં છે. ખરૂં જોતાં એ શુદ્ધતા નકામી હતી. કવિએ પોતાની સ્વાભાવિક વ્યવહારોચિત ભાષામાં કાવ્ય રચ્યું હતું અને માત્ર કાવ્યની ભાષા તરીકે અથવા રચનાની અનુકૂળતા માટે જ્યાં જ્યાં જરૂર પડી ત્યાંજ પ્રાકૃત શબ્દો અને પ્રાકૃતરૂપો વાપર્યાં હતાં. ભાષાનો ઐતિહાસિક મર્મ ધ્યાનમાં નહિ રહ્યાને પરિણામે પાછળના લેખકોએ, 'શરિ, કરેશિ, રચેશિ, કશી, વશી,' વગેરે દરેક 'સ' ને ઠેકાણે પ્રાકૃત 'શ' લખ્યો છે. ઇકાર શબ્દમાં ભળીને 'રૂપિ, રંગિ, મિલિ, છિ, દેહરે' એવાં રૂપ હતાં ત્યાં रूपइ, रंगइ, मिलइ, छइ, देहरइ, એવાં રૂપ કર્યાં છે. તેજ પ્રમાણે

ઉકાર સંધાઇને થયેલાં 'સ્યૂં, કિસ્યૂં, ભલુ, પડ્યું', વગેરે રૂપો બદલીને 'सिउ, किसिउ, मलउ, पडिउ;' એવાં રૂપો કર્યાં છે. પાઠાંતર ઘણેભાગે આવાં એકસરખાં હોવાથી મેં પાઠાંતર આપવાનો વિચાર માંડી વાળ્યો. વળી મને એમ પણ લાગ્યું હતું કે જે સામાન્ય વાંચનારાઓને માટે હું આ પુસ્તક તૈયાર કરું છું તેમને એ પંડિતાઇ નકામી અને અડચણકર્તા લાગશે. આવા વિચારથી મેં પાઠાંતર આપવાનો વિચાર માંડી વાળ્યો. જો કે હવે મને લાગે છે કે મહત્ત્વનાં પાઠાંતર આપ્યાં હોત તો અભ્યાસીઓને માટે તે ઉપયોગી થઇ પડત.

'શિર' ને બદલે 'શર,' 'શિખર' ને બદલે 'શખર,' 'શિવ' ને 'શવ' એવાં રૂપો પણ મેં કાયમ રહેવા દીધાં છે. છાપતી વખતે તો 'મૂળમાં કંઇ પણ ફેરફાર ન કરવો' એ નિશ્ચયને વળગી રહીને મેં એ રૂપ રહેવા દીધાં હતાં, પણ બીજા ઘણા રાસોમાં મેં એવાં રૂપ વાંચ્યા પછી હવે મારી ખાત્રી થઇ છે કે એવાં રૂપ તે કાળના અંધકારમય સમયનાં વ્યવહારિક રૂપ હતાં. ઉત્તર ગુજરાતમાં હજી પણ ગામડાના લોકો એવાં રૂપ વાપરે છે. गुर्जराणा मुख भ्रष्ट એ કથનીની તે સાબીતી છે. પ્રજાના અધઃપાતનો તે પૂરાવો છે. મુસલમાની રાજ્યકાળમાં પ્રજા જેમ અધોગત થતી હતી, તેમ તેની ભાષા પણ અધોગત થતી હતી. ભાષામાં અશુદ્ધતા તો ઘણા લાંબા કાળથી ચાલી આવતી હતી પણ રજપુત રાજ્યના જીવંત કાળમાં લોકોના લોહીમાં જુસ્સો હતો તેમ તેમની ભાષામાં પણ જુસ્સો હતો. અપભ્રંશના कग्ग, भग्ग, लग्ग એવા જુસ્સા ભર્યા શબ્દોચ્ચાર મુસલમાની અમલમાં પ્રજાના આંતરિક જુસ્સાની સાથે લુપ્તપ્રાય થતા ગયા. પ્રજા જેવી શિથિલ થતી હતી તેવી તેમની ભાષા પણ કરડાશ કર

કરાશ વગરની લીસા, સુવાળા, બાડીયા શબ્દોની બનતી હતી. 'વિમળ પ્રબંધ' આવા કાળનું કાવ્ય હોવાથી તેમાં આવતા બોડીયા શબ્દો લેખકના લખવાના દોષથી નહિ પણ ભાષાના સાધારણ સ્વરૂપથી તેવા છે

'વિમળપ્રબંધ' વ્યાખ્યાનરૂપે તૈયાર કરવામાં મારો હેતુ એ હતો કે સાધારણ વાંચનારા ભાષાશાસ્ત્રના રસહીન વિષયમાં માથું ઘાલતા નથી અને ભાષાના ઐતિહાસિક સ્વરૂપથી કેવળ અજાણ્યા રહે છે, તેઓ રસભેર આ કાવ્ય વાંચે અને સાથે સાથે ભાષાના ઐતિહાસિક સ્વરૂપને ઓળખતા થાય. આવા વાંચનારાઓની અનુકૂળતા માટે શબ્દેશબ્દને વળગી રહીને અર્થ કરવા કરતા સરળતાથી ટૂંકનો અર્થ સમજાય એ ધોરણપર અર્થ કરવાનું મે ઠીક ધાર્યું અર્થ કરવાનો મારો પ્રયાસ ભાષાશાસ્ત્રીઓને ઉપયોગી થશે, એવી આશા મેં રાખીજ નથી. એમની સેવાને માટે તો મૂળકાવ્ય રજુ કરવા ઉપરાંત બીજું કંઈ હુ કરી શકીશ નહિ એમ સમજીને મે મૂળ કાવ્યને જેમનુંતેમ–કશા પણ ફેરફાર વગર રજુ કર્યું છે. ભાષાસાહિત્યમાં જો તે કોઇ રીતે ઉપયોગી થશે તો હું મારો શ્રમ સફળ થએલો માનીશ.

મારે કહેવું જોઇએ કે જે વખતે જૂની ગુજરાતીભાષાનું બીજુ કોઇ પણ પુસ્તક મેં જોયું નહોતું અને તપાસ કર્યા પછી પણ જૂનાં શાળાપત્રમાં 'પ્રાકૃત પ્રકાશ' અને 'કાન્હડદે પ્રબંધ'ના અશુદ્ધ, તૂટક કાવ્ય સિવાય બીજું કંઇ મારા હાથમાં આવ્યું નહોતું, તે વખતે મેં 'વિમલપ્રબંધ' તૈયાર કરવાનું કામ માથે લીધું હતું. મારો માર્ગ ઘણો વિકટ હતો. નહિ સમજાતા શબ્દો સમજવાને માટે અખંડ પરિશ્રમ કરવા છતાં પણ ઘણીવાર મારે નિરાશ થવું પડતું.

સાક્ષર શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવની કૃપા એજ મારે માટે અનુકૂળતા હતી. મને નહિ સમજાતા શબ્દો પત્રદ્વારા હું તેમને લખી જણાવતો અને તેઓ પત્રદ્વારા મને ખુલાસા મોકલી આપતા. એમની સુજનતાનો મે અનેકવાર લાભ લીધો છે. જે જે વિદ્વાન જૈન સાધુઓની મુલાકાત લેવાનુ મારાથી બની શક્યું તે તે સાધુ મહારાજોની કૃપાનો લાભ પણ મેં લીધો છે, છતાં કેટલાક શબ્દોના અર્થ નહિ સમજાવાને લીધે આસપાસના સંબંધ ઉપરથી મારે તેના અર્થ લખવા પડયા છે. કોઇ કોઇ શબ્દ તો બિલકુલ સમજાયાજ નથી અને કોઇ કોઇ શબ્દના અર્થ ભૂલભર્યા પણ કર્યા છે. લાંબી માંદગી અને અતિશય અશક્તિને લીધે પૃફો જોવામાં પણ મારાથી પૂરતું ધ્યાન અપાયું નથી. ઘણે ઠેકાણે મારી મૂળ જોડણી પણ ઉલટાઇ ગઇ છે. આ બધા દોષો વચ્ચે મને સંતોષ છે તે એ છે કે હાથમાં લીધેલું કામ સમજીને કરવા મારાથી બની શકે તેટલો અને મારૂં અંતઃકરણ મને ઠપકો ના દે તેટલો મેં પ્રયત્ન કર્યો છે

પ્રાચીન સાહિત્યને ઉત્તેજન આપવાની શ્રીમંત મહારાજા ગાયકવાડ સરકારની ઉદાર યોજનાનો લાભ લેવા મેં માગણી કરી હતી. એ માગણીનો નિકાલ થતાં લગભગ પંદર સોળ મહિના વીતી ગયા, એથી 'વિમલપ્રબંધ' તૈયાર કર્યા પછી ઘણો મોડો પ્રસિદ્ધ થાય છે. આ લાંબી મુદતમાં જૂની ગુજરાતીના સંખ્યાબંધ ગ્રંથો મારા જોવામાં આવ્યા છે. અપભ્રંશ અને પ્રાકૃતથી પણ હું કેટલીક રીતે જાણીતો થયો છું એ જ્ઞાનનો ઉપયોગ બને તેટલો શુદ્ધિપત્રકમાં કર્યો છે. વાચકોને શુદ્ધિપત્રક પ્રમાણે સુધારીને વાંચવા હું વિનતિ કરૂં છું.

ગુજરાત ભાગ્યશાળી છે કે તે **શ્રીમંત સયાજીરાવ મહારાજ** જેવા અપ્રતિમ રાજકર્ત્તા ધરાવે છે. ગુજરાતી સાહિત્યને પોષવાને શ્રીમંતે લાખો રૂપિયાનો વ્યય કર્યો છે. વડોદરાસાહિત્યપરિષદ્ વખતે શ્રીમંતે બે લાખ રૂપિયા આ ખાતે આપીને પ્રાચીન સાહિત્યને પ્રકાશમાં લાવવાની સ્થિર યોજના કરી છે. આ ઉદાર યોજનાને પ્રતાપે પ્રાચીન સાહિત્યમાં બહુ કીમતી તત્ત્વનો વધારો થશે. ગુજરાતી સાહિત્ય આજ સુધી ૩૦૦ વર્ષની ભાષામાંજ સમાપ્ત થઇ જતું હતું: ત્રણસેં વર્ષ ઉપરનો ગુજરાતીભાષાનો પ્રદેશ આજ સુધી કેવળ અંધારામાં હતો શ્રીમતની ઉદાર યોજનાને પરિણામે એ સ્થિતિ બદલાઇ છે. જૂની ગુજરાતીભાષાના ચાર પાંચ ગ્રંથો પ્રસિદ્ધ થવાનું નકકી થઇ ગયું છે ગુજરાતીઓ આશા રાખશે કે શ્રીમાન્ **મનુભાઈ નંદશંકર મહેતા** અને મે. **મસાણી** સાહેબ જેવા દક્ષ અધિકારીઓનાઅમલમા ગુજરાતી સાહિત્ય ગુજરાતી પ્રજાના ઝળહતાત્ર કાળ સુધી જઇ પહોંચશે. '**વિમલપ્રબંધ**' ને શ્રીમંતની ઉદાર યોજનાનો લાભ આપવા માટે હું **મે. મસાણી સાહેબ** અને મે. રા. રા. **મનુભાઈ નદશંકર મહેતાનો** ઉપકાર માનું છું.

**સાક્ષર શ્રી કેશવલાલ હર્ષદરાય** ધ્રુવે મને બહુ બહુ રીતે મદદ કરી છે. અર્થને માટે વારંવાર ખુલાસા કરવાની, 'વિમલપ્રબંધ'ના છપાયેલા બધા ફર્મા તપાસી જોવાની, પોતાની પાસેની હસ્ત લિખિત પ્રતિ સાથે મેળવણી કરી જોવાની એમ અનેક પ્રકારની નસ્દી એમણે ઉઠાવી છે. ઉપોદ્ઘાતમાં આપેલા કીમતી પૂરાવા માટે

---

*અપભ્રંશ અને પ્રાકૃત ભાષા સુધી.

પણ હું એમનો આભારી થયો છું. પરમાત્મા એમને દીર્ઘાયુષ આપે.

રા. **કનૈયાલાલ નાનાભાઇ દેશાઈ**, અને બીજા જે સજ્જન મિત્રોએ કોઇનેકોઇ રીતે મને આ કામમાં મદદ કરી છે, તેમનો હું આભાર માનું છું.

છેવટે, ગુજરાતી ગ્રંથકારોને ઉદારતા અને કદરદાનીનો ભાગ્યેજ અનુભવ મળ્યો હોય એવો એક પત્ર પ્રગટ કરીને આ પ્રસ્તાવના પૂરી કરીશ. પત્ર આ પ્રમાણે છે

રા રા **મણિલાલ બકોરભાઈ વ્યાસ.**

વિ. વિ. મારા મિત્ર ચીમનલાલ ખુશાલચંદ મોદીએ મને વિમળપ્રબંધના છપાયલા ફર્મા વંચાવ્યા એ વાચીને હું બહુજ ખુશી થયો. તમારો પ્રયાસ ગુજરાતી જૈનસાહિત્યને બહુ ઉપકારક થશે. મને ખાત્રી છે કે મારા જૈન બંધુઓ તરફથી તમારા કામની બહુ સારી કદર થશે છપામણી ખર્ચમાં તમને મદદ મળે એ હેતુથી આ સાથે એક નાની રકમ મોકલું છું તે સ્વીકારીને મને આભારી કરશો. મારૂ નામ પ્રસિદ્ધ કરવાની કંઈ જરૂર નથી, છતાં જો તમારે તે પ્રસિદ્ધ કરવું હોય તો મને કંઇ અડચણ નથી.

તમારો.

સુરત તા૦ ૨૦-૭-૧૪ } **શા. પાનાચંદ પ્રેમચંદના પ્રણામ.**

આ ઉદાર ગૃહસ્થ જેને નાની રકમ કહે છે તે મારા મનથી તો ઘણી મોટી છે. વગર યાચનાએ કોઇ ગ્રંથકારને આવી મદદ મળી હોય તો તેને ભાગ્યશાળી સમજવો જોઇએ. આ ઉદાર ગૃહસ્થનો ઉપકાર પ્રદર્શિત કરવા હું કયા શબ્દ વાપરૂં તે મને સમજાતું નથી. માત્ર એટલુંજ કહીશ કે સર્વજ્ઞ પ્રભુ એમને અધિક સદ્બુદ્ધિ અધિક સંપત્તિ અને દીર્ઘાયુષ આપો

શ્રાવણ સુદિ ૭ }
સં ૧૯૭૦ } મણિલાલ બકોરભાઈ વ્યાસ.



# श्री विमलप्रबंध.

## षंड पहिलु*

॥ श्री गौतमाय नमः ॥ ×वस्तु ॥

आदि जिणवर आदि जिनवर प्रथम प्रणम्योसु ।
अंबाई धुरि अर्बुदा सकलदेवि+ श्रीमात ध्याउं ।
पुमावय चक्केसरि वागूवाणि गुण रांगे गाउं ॥
सहि गुरु आयस शारि धरी आलस अलग करेशि ।
कहि कविअण हूं विमलमति, विमलप्रबंध रचेशि ॥१॥

૧. આદિ જિનવર—પહેલા તીર્થંકર શ્રી ઋષભદેવ ભગવાન્‌ને પ્રથમ પ્રણામ કરૂં છું. મોટી દેવી અંબાજી, અર્બુદા, કુળદેવી, શ્રીમાતા (લક્ષ્મી), પદ્માવતી, ચક્રેશ્વરી, એમનું ધ્યાન ધરી હોંસથી વાગીશ્વરીના ગુણ ગાઉં (સ્તુતિ કરૂં) છું. કવિજન કહે છે કે, ગુરૂની આજ્ઞા માથે ચઢાવી આળસ તજીને, હું વિમલમતિ (વિમલશાહુનો) વિમલપ્રબંધ રચું છું.

---

* મૂળ પ્રતિમાં મથાળે ખંડનું નામ નથીઃ નવે ખંડના આરંભે તે મેં મૂકયું છે.

× વસ્તુ છંદ હાલના પીંગળમાં તેમજ કાવ્યોમાં પણ નથી. પ્રાચીન કાવ્યોમાં તે છે ને રણપીંગળમાં તેનું માપ પણ આપ્યું છે.

+ સરખાવો. " સાચીરે મારી સકલ ભવાની મા, હું તો તારી સેવા કરેશ મેયારામ."

## चुपै.

सरसति वरसति वांणि सार, कहि कविअण मझ तस आधार ।
सरसति विण ये बोल्या बोल, ते प्रमाणि नवि चडइ निटोल ॥२॥
नवइ षंड जोयो निर्मलां विमलकीर्ति गुण गंगाजलां ।
नीनग लहिर वीर विख्यात, गायशि विमलमंत्रि अवदात ॥३॥

## द्रूपद.

ब्रह्मानी बेटी सरसति, गौर वर्ण चालइ गजगति ।
कमल कमंडल वीणा साथि, पुस्तक परठिउ दक्षण हाथि॥४॥नव०

---

૨. કવિજન કહે છે કે–સદ્વાણી વરસાવનારી સરસ્વતી! મને તારો આધાર છે. સરસ્વતીની કૃપા વગર જે બોલ બોલાય તે પ્રમાણ ગણાતા નથી, લેખે લાગતા નથી.

૩. (આ પુસ્તકના) નિર્મળ નવે ખંડ (નવે ભાગ)માં વિમળની ગંગાજળ જેવી પવિત્ર કીર્તિ અને ગુણ જો જો. (બીજો એવો પણ ભાવ નીકળે કે નવેખંડ પૃથ્વીમાં વિમળની ગંગાજળ જેવી નિર્મળ કીર્તિ જો જો) (વિમળના પૂર્વજો) નીનગ, લહિર અને પ્રખ્યાત વીર, એમના વંશના વિમળ મંત્રીના ગુણ ગાઉં છું.

૪. બ્રહ્માની પુત્રી સરસ્વતી, જે ગૌર વર્ણની છે અને

ગજગતિએ (સ્રીની

उरि मोटउ :ताफल हार, पाए नेउर रणझिणकार ।
काने कुंडल वेणि डंड, लीलां मोहिउं येणइ ब्रह्मंड ॥ ५ ॥
रतनजडी रूडी राषडी, लोचन यशां कमलपांषडी ।
निर्मल नाशा तिलनूं फूल, दंत तणउं कुण करशि मूल ॥ ६ ॥
राता अधर ते विद्रुमरोल, जांणे जीह अमीनु घोल ।
चंदलडि जितलउ मयंक, कटि झीणउ लाखीणउ लंक ॥ ७ ॥

---

ચાલને હાથીની ચાલની ઉપમા અપાય છે) ચાલે છે, જે કમળ, કમંડળ, અને વીણા ધારણ કરે છે તથા જમણા હાથમાં પુસ્તક રાખે છે.

૫. જેની છાતીપર મોટાં મુકતાફળ (મોતી) નો હાર, પગે નેપુરનો ઝણકાર, કાને કુંડલ ને સુંદર વેણી (ચોટલો) છે. જેની લીલાથી આ બ્રહ્માંડ મોહ પામ્યું છે.

૬. જેને રત્નજડિત સુંદર રાખડી છે. જેનાં નેત્ર કમળની પાંખડી જેવાં છે. નાક તલના ફુલ જેવું છે અને દંતનું તો કોણ મૂલ કરી શકે (કોણ શોભા વર્ણવી શકે) ?

૭. હોઠ લાલ પ્રવાળ જેવા રાતા છે, જીભ જાણે અમૃતનો ભંડાર છે. ચાંદલાએ ચંદ્રને ફિક્કો પાડયો છે અને કટિ અતિશય પાતળી છે.

ऊन्नत पीन पयोधर कुंभ, सदली साथल कदली थंभ ।
फाली चोली सवि शणगार, जांणे वीज तणउ झबकार ॥ ८ ॥
वाहनिहंस विश्वविख्यात, सरसति त्रिभोवननी मात ।
विण सरसति नवि कहाइ जाण, विण सरसति नवि वेद पुराण ॥ ९ ॥
विनय विवेक वडा आचार. लक्षण लग्न लोकविवहार ।
माई अंक न एकू कला, सरसति विण थाइ आकला ॥ १० ॥
आगइ सिद्ध अनंता थया, सरसति विण नवि सिद्धिइं गया ।
सरसति विण नवि लाधां ज्ञांन, विण सरसति नवि कहिनि मान ॥ ११ ॥

८. સોના જેવા પીળા, ઉંચા, અને અમૃતના ઘડા જેવા સ્તન છે. ભરાવાદાર જાંગો કેળના સ્તંભ જેવી, ખીલતી ચોળી અને સર્વ શોભતા શણગારથી જાણે વીજળી ઝબકતી હોય !

૯. હંસના વાહનવાળી સરસ્વતી વિશ્વવિખ્યાત છે. એ ત્રણ ભૂવન (સ્વર્ગ, મૃત્યુ, પાતાળની) માતા છે. સરસ્વતી વિનાનું કંઈ નથી. વેદપુરાણ પણ સરસ્વતી વગર થયાં નથી.

૧૦. વિનય, વિવેક, સદાચાર, સદ્‌ગુણ, લોકવ્યવહાર અને લગ્ન વગેરે સર્વમાં સરસ્વતી મુખ્ય છે સરસ્વતીની કૃપાના એક અંશ પણ જેનામાં નથી તેઓ આકળા થાય છે.

૧૧. આગળ ઘણા સિદ્ધ થઈ ગયા છે, પણ તેમાંના

सरसति मुगति तणउं छइ बीज, कूडूं हुइ तु आपूं धीज ।
छ दरशण पाषंड छिनवइ, ते सघलां सरसतिनि कवइ ॥ १२ ॥
येहने वयणे सरसति वास, ते षाइ गिरूआना ग्रास ।
जेहनि सरसति स्वपनि न मिली ! ते मूरष थ्या जाइ टली ॥१३॥
सरसति मांनई मोटा राय, सरसति विण नाणूं न किह्णाइ ।
जु माहालिषिमी हुइ षरी, तुहि सरसति जोइ शरि धरी ॥१४॥

---

કોઇ સરસ્વતીની કૃપા વગર સિદ્ધિ પામ્યા નથી. સરસ્વતી (ની કૃપા) વગર કોઇને જ્ઞાન મળ્યું નથી ને સરસ્વતી વગર કોઇને માન પણ મળ્યું નથી.

૧૨. સરસ્વતી મુક્તિનું બીજ છે. ખોટી વાત હોય તો ધીજ આપું (ધીજ આપવા માટે પહેલાં લોઢાનો ગોળો ઉન્હો કરી પકડાવવો વગેરે થતું હતું) છ દર્શન અને છન્નું પાખંડ (છ દર્શન ઉપરાંતના પંથોને પાખંડ કહે છે. અશોકના શિલાલેખમાં પણ પાખંડ શબ્દ વપરાયો છે.) તે સરસ્વતીના ગુણ ગાય છે.

૧૩ જેના વચનમાં સરસ્વતીનો વાસો છે તે ઉત્તમ ગ્રાસ પામે છે (સુખી થાય છે, પૂજાય છે અથવા તેઓ મોટા મોટા ગરાસ ખાય છે) ને જેને સ્વપ્ને પણ સર સ્વતી મળી નથી તે મૂરખ રહી નષ્ટ થાય છે.

૧૪ મોટા રાજાઓ સરસ્વતીને માને છે. સરસ્વની

भरह भेद पिंगलनी वांणि, तर्क छंद ज्योतिष वषांणि ।
धर्म कर्म बोला संसारि, ते सवि सरसतिनि आधारि ॥ १५ ॥
तुं भारति तूंहजि भगवती, तूं पदमा तूं पदमावती ।
तुं योगिणि तूं ज्वालामुषी, ताहारिइ तेजिइं त्रिभोवन सुपी ॥ १६ ॥

## दूहा.

सायर जल लवथी अधिक, ते ताहरु भंडार ।
तुट्टी कवीअण कोडिनि, किणइ न लद्धउ पार ॥ १७ ॥

---

વગર જ્ઞાની કહેવાય નહિ ( જ્ઞાન શબ્દ ઉપરથી પ્રાકૃતમાં નાણ થયો છે ને તે ઉપરથી 'નાણું' કર્યો છે જો મહાલક્ષ્મી (ધન) ભરપૂર હોય તો પણ સરસ્વતી માથાપર ધારણ કરવી જોઈએ ( જ્ઞાન જોઈએ ).

૧૫ (**त्रसति भरतयोर्हः** ॥ ૨–૯ એ સૂત્ર પ્રમાણે ભરતનુ પ્રાકૃત ભરહ થાય છે.) ભરત મુનિના કહેલા ભેદ,--નાટ્ય–ભેદ, પિંગલ ઋષિની વાણિ (પિંગળ), તર્કશાસ્ત્ર, છંદ, જ્યોતિષ, અને સંસારમાં ધર્મકર્મને નામે જે કંઈ કથાયું છે (ગ્રંથ રચના થઈ છે), તે બધું સરસ્વતીને આધારે (પ્રતાપે) થયું છે.

૧૬ સરસ્વતી કહીએ તો પણ તું, ભગવતી કહીએ તો પણ તું, લક્ષ્મી, પદ્માવતી, યોગિણી, જ્વાલામુખી જે કહીએ તે તું છે. તારા તેજ (પ્રતાપ)થી જગત્ સુખી છે.

૧૭ સમુદ્રના જળનાં ટીપાંથી પણ તારો ભંડાર (જ્ઞાન

सवि कहि नव नव वयण रस, तिइं आप्यां आभर्ण ।
कविजन बिठा केलवइ, तेहजि तेता वर्ण ॥ १८ ॥
ताहारि परि तूंहजि लहं, तुझ चलणे मझ वास ।
मुनि लावण्य समइ भणइ, पूरे मनर्ची* आस ॥ १९ ॥
कर जोडी तूंहजि कहूं, अहनिशि करवी सार ।
रषे मात अधविचि रहइ, विमलरास विस्तार ॥ २० ॥

---

ભંડાર) મોટો છે. કરોડો કવિજનોપર તું પ્રસન્ન થઈ છે, કોઈ તારો પાર પામ્યું નથી.

૧૮ સર્વ કવિઓ નવાં નવા રસિક વચન કહે છે. વાણીના શણગારનું જે સોનું તેં આપ્યું છે, તેને કવિજનો બેઠા બેઠા કેળવે છે અને નવા નવા રૂપનાં નવાં નવાં આભૂષણ રચે છે. જેટલા કવિઓ તેટલાં તેનાં (કવિતાનાં) રૂપ.

૧૯ તારા જેવી તુંજ છે, તારે ચરણે મારો વાસ છે. લાવણ્યસમય મુનિ (ગ્રંથકર્તા( કહે છે કે મારી આશા પૂર્ણ કરજે.

૨૦ હાથજોડીને તને વિનંતિ કરૂં છું કે મારાપર અખંડ કૃપા રાખજે. રખે વિમલરાસ અધવચ રહી જાય !

---

*બેઉ પ્રતિમા "ચી" છે.

अलीअ न जंपू ×आंमतूं, अनइ माया न करूं माय ।
कांइं ये अक्षर कवूं, ते सवि तुज्झ पसाइ ॥ २१ ॥
अणजांणतु अनेक परि, जं जं बोलइ बाल ।
माता मुषिइं हूलावती, तं तं करइ रसाल ॥ २२ ॥
कहि सरसति वलतूं वयण, भगत म आणोशि भ्रंति ।
विमलमंत्रि गुण गाअतां, हूं आविशि एकंति ॥ २३ ॥
अंगि जि तोरइ अवतरी, बोलेशि वयण विलास ।
नव नव वांणि वयण रसि, पूरिसि ताहारी आस ॥ २४ ॥

---

૨૧. હું આપમતથી જુઠું કહીશ નહિ, તેમ હું માયા (છળકપટ) પણ કરતો નથી. જે કંઈ અક્ષર કહીશ તે સર્વ તારી કૃપાથી કહીશ.

૨૨. અણસમજુ બાળક જે અનેક વ્યર્થ બોલ બોલે છે તેને માતા લાડથી રસિક–રસભર્યાં કરે છે. (તેમ તું મારી વાણીને રસવતી કરજે.)

૨૩. સરસ્વતીએ વળતું વચન કહ્યું, ભક્ત ! ભ્રાંતિ રાખીશ નહિ. વિમલમંત્રિના ગુણ ગાતાં હું એકસરખી રહીશ

૨૪. તારા અંગથી અવતરીને જે જે વચનવિલાસ બોલાશે તેમાં નવું નવું પદલાલિત્ય અને નવાનવા રસ આવશે. હું તારી આશા પૂર્ણ કરીશ.

कवण बिमल ते किहां हवु, बोलूं तस उतपात्ति ।
धर्म काज कीधां किशां, चतुर सुणउ एक चित्ति ॥ २५ ॥
चिहुंसइ जोअण आपणे, जोअण एक प्रमांण ।
जोअण लाखजि देवकां, जंबू दीव वषांण ॥ २६ ॥

## चुपई.

भरतषंड बाहरि जयवंत, सोवनमय पर्वत हेमवंत ।
एक सहस बावन जोअणे, बार कला पुहलप्पणि गणे ॥ २७ ॥
शत जोअण ऊचु ते होइ, तस ऊपरि पद्मद्रह होइ ।
निर्मल जल षीरोदक यशूं, दस जोअण ते ऊंचूं इशूं ॥ २८ ॥

---

૨૫. વિમળ કોણ ? ક્યાં થયો ? તેણે કેવાં કેવાં ધર્મ કાર્ય કર્યાં, તે અને તેની ઉત્પત્તિ હુ કહું છું તે સુજ્ઞ જનો એકચિત્તે સાંભળો.

૨૬. આપણા ચારસેં યોજનનો દેવનો એક યોજન; એવા દેવના લાખ યોજનનો જંબુદ્વીપ છે.

૨૭. ભરતખડની બહાર સુવર્ણમય ( સોનાનો જયવંત પ્રખ્યાત હેમવંત પર્વત છે. તે એક હજાર બાવન યોજન લાંબો અને બાર કલા જેટલો પહોળો ગણાય છે.

૨૮. તે પર્વત સો યોજન ઉંચો છે. તેના ઉપર પદ્મ સરોવર છે, તે સરોવરનું પાણી ક્ષીરસાગરના પાણી (દૂધ) જેવું નિર્મળ છે. તે દશ યોજન ઉંચું:—

पंचसयां पुहलूं मंडांण, जोअण सहस लंब परमांण ।
तेहनूं वारि न विणसइ किमइ, तलि पाषलि पेषउ वज्रमइ ॥२९॥
तेणि पदमद्रहि लिषिमी तणइ, कनक कमल छि कवीअण भणइ ।
वास तणउ छइ सयल विवेक, लांबूं पूहलूं जोयण एक ॥३०॥
जल मांहिइ दस जोअण रहिउं, दोई कोस लांबूं ऊपरि कहिउ ।
पारिधि जोअण तिणि झाझी कही, नीरज मूल वज्रमिइं सही ॥३१॥
रिष्ट रत्नमइ कांदु घडिउ, नाल रत्न वैडूर्यें जडिउ ।
बाहरि भ्यंतरि वर्ण विचित्र, कनक रत्नमइ बोल्यां पत्र ॥३२॥

---

૨૯. પાંચસેં યોજન પહોળું અને હજાર યોજન લાંબું છે. તેમાંનું પાણી કોઈપણ રીતે સુકાઈ જતું નથી. તેનું તળીયું વજ્રમય જણાય છે.

૩૦. તે પદ્મસરોવરમા લક્ષ્મીનું કનકકમળ છે, એવું કવિજનો કહે છે. તેમાં લક્ષ્મીના વાસની બધી વ્યવસ્થા છે. તે ( કમળ ) એક યોજન લાંબુ પહોળું છે.

૩૧. ( કમળ ) દશ યોજન પાણીમાં છે ને જળ ઉપર બે યોજન લાંબું છે. ત્રણ યોજન જેટલો તેનો પરિધ-(ઘેરાવો) છે, ને પાણીમાં વજ્રમય તેનું મૂળ છે.

૩૨. રિષ્ટ રત્નથી તેનો કાંદો ઘડયો છે ને વૈડૂર્ય મણિથી કમળનાળ જડયો છે. અંદર બહાર વિચિત્ર રંગ

रत्न सुवर्ण यशी वर्णिका, कोश रूप सोहइ कर्णिका ।
लंब पुहल बोली दोइ कोस, उच्चपणइ एकजि बोल्योस ॥३३॥
सोइ सकेसारि वृत्ताकारि, त्रिणि कोस झाझां विस्तारि ।
कमल कर्णिका विचि अभिरांम, लिषिमि वास भवन ते ठांम॥३४॥
कोश लंब पुहलप्पणि आध, ऊंणउं कोश उच्च ते लाध ।
कमला मंदिर वख्खाणीइ, त्रिणि वार चिहु दिशि जांणीइ ॥३५॥
उत्तर दक्षण पूरव भणउं, पंच पंच शत ऊंचउं धणउं ।
धनुष पंच ते पुहलां बार, बोलिशि त्रिहु दिशि तणउ विचार ॥ ३६ ॥

---

છે. તેનાં પત્ર સુવર્ણમય રત્નમય છે એમ કહ્યું છે. સુવર્ણ જેવો અને રત્ન જેવો તેનો રંગ છે.

૩૩ કર્ણિકા પણ કોશ જેવી શોભે છે. તે ( કોશ ) બે ગાઉ લાંબોપહોળો છે ને એક ગાઉ ઉંચો છે, એમ કહ્યું છે.

૩૪ તેનું કેસર ગોળાકારે શોભે છે, જેનો ત્રણ ગાઉ ઝાઝો વિસ્તાર છે તે કમલકર્ણિકાની વચ્ચે લક્ષ્મીનું સુશોભિત સ્થાન છે.

૩૫. લક્ષ્મીનું મંદિર અર્ધો અર્ધો ગાઉ લાંબુંપહોળું અને અર્ધો ગાઉ ઉંચું છે. તેના મંદિરનું વર્ણન કરતાં તેની ચારે દિશા જોઇએ.

૩૬ ઉત્તર, દક્ષિણ અને પૂર્વ ભણી પાંચસે પાંચસે ધ

भवन मद्धि मणिमय कोटडी, तिहां शय्या श्रीदेवी चडी ।
दिनकरनी परि तेजिइ तपइ, त्रिहु भुवने चालइ नवि छपइ ॥३७॥
वडी कमालि श्री राचइ रुली, कमल अष्ठोत्तर पाषलि वली ।
वडा कमलनूं अर्द्ध प्रमांण, श्रीआभर्ण तणउं अहिठांण ॥३८॥
बीजूं कमल वली संभलु, तेह तणउ अति छि आमलु ।
लिषिमी देव समाणा देव, च्यारि सहस करइ नितु शेव ॥३९॥
तेहनइ कमल वासना जांणि, वायुकूंणि उत्तर ईसांणि ।
च्यार सहस विशेष विचार, गुग्य कमलथी अर्द्ध ऊतार ॥४०॥

---

નુષ ઉંચું છે. એ પ્રમાણે ત્રણ દિશાનું વર્ણન છે. પાંચ ધનુષ જેટલાં તેનાં બારણાં પહોળાં છે.

૩૭. તે વાસભવનની વચ્ચે મણિમય કોટડી છે, તેમાં લક્ષ્મી દેવી શય્યા ઉપર બેઠાં છે, સૂર્યના જેવું તેનું તેજ તપે છે, તે તેજ ત્રિભુવનમાં ફેલાય છે–કંઈ અટકતું નથી.

૩૮. (પોતાના) મુખ્ય કમળથી લક્ષ્મી ઘણી રાજી થાય છે. એ કમળને એકસો આઠ પાંખડી છે. મુખ્ય કમળના અર્ધા ભાગમા લક્ષ્મીના ભૂષણનું સ્થાન (ભંડાર) છે.

૩૯. વળી બીજા કમળની વાત સાંભળો જેનો મોટો ઘેરાવો છે. લક્ષ્મીના સમોવડીઆ ચાર હજાર દેવ નિત્ય તેની સેવા કરે છે.

૪૦. તેમની પણ કમળની વાસના (અભિલાષા) જાણી-

च्यारि महुत्तर पूरव पाशि, चिहुं कमले ते देव विमांशि।
आठ सहस सुरु गुरुनि ठांमि, आठ सहस नीरज अभिरांम ॥४१॥
अग्नि कूंणिनि पासइ रहइ, श्रीनी पहिली पर्षद लहइ।
बीजी परषद मित्र समांन, दक्षण दिशि दश सहस प्रमांण॥४२॥
जेता देव कमल तेतलां, बार सहस किंनर छि भला।
ते पणि त्रीजी पर्षद रहिया. निरति नैरति कूंणिइ हूआ ॥४३॥
गज घोटक रथ पायक तणां, महिम नाट्य गंधर्वजि घणा।

---

ને વાય્ય ખુણે, ઉત્તરમાં અને ઈશાનમાં મુખ્ય કમળથી અર્ધા પ્રમાણના એક એક કમળમાં એક એવા ચાર હજાર દેવ વસે છે.

૪૧. પૂર્વ તરફ ચાર મહત્તર દેવ, (મોટાદેવ) ચાર કમળમાં વસે છે, વળી આઠ હજાર ગુરૂ સ્થાનના (ગુરૂ) દેવતા છે અને આઠ હજાર નિરાભિમાન સાધુ સ્વભાવના દેવ છે, તે અગ્નિ ખુણા તરફ રહે છે.

૪૨. (એ બધા) તે લક્ષ્મીની પહેલી પરિષદ કહેવાય છે. બીજી પરિષદ લક્ષ્મીના મિત્ર જેવાઓની છે. તેમની સંખ્યા દશહજાર જેટલી છે, ને તે દક્ષિણ દિશામાં રહે છે.

૪૩. જેટલા દેવ છે તેટલાં કમળ છે. વળી બાર હજાર સારા કિન્નરો છે, તે ત્રીજી પરિષદમાં નૈરૂત્ય ખુણે સ્થિર વાસી થયા છે.

૪૪ હાથી, ઘોડા, રથ, પાયદળ, સ્તુતિપાઠકો,

सात सैन्यना सातइ धणी, सात कमल ते पश्चम मणी ॥४४॥
त्रीजि वलइ रहि रषवाल, सोल सहस वर झाकझमाल ।
सोल सहस कमले कुंडली, आगालि त्रिणि वलइ छइ वली॥४५॥
पाहिलि कमलि लाष बत्रीस, बीजइ कमालि लाष च्यालीस ।
त्रीजइ वलइ लाष अठताल, रहशिइं सुर कि मंदिर माल ॥४६॥
ए आगमनु एहज मत्त, ए बोलिउं छि सवि शाश्वत ।
कहूं कमल संख्या जेतलां, सावधांन सुणयो तेतलां ॥ ४७ ॥

---

નર્તકો (નાચનારાઓ) અને ગંધર્વ (ગાનારા) દેવ ઘણા છે. એ પ્રકારના સાત સૈન્યના સાત ઉપરી છે. તેમના વાસનાં સાત કમળ પશ્ચિમ તરફ છે.

૪૫ ત્રીજા વલયમાં સોળ હજાર ભભકાદાર રક્ષક દેવ રહે છે. ત્યાં સોળ હજાર કમળની કુંડળી છે. એની આગળ વળી બીજાં વલય છે.

૪૬. પહેલા વલયમાં બત્રીસ લાખ કમળ, બીજામાં ચાળીસ લાખ, અને ત્રીજામાં અડતાળીસ લાખ કમલ છે, જ્યાં દેવા મંદિરમાળ કરીને રહે છે.

૪૭. આગમ (જૈનધર્મગ્રંથો–સૂત્રો)નું આ પ્રમાણે મત છે અને તે હંમેશાં કાયમ રહેનાર છે એમ કહ્યું છે. હવે કમળની સંખ્યા કેટલી છે તે કહું છું, સાવધાન થઇને સાંભળો.

एक कोडि वीस लाष वर्षांणि, ऊपरि सहस पंचास प्रमांणि ।
एकसु वीस अधिक वली जोइ, लाछि कमल सवि संख्या होइ॥४८॥

ए परि लिषिमी देवति तणी, कवि कहि रिद्धि अवर छि घणी।
एकवार कृतयुग मझारि, संपत्ति सुरलोक मझारि ॥ ४९ ॥

इंद्रिइ अर्घासन दिद्ध, मात मया अम ऊपरि किद्ध ।
कल्पवृक्षकुसमांची माल, लषिमी कंठि ठवी सरसाल ॥ ५० ॥

आलिउं बीडूं ये कर तणउं, इद्राणी गुण गाइ घणउं ।
अति सनमांनी पाछी वलइ, पडी माल दीठी तरु तलइ ॥५१॥

---

૪૮. એક કરોડ, વીસ લાખ, પચાસ હજાર, એકસો વીસ એટલી લક્ષ્મીનાં કમલની સંખ્યા છે.

૪૯. કવિ કહે છે કે લક્ષ્મી દેવીની એ ઉપરાંત બીજી ઘણી રિદ્ધિ છે. કૃતયુગમાં એક વાર લક્ષ્મી દેવલોકમાં ગયાં ત્યારે,–

૫૦, ઇંદ્રે તેમને પોતાના આસનના અર્ધભાગ (ઇંદ્રાસન) ઉપર બેસાડયાં અને માતા અમારાપર કૃપા કરી, એમ કહીને કલ્પવૃક્ષનાં ફૂલની માળા લક્ષ્મીના કંઠમાં નાંખી (પહેરાવી.)

૫૧. વળી પોતાના હાથમાંનું બીડું આપ્યું. ઇંદ્રાણીએ લક્ષ્મીનાં ઘણાં વખાણ કર્યાં. એ પ્રમાણે બહુ સન્માન

विमल माल परिमल विस्तरइ, भमर भला गुंजारव करइ ।
लिषिमी जांणइ अति अभिरांम, ए कांइ छइ उत्तम ठांम ॥५२॥
माहरी माल न त्रुटइ किमहि, जु त्रटकि त्रुटी एणइ समइ ।
कांइ महिमा थांनक तणउ, लेई परवार रही आपणउ ॥५३॥
दिशि देषीनि वाधिउ मोह, थांनक प्रति वडाविउ सोह ।
देव प्रतिइं दीधु आदेस, नीपाउ गढ पोलि प्रवेस ॥५४॥
वारू वन वाडी अभिरांम, वावि सरोवर सुंदर ठांम ।

---

પામીને લક્ષ્મી પાછાં વળ્યાં, રસ્તામાં એક ઝાડની તળે પોતાના કંઠની ફૂલની માળા તૂટી પડતી જણાઇ.

પર. એ પવિત્રમાળામાંથી સરસ સુગંધી પ્રસરતી હતી ને તેના ઉપર ભમરા ગુંજારવ કરતા હતા. લક્ષ્મીએ પ્રસન્નતા પૂર્વક જાણ્યું કે આ કોઇ ઉત્તમ સ્થળ છે.

પ૩. મારી માળા કદી તૂટે નહિ, તે અહીં તડદઇને (એકાએક) તૂટી, માટે આ સ્થાનનો કંઇક મહિમા હોવો જોઇએ, એમ જાણીને તે પોતાના પરિવાર સાથે ત્યાં રહી.

પ૪. આસપાસનો પ્રદેશ જોઇને તેને મમતા વધી, ને એ સ્થાનની શોભા વધારવા વિચાર કર્યો. દેવોને હુકમ કર્યો કે અહીં કોટ, દરવાજા, પોળો વગેરે રચો.

પ૫. દેવોએ બાગ, બગીચા, વાવ, સરોવર સુંદર

मंदिर मोटां कीधां घणां, जाली जडित गुष बारणां ॥ ९९ ॥
सप्त भूंमि सोहइ आवास, मांहि व्यवहारीआना वास ।
घरि सुंदारि मुषि मीठी भाष, जांणे साकर सरषी द्राष ॥ ९६ ॥
सरली सेरी नही सांकडी, षाई वली वलि वांकडी ।
चुराशी चहुटे मंडांण, मांडवीआ ते मागइ दांन ॥ ९७ ॥
जिनप्रासादे मन मोहीइ, नाटक नाच गीत सोहीइ ।
सालि दालि भोजन घृत घोल, बिठा करइ कथा कल्लोल ॥९८॥

---

ઓઠકો, મોટાં મકાનો, ગોખ, બારીઓ જાળીઓ ને જડિત્ર બારણા બનાવ્યાં.

૫૬. સાત માળના મહેલ શોભી રહ્યા ને માંહે (શહેરમાં) વહેપારીઓ વસ્યા. તેમને ત્યાં સાકર-દ્રાક્ષ જેવાં મીઠાં વચન બોલનારી સુંદરીઓ હતી.

૫૭. શહેરની શેરીઓ વિશાળ—સાંકડી નહિ એવી બનાવી અને શહેરની આસપાસ ફરતી ખાઇ ખોદાવી. ચોરાશી ચઉટાં મંડાયા અને દાણી (નાકેદાર) દાણ લેવા લાગ્યા.

૫૮. મન મોહ પામે એવાં જૈનદેરાસર શોભવા લાગ્યાં અને નાચ, ગીત, નાટક વગેરે આનંદ ઉત્સવ થવા

रामा रंगि रमि सोगठे, देतां दांन भोजइ हठे ।
नाचइ रंभ तिलोत्तम जोड, कुतिगीआना पुहचि कोड ॥५९॥
पंच शब्द वाजइ नीसांण, नगर सद्धे मूंकाव्यां मांण ।
लोक तणउ नवि लहीइ पार, वसिउं नगर नव जोअण बार ॥६०॥
मणि मांणिक सूनांनी कोडी, भारिआं घर नवि दीसि षोडि ।
राजलोकि राजा थापीउ, पुण्यश्लोक पाट आपीउ ॥६१॥

---

લાગ્યા લોક ધનધાન્યથી સુખી થયા ને ઘેર ઘેર કથાવાર્ત્તા તથા રંગરાગ થવા લાગ્યા.

૫૯. હોંશીલી સ્ત્રીઓ સોગઠે રમત રમે. દાન દેવામાં તો લોકો ભોજથી પણ ચડીઆતા થયા. તિલોત્તમા જેવી વારાંગનાઓ નૃત્ય કરવા લાગી, અને કૌતુકી લોકોના કોડ પુરા થાય (એવી શહેરની રચના થઈ).

૬૦ પંચ શબ્દે (પાંચ પ્રકારના નાદથી) નગરની સલામતી સૂચક વાદ્ય વાગે. નગરની સમૃદ્ધિ–શોભાએ બીજા બધાં નગરોના માન મૂકાવ્યા (આ નગર બીજાં બધાં નગરોથી વધારે પ્રખ્યાત નગર થયું). શહેરની વસ્તીના તો હિસાબ પણ નીકળે નહિ (એટલી બધી વસ્તી થઇ) નગર નવ યોજન પહોળું અને બાર યોજન લાંબું વસ્યું.

૬૧. જેની કંઈ મણા નહિ એવાં અનેક ઘર મણિ,

इंद चंद नर तायर तणां, आव्यां वली वधावां घणां ।
ऊडी गूडी गयणि अनेक, तलीआ तोरण तणा विवेक ॥६२॥
देव दुंदभि तिहां वागां जांम, प्रगटिउं पुष्पमाल तस नांम ।
वाशी नगर लाछि तव हशी, पदमद्रिहि जै वासु वशी ॥६३॥
कोइ न मागइ कहिनइ कहइ, घरि जईनि कीजइ विनइ ।
मंदिरि तेडी दीजइ दांन, जोउ कृतयुग तणउं वषांण ॥६४॥

---

માણેક અને સોનાથી ભર્યાં હતાં. ક્ષત્રિઓએ રાજા નક્કી કર્યા ને તેને પુણ્યવતુ રાજપાટ આપ્યું.

૬૨. ઇંદ્ર, ચંદ્ર, તારાઓ અને લોકો તરફથી નગરમાં ઘણાં વધામણાં આવ્યાં (નગરને માટે પ્રસન્નતા સૂચક માંગલિક પદાર્થ ભેટ આવ્યા). અબિલ ગુલાલ વગેરે મોદમંગળદાયક પદાર્થ ગગન સુધી ઉડે અને ઘેર ઘેર તરીઆતોરણ બંધાય.

૬૩. ત્યા દેવના દુંદુભિ વાગ્યાં અને તે નગરનું નામ પુષ્પમાળ પડયું. આ પ્રમાણે નગર વસાવીને લક્ષ્મી પ્રસન્ન થઇ અને પછી પોતાના પદ્મસરોવરે જઇને રહી.

૬૪. કોઈ કોઇની પાસે માગે નહિ ( સર્વ લોક સમૃદ્ધ અને નિર્લોભી તેથી). દાન કરનારાઓ (પવિત્ર પુરૂષોને) ઘેર જઇને તેમને વિનંતિ કરે અને પછી આદરપૂર્વક પોતાને ઘેર તેડી લાવીને દાન આપે. કૃતયુગનો આવો મહિમા હતો.

चउल्यां वरस सतर जव लाष, ऊपरि सहस अठावीस भाष ।
कालिइ कृतयुग उछउ करिउ, त्रेतायुग त्रिभोवनि विस्तरिउ ॥६५॥
लिषिमी दिन लीला नीगमइ, कृतयुग पूरिउ जांणिउ यमइ
रमलि करइ मन भावइ यहां, त्रेता मांहि पधारी तिहां ॥६६॥
मणिमाणिकमय हीरे जडिउ, त्रुटउ हार जै भूमिइ पडिउ ।
रल्यां रतन नगरीइ गयां, लेतां लोक अषूटी थयां ॥६७॥
इक रूडां नि रुलीआमणां, लीलां लिषिमी दीधां घणां ।
अवर लोक आवइ ऊलट्यां, वीणइ वेगि न दीसइ घट्यां ॥६८॥

---

૬૫ એ પ્રમાણે ૧૭૨૮૦૦૦ વર્ષ વહી ગયાં ત્યારે કાળે કૃતયુગની મુદત પુરી કરી અને સર્વત્ર ત્રેતાયુગ ચાલતો થયો.

૬૬. લક્ષ્મી લીલા (મોજ વૈભવ)મા દિન નિર્ગમતી હતી. જ્યાં નજરમાં આવે ત્યા રમણ કરનારી તેણે કૃતયુગ પૂરો થયેલો જાણ્યો ત્યારે, ત્રેતાયુગમાં ફરી ત્યાં પધારી

૬૭. આ વખતે તેનો મણિ, માણેક અને હીરે જડેલો હાર તટીને પૃથ્વીપર જઈ પડયો. તે હારમાંના રત્ન ગરબડતાં ગરબડતા નગરમા ગયા, જે લોકોએ લેતાં ખુટ્યા નહિ.

૬૮. ઉત્તમ અને સુશોભિત રત્નો લક્ષ્મીએ પ્રસન્નતા પૂર્વક આપેલાં જાણીને શહેર બહારથી પણ લોકોના થોક-

घरि बिठां देसाउर फल्यां, रतन अमूलिक आवी मिल्यां ।
करिउं प्रगट वइरागर ठांम, रत्नपूर ए रूडूं नांम ॥ ६९ ॥
बार लक्ष सहस छन्नवइ, त्रेता वरसज एतां गमइ ।
घरि आव्यां देई बहु मांन, त्रेतायुग माहि दीधां दांन ॥७०॥
बिठी लाछि विमांनिइ चडी, जोउं नगर घडी अघघडी ।
कर जोडी पय लागिइ राय, पाछी पदम सरोवरि जाइ ॥७१॥

---

થોક આવીને ત્વરાથી વીંણી લેવા લાગ્યા, પણ તે ઓછાં થતાં જણાયાં નહિ.

૬૯. ઘેર બેઠા દેશાવર ફળ્યાં હોય (દેશાવર–પરદેશ જવાથી સારી કમાણી મળે), એવાં કીમતી રત્નો મળી ગયાં. આ પ્રમાણે આ નગર વઇર (રત્ન)નું આગર (ખાણ રૂપ) થવાથી એ નગરનુ નામ ( ત્રેતાયુગમા ) રત્નપૂર પડયું.

૭૦. ૧૨૯૬૦૦૦ વર્ષ ત્રેતાનાં ગયાં. ત્રેતાયુગમાં દાન લેવા ઘેર આવનારને બહુ માનપૂર્વક દાન દેતા.

૭૧. (એ કામ પૂરૅા થતા) લક્ષ્મી વિમાન ઉપર ચડીને આવી અને ઘડી અધઘડી રહી નગરની સ્થિતિ જોઇ. નગરનો રાજા હાથ જોડીને તેને પગે લાગ્યો, તે પછી તે પાછી પદ્મસરોવર ઉપર ગઈ.

त्रेतायुग ते थिउ विसराल, आविउ द्वापर पडतु काल ।
माहारूं नगर रषे शीदाइ, लाछि पुहती तीणइ ठाइ ॥ ७२ ॥
जयजयकार हूआ जगमांहि, प्रगट पधारिआं लषिमी माइ ।
दांनी मांनी ज्ञानी लोक, थांनकि थांनकि मिलीआ थोक ॥७३॥
लिज्जइ किज्जइ बहू भेटणां, मणि मांणिक बहू मूलां घणां ।
भरी छाब कुसमांची कोडि, श्री भेटी सज्जन कर जोडी ॥७४॥
मात भलइ पधार्यां तह्मे, आज सनाथ हूआ छउं अह्मे ।
नालकेर नारंगी द्राष, मेहल्यां फल फोफलनां लाष ॥ ७५ ॥

---

૭૨ ત્રેતાયુગ ચાલ્યો ગયો ને દ્વાપરયુગનો પડતીનો કાળ આવ્યો. (તે વખતે) રખે મારૂં નગર હેરાનગતિમા આવી પડે એમ ધારીને લક્ષ્મી ત્યાં આવી.

૭૩. લક્ષ્મીમાતા જાતોજાત પધારતા જગતમા (લોકોમા) જયજયકાર થયો ને દાન દેનારાઓ (શ્રીમાન અને ઉદાર લોકો), માનવંતાઓ, વિદ્વાનો, એમનાં ટોળેટોળાં ભેગાં થયાં.

૭૪. મણિ, માણેક વગેરે બહુ મૂલ્યવાન પદાર્થો લેઈ લઇને લોકો ભેટ કરવા લાગ્યા, સજ્જનોએ ઉમંગથી ફૂલની છાબ ભરીને હાથ જોડી શ્રી (લક્ષ્મી) ને ભેટ કરી.

૭૫. "માતાજી ! તમે ભલે પધાર્યા; આજે અમે સનાથ

मेवा मोदकनां माटलां, चंदन चूयानां वाटलां ।
पांन पुराणां नागरवेलि, वाही अगर कपूरिइं रेलि ॥ ७६ ॥
श्री संतोषी भगतिइं करी, कंठि हती ये माला धरी ।
ते आपी आशका माल, श्री थिर थाप्या श्री श्रीमाल ॥७७॥
वेगि वधावी हरषी सरि, पुहुती पद्म सरोवरि तुरी ।
माल एक नि माहाजन बहू, वदि वाद जन जोइ सहू ॥७८॥

---

જેના ઉપર સમર્થ સત્તાનું રક્ષણ હોય તે સનાથ) થયા." એવી સ્તુતિ કરી લોકોએ નાળીએર, નારંગી, દ્રાક્ષ, સોપારી, પાન એવાં લાખો ફળફળાદિ ભેટ મૂક્યા

૭૬. વળી મેવા અને મોદક (લાડુ) નાં માટલાં (અમદાવાદ તરફ માટલીમાં લાડુ ભરીને ભેટ આપવાનો ચાલ છે), જુનાં નાગરવેલી પાન, ચુઆ ચંદનના કટોરા અને અગર તથા કપૂરના ધૂપની બહેક બહેકાવી.

૭૭. લોકોની ભક્તિ જોઇને શ્રી ( લક્ષ્મી ) સંતોષ પામી અને પોતાના કંઠે જે માળા ધારણ કરી હતી, તે પ્રસાદી રૂપે આપીને શ્રી (લક્ષ્મી) એ "શ્રી શ્રીમાળ" સ્થિર સ્થાપ્યા (નામ પાડ્યું).

૭૮. લોકોએ તે માળા વધાવી લીધી અને લક્ષ્મી પ્રસન્ન થઈ પોતાના સરોવર ઉપર ગઇ. માળા એક અને

एक भणइ नही आल अह्मो, एक भणइ किम लेशु तह्मो ।
एक भणइ वरि मारूंमरूं. पणि हूं पाछउ नवि उसरू ॥७९॥
एक भणइ अम शरषु भाग. भेट तणउ जिहां लाधु लाग ।
श्या मोटा शा नाह्ना बाल. भागिइभगती लेशू माल ॥ ८० ॥
एक भणइ कटका किम थाइ. एक भणइ ए लेशि राय ।
भेट भेद जु न कहत अह्मे. तु किम लषिमि भेटत तुह्मे ॥८१॥

---

લોકસમૂહ અનેક એથી તેઓ ( માળા લેવા માટે ) સામી-સામી વાદ કરવા લાગ્યા.

૭૯ એક કહે, હું બીજા કોઇને નહિ આપું. એક કહે, તમે શાના લો ? એક કહે, હુ મારીશમરીશ પણ પાછો હઠીશ નહિ (માળા કોઇને હાથ જવા દઇશ નહિ)

૮૦ એક કહે, જ્યાં આગળ આપણે લક્ષ્મીને મળ્યા ત્યા હાજર હતા તે બધાનો સરખો ભાગ નાના શું ને મોટા શુ. બધાએ ભાગભગતી (ભાગે પડતી) માળા લઇશુ

૮૧ એક કહે કે ( દેવની કૃપા પ્રસાદીની ) માળા કેમ તોડાય ? એક કહે કે એ માળા રાજા લેશે. એક કહે કે જો ભેટનો ભેદ (ભેટની વાત–ભેટનો શિષ્ટાચાર) અમે કહેત નહિ તો લક્ષ્મી તમને શી રીતે મળત ?

एक भणइ सहू आविउ साथि. माल समोपी माहारि हाथि ।
माहारि मस्तकि मोटउ कर्म. सविकहिनि मनि लागु मर्म ॥८२॥
त्रटकी भटकी उठिउ साथ. माल भणी एक वाहि हाथ ।
वडा भणी जु दीधी शोभ. तु डोकरनि वाधिउ लोभ ॥८३॥
भारवाहा शरि मेहलिउ भार. तु शूं भारवहि भंडार ।
वडु करी बिसारिउ आज. तु शूं तम घरि आविउं राज ॥८४॥
हाथि होइ अंगलडी च्यारि. अंगूठउ पांचमु विचारि ।
एक एक विण न सरइ काज. पंच तणइ मेलावि राज ॥८५॥

---

८२ એક કહે કે તમે બધા તો માત્ર સાથે આવ્યા હતા એટલુ જ, બાકી માળા તો મારાજ હાથમાં આપી હતી. હુ જ મોટો અને ભાગ્યવાન છું (માટે મને માળા આપી) આ વાદથી સૌકોઈના મનમાં આંટી ભરાઈ

૮૩ બધા લોકો ખીજવાઈ ઉઠયા ને એકે માળા (ખુચાવી) લેવા હાથ ઉઠાવ્યો "તમને મોટા કહીને અમે માન આપ્યુ. ત્યારે તમને ડોકરાને લોભ વધ્યો !"

૮૪. "ભારવાહુ (મજુર)ને માથે બોજો મૂકયો તેથી શું તે માલ મજુરનો થયો ? તમને મોટા કરી બેસાડયા (મોટા માન્યા) તેથી શું તમારે ઘેર રાજ આવી ગયું ?"

૮૫ "હાથે ચાર આંગળીઓ ને પાંચમો અંગુઠો હોય

हांकिउ तांम हशीनि रहिउ, बुद्धि विण बोल विरांसिइं काहिउ ।
वडपण मांहि विरांशिउ मूलि, हूं महाजनना पगनी धूलि ॥८६॥
बोलि बोलि वाधइ राढि, कांटइ कांटइ वाधइ वाडि ।
एक भणइ कहीइ एतलं, माहोमांहि ते प्रीछिउं भलूं ॥८७॥
एक भणि हूं भांजूं वाद, नीपाउ श्रीनु प्रासाद ।
थापु मूरति ए धन वडइ, बाईनां फूल बाईनि चडइ ॥८८॥

---

છે, તેમા કોઈ એકથી કામ થતું નથી (આંગળીઓ અને અંગુઠો ભેગાં થાય તોજ કોઈ વસ્તુ પકડી શકાય)· પાચ મળીને રાજ્ય મેળવે."

૮૬ લોકોથી ફિટકાર પામ્યો ત્યારે (લોકોએ જેને મોટો માન્યો હતો, ને જે માળા ઉપર પોતાનો એકલાનો હક છે એમ કહેતો હતો.) તે નરમ પડી ગયો તે બુદ્ધિ વગરનાએ પસ્તાઈને કહ્યુ કે "હું તો હસું છુ, હું મહાજનના પગની ધૂળ છું." (મહાજન મોટું છે ને હુ તેનો દાસ છું.)

૮૭. બોલે બોલે ટંટો વધે અને કાંટે કાંટે વાડ વધે. એક કહે કે અમે તો એટલુંજ કહીએ છીએ કે અંદર અંદર સમજી (સમાધાન કરી) લેવું એ સારૂં છે.

૮૮. એક જણે કહ્યું, તકરાર ટળી જાય એવી

सुणिउ बोल श्रवणे येतलइ, सविकहि मनि गमीउ तेतलइ
भेटणि भाग अछि येह तणा, रह्या सोइ बीजा ग्या घणा ॥८९॥
भेट तणी लषिमी वावरी, श्री प्रासाद सुरंगउ करी ।
थापी मूरति महूरत जोइ, लषिमी लक्षणवंती होइ ॥९०॥
वाजइ भूंगल भेरी ताल, भेट तणी ते श्री श्रीमाल ।
करि सोहाशणि सोविन थाल, ते उपरि ते मेहली माल ॥९१॥

---

વાત હું કહું લક્ષ્મીનું દેહરૂં બાંધો. આ ધન ( લક્ષ્મીને લોકોએ ભેટ મૂક્યું હતું તે ) વડે લક્ષ્મીનું દેહરૂં બંધાવો ને લક્ષ્મીની મૂર્તિ સ્થાપો, એટલે માતાની માળા માતાનેજ ચડશે.

૮૯. આ વાત જેમણે સાંભળી તે સર્વને પસંદ પડી, એટલે ભેટ મૂકવામાં જેમણે ભાગ લીધો હતો (જેમણે ભેટ મૂકી હતી) તેટલા રહ્યા ને બીજા ઘણા ચાલ્યા ગયા

૯૦ પછી ભેટની રકમ ખર્ચીને લક્ષ્મીનું મોટું દેહરૂં બંધાવ્યુ અને મુહૂર્ત જોઇને લક્ષ્મીની સુશોભીત મૂર્ત્તિ સ્થાપન કરી.

૯૧. ભૂંગળ, ભેરી, તાલ વગેરે વાજતે ગાજતે શ્રીમાળીઓ માતાને ભેટ કરવા નીકળ્યા સોનાની થાળમાં તે માળા મૂકીને સોવાસણો (સૌભાગ્યવતી સ્રીઓ)એ તે થાળ લીધો.

आगलि मिल्या माहाजन थाट, रंग तणी ऊघाडी वाट ।
नवि करमाइ नित नवनवी, श्रीमाला श्री कंठिइं ठवी ॥९२॥
द्वापर मांहि होइ थापना, जेहनइ भय टलीया पापना ।
श्री गोत्रज श्रीमाली तणी, करइ चींत प्रासादइ घणी ॥ ९३ ॥

## ॥ वस्तु ॥

लच्छि थप्पइ लच्छि थप्पइ ज्ञाति श्री श्रीमाल ।
नगर नांम श्रीमाल तव, रयणमाल अग्गइ थप्पिउं ।
सकल ज्ञाति शणगार धुरि, अचल नांम श्रीमाल अप्पिउं ।
लच्छि भणइ निर्धन नही, हूं तम गोत्रज जेणि ।

---

૯૨. અબિલ, ગુલાલ વગેરે રંગ ઉડાડતા મહાજન લોક (પુરૂષ સમૂહ) આગળ ચાલ્યા. (ફૂલની હોવા છતાં) કરમાય નહિ ને રોજ નવનવી ધ્યુતિ ધારણ કરે. એવી લક્ષ્મીની માળા લક્ષ્મીને કંઠે પહેરાવી

૯૩. (આ પ્રમાણે) દ્વાપરયુગમા (લક્ષ્મીની) સ્થાપના થઈ, જેનાથી પાપનો ભય ટળ્યો (બીજી દેવીઓને મધમાંસનું બલિદાન આપતા હતા, તેવું બલિદાન લક્ષ્મીને જોઇતું ન હોવાથી ગોત્રજ તરીકે લક્ષ્મીનું સ્થાપન થવાથી પાપનો ભય ટળ્યો, એમ કહેવાનો કદાચ કવિનો ઉદ્દેશ હશે). શ્રીમાળીઓની ગોત્રજ લક્ષ્મી છે ને તેથી તેના દેહરાની કાળજી પણ તેઓજ કરે છે.

श्री श्रीकार सु अप्पीया, श्री श्रीमाली तेणि ॥ ९४ ॥

खंडि खंडि छि मति निर्मली, भणतां गणतां संपत्ति मिली ।

मुनि लावण्य समयाचि वांणि, एतलइ पहिलूं खंड वखांणि ॥९५॥

इति श्री विमलमांत्रि प्रगट प्रबंधे नवरंग नवषंडे सरस्वती वर्णन लक्ष्मी चरित्र । कृतयुग त्रेता प्रमाण । पुष्पमाल रत्नमाल श्रीमाल नगर, श्री श्रीमाल थापनाधिकारे प्रथमं षंडं॥ श्री॥ श्री॥

---

૯૪ (अक्ष्यादिषु छः એ સૂત્ર પ્રમાણે લક્ષ્મીનુ પ્રાકૃત લચ્છિ થાય છે). લક્ષ્મીએ શ્રી શ્રીમાળી જ્ઞાતિ સ્થાપી, તેથી તે નગરનું નામ પણ શ્રીમાળ (શ્રીમાળીઓનુ) નગર પડયું પહેલાં તે રત્નમાલ નામે પ્રસિદ્ધ હતુ સર્વ જ્ઞાતિઓમાં મુખ્ય અને સર્વના શણગાર રૂપ, શ્રીમાળી એવુ કાયમ નામ લક્ષ્મીએ ત્યાના રહીશોને આપ્યુ લક્ષ્મી કહે કે હુ તમારી જેની ગોત્રજ છુ તે નિર્ધન નહિ રહે તેણે (લક્ષ્મીએ) શ્રી શ્રીમાળીઓને શ્રી શ્રીકાર આપ્યા. (તેમના નામ સાથે શ્રીકાર જોડતા કર્યા.)

૯૫. લાવણ્યસમય કવિની વાણીના દરેક ખડમા નિર્મળ વિચારો છે, જે વાંચતાં સાંભળતાં સંપત્તિ મળશે. એ રીતે આ પહેલો ખડ પૂરો થયો.

# खंड बीजु.

## दूहा.

पद्म ति परिमल पूरीउं, यम सायर सलिलेहि ।
तिम श्रीमाली पूरीउं, व्यवहारी सबलेहि ॥ १ ॥
जेह घारि लाच्छि न लभ्भीइ, नही करमी संतांन ।
नेह घर लेषि न लेषीइ, येह घारि दांन न मांन ॥ २ ॥

## चूपै.

कोट माहि कोटीध्वज वसइ, ऊंणा ते गढ बाहरि षिसइ ।
लाषीणा लष मेला थाइ, इशु न्याय छि नगरी मांहि ॥ ३ ॥

---

## બીજો ખંડ.

૧ દુહા=દોહરા. જેમ કમળ સુગંધીથી ભરપૂર હોય છે, જેમ સાગર પાણીથી ભરપૂર હોય છે, તેમ શ્રીમાળ સર્વ વ્યવહારથી અને વ્યવહારીઆઓથી ભરપૂર હતું.

૨. જે ઘેર લક્ષ્મી મળે નહિ, કર્મી (ભાગ્યવાન-સત્કર્મી) પ્રજા ન હોય, ને દાન માન દેવાતાં ન હોય તે ઘર ઘરના લેખામાં ગણાય નહિ.

૩. (એ નગરમાં) કરોડપતિ હોય તે કોટની અંદરના

उहड रोहड भाई दोइ. रोहड बहू कोटीध्वज होइ ।
उहड घरि नव्वाणउं लाष, भाई सरसी घाली भांष ॥ ४ ॥
बंधव तोरइ पय लग्गीइ, एक लाष अम्हे धन मागीइ ।
कोटीध्वजनी पूरूं आस. यम गढ मांहिइं पुरू वास ॥ ५ ॥
बाहड नावइ कहिनइ साथि, तुहि धन नवि छूटइ हाथि ।
कहिउं वचन तव कोपिइ चाडिउ. तूं पाषइ गढ रहिउ अडिउ ॥६॥

---

બાગમાં રહે ને તેથી ઓછી પુંજીવાળા હોય તે બહાર નીકળીને રહે. લાખની પુજીવાળા હોય તે લખપતિ ભેગા રહે, એવી એ નગરમાં રીત છે. (જૈનગ્રંથોમાં ઘણા નગરોના સંબંધમાં આવી રીત હોવાનું લખ્યું છે.)

૪. ઉહડ અને રોહડ બે ભાઈ હતા. તેમાં રોહડ મોટો કોટિધ્વજ હતો ને ઉહડ પાસે નવાણુ લાખ હતા; તેથી તેણે પોતાના ભાઈને કહ્યુ:—

૫. બંધવ (ભાઈ)! તારે પગે લાગીને હું એક લાખ ધન માગું છું. કોટિધ્વજ થવાની મારી અભિલાષા પૂરી કર. કે જેથી હુ કોટમાં વાસ વસું.

૬. બાહડ કોઇનો સાથી (સગો) થાય તેવો નહોતો. તેના હાથે પૈસા છૂટતો નહોતો; ગુસ્સે થઇને તેણે કહ્યું કે તારા વગર કોટમાં શું અડચું રહ્યુ છે?

भाई तणउ भरुसु हतु. तु उहड मनि थिउ उरतु ।
सज्जण मग्गइ अंचल उडि. मोटां मांणस लागी षोडि ॥ ७ ॥
भागइ गति सुर झीणउ थाइ. शारि परशेवु मनि भय थाइ ।
दयामणउ देषइ सहू कोइ. मग्गण मरण समाणउं जोइ ॥८॥
चंद तणइ छइ सूरिज मित्र. घटिउं तेज तव थिउ चलचित्त ।
आवीउ सूर घरि करी आस, दीसइ शशिकर पत्र पलास ॥९॥
अण तेडिउ नर परघरि जाइ. मांन मुहत नवि पांमइ राय ।
साहामु कांइं चडि कलंक, सूर तणइ घरि गयु मयंक ॥१०॥

---

૭. ભાઈના ભરોંસાથી ઉહડના મનમા આરતો (અભિલાષ) થયો હતો. સજ્જન છેડો પહોળો કરીને માગે તો (વખતે) સારા માણસને હલકા પડવાનો વખત આવે.

૮. (માગ્યા પછી ના કહેતા કે માગતા) ગતિ ભંગ થાય, સાદ ગળગળો થઈ જાય, માથે પરસેવા વળે અને મનમાં ભય (શંકા) ઊપજે, એવી દયામણી સ્થિતિ સઉ જુએ, માટે માગવું એ મરવા જેવું જાણવું.

૯. ચન્દ્ર સૂર્યના મિત્ર છે. એનું (ચંદ્રનું) તેજ ઘટયું ત્યારે તેનું ચિત્ત ચલિત થયું ને આશા કરીને સૂર્યને ઘેર આવ્યો. તે વખતે તે ખાખરાના પાન જેવો દેખાયો.

૧૦. વગર તેડે પારકે ઘેર જનાર મોટો રાજા

तव उहड मनि थयु निरास, मागिउ अर्थ न पुहती आस ।
आणी डंस रहिउ मनमांहि, एणि अवसारि जोउं कर्म पसाइ ॥११॥
नगर मांहि राजानु पूत, गर्विइं मागइ ग्रास बहूत ।
राय न आपइ मोटउ ग्रास, कहितां छयल हूआ छम्मास ॥१२॥
भणइ मंत्रि भूपति अवधारि, कूंअर मनावु वडि विचारि ।
नाहानूं शीह तणउ बावडूं, मोटा मयगल तेथी वडूं ॥१३॥

---

હોય તોપણ તે માનમર્તબો પામતો નથી. ઉલટું (જનાર ઉપર) કંઈ કલંક ચડે છે. સૂર્યને ઘેર ચંદ્ર ગયો (તેને તેમ થયુ).

૧૧. (ભાઇનો નકાર સાંભળ્યો) ત્યારે ઉહડ મનમાં નિરાશ થયો. (તેને લાગ્યું કે) પૈસા માગ્યા પણ આશા પૂરી થઈ નહિ. મનમાં ડંસ (વેર) રાખીને રહ્યો ને પોતાનુ કર્મ અજમાવી જોવા ઇચ્છિયું.

૧૨. એ નગરના રાજાનો કુંવર ગર્વથી મોટો ગ્રાસ માગતો હુતો, રાજા તે આપતો નહોતો. રકઝક કરતાં છ મહિના નીકળી ગયા.

૧૩. રાજાને તેનો મંત્રિ કહે કે રાજા સાંભળો! મોટું મન રાખીને કુંવરને મનાવો (તે નાનો છે છતાં), નાનું પણ સિંહનું બચ્ચું મોટા હાથી કરતાં પણ મોટું છે.

राय भणइ रूठइ शूं हशइं, ऊवस अवर कोइ वासशिइं ।
नवला यौवन नवला वेस, कांइ न वासि नवलां देस ॥ १४ ॥
माथउं मूलि न काढिउं येह, पछइ तृणउं न त्रूटि तेह ।
तरुणा तेजि सूर सारिषां, लहीइ पुरुष तणां पारषां ॥ १५ ॥
कगिउं करेशि माहारि ग्राशि. बिठा रुहु आपणि आवाशि ।
एहनइ कांइं आलूं आज, बीजा बेटा मागइ राज ॥ १६ ॥
माहारि बेटा सवि सारषां, जोउ कर्म तणां पारषां ।
धन ऊपाउ षाउ सह्मे, गाढिम ग्रास न आपूं अह्मे ॥ १७ ॥

---

१४. राजा कहे, रुठीने शुं करशे? (बहु करशे तो) कोई ઉજ્જડ જગા વસાવશે. નવી જુવાની અને નવા ઉમંગમાં શા માટે નવો દેશ ન વસાવે?

१५. (યુવાનીમાં) જે બિલકુલ માથું કાઢતો નથી (કંઈ સાહસ કરતો નથી), તેનાથી પછી તરણું એ તૂટતુ નથી. યુવાન, ઘોડો અને સૂર્ય, એ યુવાવસ્થામાં (પૂર્ણ તેજવાળાં) સરખાં હોય છે, માટે પુરૂષની પરીક્ષા કરવી જોઇએ.

१६. મારી પાસેથી ગ્રાસ મેળવીને શું કરવાનું છે? પોતાના ઘરમાં સુખે બેસી રહો. આજ એને કંઇ આપુ તો પછી બીજા કુંવરો રાજ માગે!

१७. મારે સર્વ કુંવર સરખા, તેમના કર્મની હું પ-

सोल वरसनुं बेट्ठु येह, धन भोगवि पितानूं तेह ।
ते कुलमंडण कवि म वषांणि, पुत्र रूपि ते रणीउ जांणि ॥१८॥
कूंअर तणे कांने श्रुति पडी, नगर मांहि न रहूं घडी ।
भमइ रोम भरी आवी घाटि, कूंअर पुहतु उहड हाटि ॥१९॥
उहड आसण मेहली करी, बिठउ राजनीति अणुसरी ।
पाला पुहता आणि ठांमि, किशूं अणऊरूं ताहारि स्वामि॥२०॥

---

રીક્ષા તો જોઉ! ધન મેળવો અને બધા ખાઓ. (गाढिम શબ્દ છે તે 'ગાંઠે'ના અર્થમાં હશે) કોઇને હું જુદો ગ્રાસ આપીશ નહિ.

૧૮. સોળ વર્ષનો છોકરો થયા પછી જે બાપનું ધન ખાતો બેશી રહે, તેને કવિઓ કુલદીપક તરીકે વખાણે નહિ એવો પુત્ર તે પુત્રરૂપે લેણદાર જાણવો.

૧૯. એ વાત કુંવરના સાંભળવામાં આવતાં (તેણે નિશ્ચય કર્યો કે) હવે હું આ નગરમાં એક ઘડી પણ રહીશ નહિ. અતિ રોસ ભર્યો રાજપુત્ર ઘેરથી નીકળીને ઉહડની દુકાને આવ્યો.

૨૦. ઉહડે તેને આસન આપ્યું; ઘટતું સન્માન મેળવીને રાજપુત્ર બેઠો. પછી ઉહડે પૂછ્યું, સાહેબ! કંઈ પગે ચાલતા અહીં પધાર્યા છો! આપને એટલી બધી શી જરૂર પડી?

कहि कुमर तव मननी वात, इशा वचन ते बोलि तात ।
परहूंसि पूर्या बेहू निटोल, साल सरिषा सालइ बोल ॥ २१ ॥
एकसूत्रि थया तव बेउ, वाट शरीष् शंबल लेउं ।
घरि मोकलावी चाल्या तिशइ, मारगि शकुन सबल हूइ तिशइ ॥२२॥
पहिलूं मलपत मयगल मिलिउ, व्यवहारीउ दक्षण कारि वलिउ ।
मंगल भणती साहामी नारि, भाट वधावि जयजयकारि ॥२३॥

---

૨૧. કુંવરે તેને પોતાના મનની વાત કહી ને કહ્યું કે મારા પિતા આવા બોલ બોલે છે. પારકી હોંસ (આશા) રાખતાં નિરાશ થયેલા બેઉને કાટાની પેઠે બોલ સાલતા હતા.

૨૨. બેઉ એક વિચારના થયા, એટલે વાટખર્ચી માટે જોઇતું ભાથું લઈને પોતાને ઘેર ખબર મોકલી નીકળ્યા માર્ગે તેમને સારા શકુન મળ્યા. (વિ. સંવત ૮૦૨ માં શ્રીમાલથી ઉપલદે કુમાર નીકળ્યો, એવી હકીકત "સાહુ કુલરત્નપટ્ટાવલી" મા છે )

૨૩. પહેલો મલપતો હાથી મળ્યો, જમણા હાથ તરફ જતો વહેપારી મળ્યો, મંગળગાતી સ્ત્રી મળી, જય જયકાર કરતા ભાટ મળ્યા.

૨૪. ઉદય ઉદય કહેતી જોગણી (જોગીના જેવી કોઈ માગણ જાતિ) મળી, જમણી બાજુએ ભૈરવ (તેતર ) પક્ષી બોલતું

अदु भणंती जोगिणि मिलि, तु दक्षण भइरव कलगली ।
षर डावु नि डावी देवि, सबल सणहु डाबु लेवि ॥ २४ ॥
हरण अधूरां यमणां जाइ, पाहिलि पुहरि पनुतां माइ ।
सांढ तुरी नि दक्षण चास, वामा वायस पूरइ आस ॥ २५ ॥
डावा [illegible] बोल्या जांम, कुशली कूअर हरखि [illegible] ।
शकुनगंठि बंधइ दृढकरी, मेहलइ पंथ घणा परहरी ॥ २६ ॥
वाट घाट जोता मन रंगि, चालिइं चंचालि चड्या तुरंगि ।
अति पोढां पीयाणां कीद्ध, पामिउं सिंधु देस प्रसिद्ध ॥ २७ ॥

---

સંભળાયું ગધેડો અને દેવચકલી ડાબા હાથ તરફ તથા સસલુ અને કૂતરો ડાબી બાજુએ જાય.

૨૫. પહેલે પહોરે હરણ નિર્ભયપણે જમણી તરફ જતાં જણાય તો તે લાભદાયક છે. સાઢ, ઘોડો અને ચાસ પક્ષી જમણા હાથ તરફ અને કાગડો ડાબા હાથ તરફ દેખાય તો એ શકુન આશા પૂર્ણ કરે.

૨૬. ડાબાહાથ તરફ શિયાળ બોલ્યું એથી શકુન જાણવામાં કુશળ કુંવર (શુભ શકુન થતા જોઇને) હર્ષ પામ્યો ને શકુન ગંઠી (સારા શકુન થાય તે વખતે દુપટ્ટા વગેરે લુગડાને ગાંઠ વાળી લેવી તેને શકુનગંઠી કહે છે) મજબુત વાળી દીધી (શકુનનો સારો ભાવ જતો ન રહે માટે). (એ પ્રમાણે શુભ શકુન મેળવીને ચાલતા બેઉ જણાએ ) ઘણો રસ્તો કાપ્યો.

૨૭ રસ્તાનાં આનંદદાયક સ્થળો જોતા જોતા તેઓ ઝડપથી ચાલનારા ઘોડાપર બેશીને જતા હતા. ઘણી લાંબી મુસાફરી કર્યા

रा भेटिउ जै ठट्टा तणउ, ठाकुर गांम ठांम दिइं घणउ ।
रहु राजि पूरु मनरुली, कहि वांणि कूंअर कूंअली ॥ २८ ॥
अह्मे न आव्या लेबा ग्रास, जाणउं ऊवाशि वासूं वास ।
भूमि तणउ जिहां नुहि धणी, ठांम देखाडु तेहज भणी ॥२९॥
जोइ राय विमांशी तांम, ठाकुर विना न देषइ गांम ।
पश्चम दक्षण पूरव धंणी, जोतां जोयूं उत्तर भणी ॥ ३० ॥
देस घणानी आवी संधि, एक थलि उछइ आवी कंधि ।
अछइ सदैवत अम धरि तुरी, पुहुचु उत्तरि लेई करी ॥ ३१ ॥

---

પછી તેઓ પ્રસિદ્ધ સિંધુ દેશ (સિંધ) માં પહોચ્યા.

૨૮ જઈને ઠઠ્ઠાના રાજાને મળ્યા. રાજાએ રહેવાનું સ્થાન અને ઘણાં ગામ આપવાનું કહીને કહ્યુ, અહીં ખુશીથી રહો ને મનની હોંસ પૂરી કરો કુંવરે રાજાને નમ્રતા ભર્યા શબ્દોમાં કહ્યું:—

૨૯. મહારાજ ! અમે ગ્રાસ લેવા આવ્યા નથી. કંઈક ઉજડ પ્રદેશ વસાવવા ઈચ્છું છુ, માટે જેનો કોઇ મલિક ન હોય તેવી જમીન બતાવો.

૩૦. રાજાએ ત્યારે વિચારી જોયું તો કોઇ ગામ ઠાકોર વગરનું જણાયું નહિ. પશ્ચિમ, દક્ષિણ, પૂર્વ દિશા તપાસી જોયા પછી ઉત્તર તરફ જોયું.

૩૧. ઘણા દેશની સંધિ થાય છે (જોડાય છે), ત્યાં

जोतां जे थल आवइ जांम, तांम तुरंगम करी प्रणांम ।
चिती भोग करेजे भलु, आठ पुहर मेहले मोकलु ॥ ३२ ॥
हयवर चंपइ येती शीम, वलतु पाछउ आवइ जीम ।
वेगि वधावे मुगता फले. नगर वाशिये तेणे थले ॥ ३३ ॥

## वस्तु.

कुमर चल्लीय कुमर चल्लीय तुरीअ सोइ साथि ।
उहड सरसु आवीउ. तेणइ ठांमि ते तुरीअ रख्खइ ।
हयवर मेहलिउ मोकलु, अट्ठ पुहर भल भूंमि रख्खइ ।
ऊवसि वास वसावीउ, नगर नांम ऊएशि ।
मुनि लावण्य समइ भणइ, धिन धिन उदय नरेस ॥ ३४ ॥

---

એક કંધિ (કાંધ–સ્થળ) ખાલી જણાયું. (તેથી રાજાએ કહ્યું) અમારે ત્યાં સદૈવત (બળવાન અથવા દૈવી ગુણવાળો) ઘોડો છે ત લઈને ઉત્તર તરફ જાઓ.

૩૨. જ્યારે એ સ્થળ આવેલું જણાય ત્યારે ઘોડાને પ્રણામ કરીને, એ મારૂં ભલું કરશે એમ ચિંતવન કરીને, આઠ પહોર સુધી એને છુટી લગામે જવા દેજો.

૩૩. એટલા વખતમાં એ ઉત્તમ ઘોડો જેટલી હદ ઉપર જઈને પાછો આવે, તે સ્થળે તેને મોતીથી વધાવી લેજો ને એ ઠેકાણે નગર વસાવજો.

૩૪. તે ઘોડો સાથે લઈને કુંવર ચાલ્યો. ઉહડ તેની સાથે આવ્યો. ને રાજાએ નિશાની બતાવી હતી ત્યાં આવીને

वाशिउं नगर यशूं सुर लोक, धिन धिन धनद समाणा लोक ।
पोढां मंदिर पोलि पगार, वास तणउ नवि लहीइ पार ॥३५॥
चिहु दिशि तलीआ तोरण बारि, अमरी कुमरी नाचि नारि ।
चुराशी चहूटां जूजूआं. वाडी वावि सरोवर कूआ ॥ ३६ ॥
[illegible] साकर वाणी बोली खरी ।
राजगृह रूडां झगमगइ. उहडनां घर गढ मूलगि ॥ ३७ ॥

---

ઘોડો ઉભો રાખ્યો. પછી આઠ પોહાર સુધી ઘોડાને છુટી લગામે જવા દેતા જે સ્થળ આવ્યું તે સ્થળે ઘોડો રાખ્યો, ને તે ઉજડ સ્થળે વાસ વસાવ્યો. તેનુ નામ ઉએસ નગર પાડ્યું. લાવણ્યસમય મુનિ કહે છે કે એ નગર વસાવનાર ઉદય નરેશને ધન્ય છે.

૩૫. જેવું દેવલોકનુ નગર (ઇંદ્રાપુરી) હોય તેવુ નગર વસાવ્યું. મોટા મોટા ધનવાન લોક તેમાં વસ્યા. મોટી મોટી હવેલીઓ, પોળો અને વિશાળ રસ્તા કર્યા. વાસ (વસ્તી) નો તો પાર પણ પામીએ નહિ

૩૬. ચારે દિશાએ મ ગલ સૂચક તોરણો બ'ધાય અને અમર (દેવ) ની કુંવરી ( દેવાંગના ) જેવી સ્ત્રીઓ નૃત્ય કરે. જૂદાં જૂદાં ચોરાશી ચઉટાં (બજાર), તેમજ બાગ બગીચા, વાવ, સરોવર, કુવા વગેરે થયુ

૩૭. ઘેરેઘેર અપ્સરા જેવી અને હસતે મોઢે મીઠી સાકર

पूठिइथु तेडिउ परवार, उहड नगर तणउ शणगार ।
गजमुद्रा पहिगावि राय, उहडनु वाधइ जसवाद ॥ ३८ ॥

## दूहा.

ये ये चंत्या बोलडा. ते ते चड्या प्रमांणि ।
भाइ सरसू रूसणूं, नवि भागू निर्वाणि ॥ ३९ ॥

उत्तर दक्षण पूरवी, पश्चिम केरा लोक ।
नगरि वश्या ते निर्मला, यम तरुमांहि अशोक ॥ ४० ॥

---

જેવી વાણી બોલનારી સ્ત્રીઓ વસી. રાજગૃહ (રાજવાડો) ઝગ-મગવા લાગ્યાં. ઉહડનાં ઘર રાજગઢની જોડાજોડ કર્યાં.

૩૮. ઉહડે પોતાનો પરિવાર (બૈરાં છોકરાં) પાછળથી તેડાવી લીધો ઉહડ નગરના શણગારરૂપ થયો. રાજાએ તેને રાજમુદ્રા ( રાજાનો શિક્કો મારવાની વીંટી ) પહેરાવી ( બહુમાન આપ્યું ). ( દિન પ્રતિદિન ) ઉહડનો યશ વધતો ગયો.

૩૯. જે જે અભિલાષા રાખી હતી તે તે સર્વ સફલ થઈ. પણ ભાઈ સાથેનું રૂશણું છેવટ સુધી ભાગ્યું નહિ.

૪૦ ઝાડમાં અશોક (આસોપાલવ) જેવા (સારામાંસારા) ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ ચારે દિશા તરફથી લોકો આવીને નગરમાં વશ્યા.

कोटीधज कोडिइ वसइ, लाषीणा लष जोइ ।
नगर तणउ महिमा इशु, निरधन नर नही कोइ ॥ ४१ ॥
उहड घरि एक धेनु छि, ते वनि चरवा जाइ ।
षीर झरइ झाबल भरइ, नित नित चरवा जाइ ॥ ४२ ॥
दोंही ते दूझइ नही, जोतां जांणउ मर्म ।
पास जिणेसर प्रगटीआ, उहड अदभूत कर्म ॥ ४३ ॥
उहड निशि निद्रा भरिइ, सपनंतरि सचि यावि ।
आवी देवी इम भणइ, हूं तुझ पुण्य प्रभावि ॥ ४४ ॥

---

૪૧, કોટિધ્વજ કોટમાં રહે ને લખપતિ લખપતિની સાથે (બહાર) રહે, એવો એ નગરનો મહિમા હતો. ત્યાં કોઈ માણસ નિર્ધન ન હોતો.

૪૨ ઉહડને ઘેર એક ગાય હતી, તે વનમાં ચરવા જાય ત્યાં એક ઠેકાણે રોજ તેનું દૂધ ઝરી જઈને એક ખાબડું ભરાય.

૪૩. ઘેર દોહતા દૂધ નીકળે નહિ, તેથી તપાસ કરતાં ખરી વાત સમજાઈ. ઉહડના અદ્ભુત કર્મને લીધે ત્યાંથી પાર્શ્વનાથ જિનેશ્વર નીકળ્યા.

૪૪. ઉહડ રાત્રે ભર ઉંઘમાં સુતો હતો, ત્યાં સ્વપ્નમાં શચિદેવી (ઇંદ્રાણિ)એ આવીને કહ્યું કે હું તારા પુણ્ય પ્રભાવથી

संतुट्ठी उहड सुणे, तुझ समप्पिउं राज ।
नगर तणी रषवालि हूं, परतषि आवी आज ॥ ४५ ॥

उस वंशनी थापना, श्री जिनवर प्रासाद ।
पासि मझ मंदिर अछइ, वली सुणावे साद ॥ ४६ ॥

## चूपै.

जागिउ उहड पुरतु राजि, कुहु महिता आव्या काणि काजि ।
त्रिणि वार सुपनंतर सुणी, हूं आविउ तम कहिवा भणी ॥४७॥

---

૪૫ સંતુષ્ટ (પ્રસન્ન) થઇ છું, તને રાજ સમર્પ્યું છે, હું નગરનું રક્ષણ કરનારી દેવી છું, ને આજે તારી પાસે આવી છું

૪૬ સાંભળ ! ઉસ વંશની સ્થાપના કર. શ્રી જીનવરનુ દહેરૂં બંધાવ અને તેની પાસે મારૂં મંદિર કરાવ.

૪૭. ઉહડ જાગીને રાજા પાસે ગયો (રાજાએ કહ્યુ) કહો મહેતા ! (એ કાળે રાજકારભારનું કામ મુખ્યત્વે વાણિયાઓના હાથમાં હતુ ને તેથી સામાન્ય રીતે બધા વાણિયાને માનાર્થ મહેતા કહેવાતા.) શા કામને માટે આવ્યા ? (ઉહડે કહ્યું,) ત્રણ વખત સ્વપ્નમાં કહેલી વાત સાંભળીને હું આપના તરફ કહેવા આવ્યો.

सुणी वात मनि रंजिउ राय, ततक्षणि मेली सवि समदाय ।
जिनप्रासाद देवनूं ठांम, प्रगटिउं उस वंशनूं नांम ॥ ४८ ॥

## ॥ वस्तु ॥

नगर वसीउं नगर वसीउं नाम ऊएस ।
उहड पुढउ नींद्र भरि, सुपन मांह्य सचि आवि आवीय ।
तोणि वचनि प्रासाद जिण, देव ठांम उत्तम करावीय ।
उश वंशनी थापना, ऊवासि वसीआ जेणि ।
उसवाल अरडकमल, कारणि कहीआ तेणि ॥ ४९ ॥

---

૪૮. વાત સાંભળીને રાજાનું મન ખુશી થયું તરત સર્વ સમુદાય (લોક) ભેગા કર્યા. (સર્વને હકીકત કહીને) જિનપ્રસાદ (દહેરૂં) તથા દેવીનુ મંદિર કરાવ્યું અને ઉસ વંશનું નામ પ્રકટ કર્યું.

૪૯. ઊએસ નામનુ નગર વસ્યુ ઉહડ ભર નિદ્રામાં સુતો હતો ત્યાં શચિ માતાએ આવીને કહેવાથી તેના વચન પ્રમાણે જૈનપ્રાસાદ અને ઉત્તમ દેવમંદિર કરાવ્યું જેઓ ઉએસ નગરમાં વસ્યા તેમનુ નામ ઉસવાલ પાડયું ને એ રીતે ઉસવંશની સ્થાપના થઇ. ( ઉવસ-ઉજડમાં વાસ વસાવનાર ઉજડ-જગા વસાવનાર તે ઓસવાલ એવો ભાવ પણ નીકળે. )

# चूपै.

पुहतु वच्छ राजअवगणी, निबल हूउ श्रीमालह धणी ।
आवइ धाडि धसंती घणी, नगर लोक थिउ अति रेवणी ॥५०

आवी लूसइ लगडइ हणइ, ते सरसूं नवि चालइ किणइ ।
थंभ नयर ते काढी षवा, भेटिउ चक्रवर्ति पौरवा ॥ ५१ ॥

स्वामी नगर वडूं श्रीमाल, ते लूसाइ विण रषवाल ।
रक्षा करु म लाउ वार, भड मोकलु भला झूझार ॥ ५२ ॥

---

૫૦ રાજપુત્ર રાજાની અવગણના કરીને ગયો તે પછી શ્રીમાળપતિ નિર્બળ થયો, અનેક ધાડાં ધસી આવવા લાગ્યાં (રાજાનું કંઈ ચાલ્યું નહિ) ને લોક દાણાદાણ થવા લાગ્યાં

૫૧. જે આવે તે લૂટે, પકડી જાય, મારી નાખે પણ તેમના સામે કોઇનું કંઈ ચાલે નહિ ખંભ નય (નગરના સ્તંભ જેવાઓએ અથવા ખંભાત નગરમાં) ખબ કાઢીને જઈ ચક્રવર્તિ પૌરવા (પૂર્વનો કોઈ રાજા અથવા ૨ વંશના લોકોનો રાજા) ને મળ્યા

૫૨. (તેને પ્રાર્થના પૂર્વક કહ્યું) સ્વામી! (અત્યા અધિકારીને સાહેબ કહી સંબોધવામાં આવે છે તે તે વખતે રાજા અને એવા બીજા સત્તા ધર

कटक मांहि जे गाढा कटा, ते टाली कीधा एकठा ।
सुभट सहस दस केरी जोड, जे भांजइ भूपतिना कोड ॥५३॥
मनि चिंतव्या मनोरथ फल्या, व्यापारी ते लेई वल्या ।
आव्या नगरि इशा असवार, भय भागु वरतिउ जयकार ॥५४॥
नगर थकी बाहरी ऊतरीया, पूरव दिशि ऊतारा करिया ।
ते थानक अंबाई तणउं, करइ लोक आराधन घणउं ॥ ५५ ॥

---

વતા લોકોને સ્વામી કહી સંબોધવાનો ચાલ જણાય છે.) શ્રીમાળી જેવું મોટું નગર રક્ષણ કરનારને અભાવે લૂટાય છે, માટે શીઘ્ર તેની રક્ષા કરો. સારા સારા યોદ્ધાઓને જલદી મોકલી આપો.

૫૩. સૈન્યમાં જે કટ્ટા લડવૈયા હતા, એવાઓને ચુંટી કાઢી એકઠા કર્યા (સામા લડનાર) રાજાના કોડ ભાગે એવા દશ હજાર સુભટોની જોડ થઈ.

૫૪. જે આશા રાખી હતી તે સફલ થઇ. શ્રીમાલના વ્યાપારીઓ એ યોદ્ધાઓને તેડીને પાછા વળ્યા (શ્રીમાલ તરફ આવવા નીકળ્યા). આવા (બહાદુર લડવૈયા) સવારો શ્રીમાલ નગરમાં આવતાં લોકોનો ભય ટળી ગયો ને સર્વત્ર જયજયકાર થયો.

૫૫. (એ રક્ષક સવારો) આવીને નગરની પૂર્વમાં ઉતારો કરી રહ્યા. તે ઠેકાણે અંબાજી માતાનું સ્થાનક

रह्या सुभट वीटी प्रासाद, भागा विरी तणा निनाद ।
जिहां जिहां जाइ तिहां जय वरइ, अंबाईनी उलग करइ ॥५६॥
आविउ दिन दीवाली तणउ, मडाविउ उच्छव अति घणउ ।
महापूज मंगल आरती, तूठी अंबाई महासती ॥ ५७ ॥
मया करइ अंबाई मात, रयाणि मांहि गढ कीधा सात ।
ए सत्तइ सबला गढ इस्यां, विरी विकट भेद नहीं किशां ॥ ५८ ॥
जु तुह्मे मांनु माहारी आंण, तु वसवा आपूं अहिठांण ।
षंधि तुह्मारि कीधु वास. वेगिइ वालउ विरीनु प्रास ॥ ५९ ॥

---

હતું ને લોકો તેનું ઘણું આરાધન કરતા હતા.

૫૬. સુભટો (લડવૈયા) અંબાજીના દેહરાની આસપાસ રહ્યા ને વેરીઓના નાદ ઉતાર્યા. તેઓ જ્યાં જ્યા યુદ્ધે ગયા ત્યાં ત્યાં જય પામવા લાગ્યા ને અંબાજીની માનતા કરવા લાગ્યા.

૫૭. દીવાળીનો દિવસ આવતા તેમણે મોટો ઉત્સવ કરાવ્યો અને મહાપૂજા આરતિ કરી, એથી મહાસતી (પૂજ્ય સાધ્વી સ્રીને શ્રાવકો મહાસતી કહે છે) અંબાજી પ્રસન્ન થઇ.

૫૮. અબાજી માતાએ કૃપા કરીને એક રાતમાં સાત ગઢ બનાવ્યા એ સાતે ગઢ એવા મજબુત હતા કે બળવાન્માંબળવાન્ શત્રુ પણ તે ભેદી શકે નહિ.

૫૯. (અંબાજીએ કહ્યું,) જો તમે મારી આણુ માનો

चडइ कटक वइरीनि नडइ, जे वंका ते पाए पडइ ।
मोटां मंदिर कीधा वास, अंबाई पूरइ मन आस ॥ ६० ॥
नगर थकी पूरव दिशि रहिया, प्रागवाट तेणि कारणि कहिया ।
दंड कलस सारि दीधी धजा, अंबाइ थापी गोत्रजा ॥ ६१ ॥

## ॥ वस्तु ॥

नगर निर्मल नगर निर्मल सहजि श्रीमाल ।
भय मट्टइ भड मोकल्या, सबल सहस दस जोडि किद्धा ।
चक्रवर्ति ये पौरवा, तास पुत्र पुहविइं प्रसिद्धा ।
अंबाइ थिर थापीया, अति उच्छवि उल्लाशि ।
प्रागवाट तेणि कारणिइ, वसीया पूरव पाशि ।

---

તો આ સ્થળ હું તમને રહેવા આપું હું તમારી ખાંધે વસીશ. (યોદ્ધાઓને શસ્ત્ર ચલાવવામાં હાથ બળવાન જોઈએ, માટે ખાંધે) સુખેથી શત્રુઓએ લઈ લીધેલા ગ્રામવાળો (પાછા મેળવો).

૬૦. સુભટોની ચડાઈ શત્રુઓને નડવા લાગી, જે અભિમાનથી અવળા ચાલતા હતા તે તેમને પગે લાગવા લાગ્યા. એ લોકો મોટી મોટી હવેલીઓ કરીને રહ્યા. અંબાજી તેમની આશા પૂર્ણ કરવા લાગી.

૬૧. સુભટો શ્રીમાલ નગરની પૂર્વ દિશામાં રહ્યા, તે કારણથી પ્રાગ્વાટ (પૂર્વમાં રહેનારા) કહેવાયા. તેમણે

# चुपै.

क्रमि क्रमि जाति होई छि घणी, वडी न्याति श्रीमाली तणी ।
पोरूआड, प्रगटिया उसवाल, गूजर, हींडू, दीसावाल ॥६३॥
खडायता, खंडेर, खंडोल, कठिणुरा, काकिला, कपोल ।
नाइल, नागर, नाणावाल, प्रौढ लाड, लाडूआ श्रीमाल ॥६४॥
हालर, हरसुरा, हुंबडा, श्रीगुड, जालुहरा; जांगडा ।
धाकडीया, भडीया, भुंगडा, ब्रह्माणा, वींधू, वायडा ॥६५॥

---

અંબાજીને ગોત્રજા સ્થાપી ને તેના દેહુરા ઉપર દંડ, કલસ તથા ધ્વજા ચડાવી.

૬૨. દશ સહસ્ત્ર જોડ સુભટો મોકલવાથી પવિત્ર શ્રીમાળ નગરનો ભય દૂર થયો. પૃથ્વીમાં પ્રસિદ્ધ ચક્રવર્તિ પૌરવાઓના પુત્રોને મોટા ઉત્સવ ઉલ્લાસ સાથે અંબાજીએ સ્થિર સ્થાપ્યા. તેઓ પૂર્વમાં વસ્યા તે કારણથી પ્રાગ્વાટ કહેવાયા.

૬૩. શ્રીમાળીઓની જ્ઞાતિ સૌથી વડી છે. તેમાથી અને તેની પાછળ એક પછી એક ઘણી જ્ઞાતિઓ થઈ છે, (હવે કવિ વાણિયાઓની ચોરાશી જ્ઞાતિનાં નામ બતાવે છે.) પોરૂઆડ અને ઓસવાળ થયા, વળી ગૂજર, ડીંડુ, દિશાવાળ.

૬૪. ખડાયતા, ખંડેર, ખંડોલ, કઠણોરા, કાકિલા, કપોળ, નાઇલ, નાગર, નાણાવાલ, મોટા લાડ, લાડુઆ શ્રીમાળી'

गांभू, अडालिजा, गहगहिइ, मोढ, वली मांडलीआ कहि ।
पंचम, पुष्कर, जंबूसरा, सुहडवाल, नि मंडेउरा ॥ ६६
अच्छति, अच्छतिवाल, सुरहिया, माथर, कंबोजा, करहिय
पोरूआड सोरठीया, सही, पलीवाल ज्ञाति. वली कही ॥६
मडाहडा, मंडोरा, जांणि, मेवाडा, वाल्मीक, वषांणि ।
छावा, चित्रावाल, वघेर, नरसंगुर, शरषडेर ॥ ६८ ॥
भूमा, नागद्रह, नी न्याति, उम्रवाल, बाबरनी जाति ।
वघणुरा, वैसुर, अस्थिकी, अष्टवर्गी, कि पद्मोदकी ॥ ६९ ।

---

६५. હાલર, હરસુરા, હુંબડ, શ્રીગોડ, ઝાલોરા, જા
ધાકડીયા, ભડીઆ, ભુંગડા, બ્રહ્માણા, વીધુ, (અથવા વાઘુ) વા

૬૬. ગાંભુ, અડાલજા, મોઢ, અને માંડલીઆ કહે
છે, તેમજ પંચમ, પુષ્કરા, જંબૂસરા, સુભટવ
મંડોવરા,

૬૭. અચ્છતિ, અચ્છતિવાલ, સુરહિયા, માથર, કંબો
કરહિયા, પોરૂઆડ, સોરઠીયા (અથવા સોરઠીયા પોરવા
અને વળી પલ્લીવાલની જ્ઞાતિ કહેવાય છે.

૬૮. મડાહડા, મંડોરા, મેવાડા અને વાલ્મિક (વાટ
એ જ્ઞાતિઓ કહી છે. વળી છાવા, ચિત્રાવાલ, વઘેર, નરસં
અને શરખંડેર, છે.

૬૯. ભૂમા, નાગદ્રહ (નાગદરા) ની જ્ઞાતિ છે તે

गोलवाल, नागुरा, नरा, तेरोढा, साचुरा, षरा ।
भोडेरा, जेराणा, पाहि, नीमा, ज्ञाति वडी जगमांहि ॥ ७० ॥
बघ्रढीया, कारंटावाल, दाहिष, सोनीसाथ, मयाल,
राजसषा, नि लहुडीसषा, वडीसषा, दोसष, चुसषा ॥ ७१ ॥
सूराणा, राजुरा जोइ, मेलितवाल, मुंडेरा, होइ ।
आणंदुरा, न गणइ रेष, वली न्याति वांगलीम,विशेष॥ ७२ ॥

---

ઉગ્રવાલ ( કે અગ્રવાલ ) અને બાબરની જાતિજ છે. વ ધાણુરા (અથવા ધણુ રા કે ધીણોજા), વૈસુર, અસ્થિકી, અષ્ટવગ્રી ( કે અષ્ટવર્ક્કી) અને પદ્મોદકી.

૭૦. ગોલવાલ, નાગુરા (અથવા નાઘોરી), તેરોઢા અને સાચોરા છે. વળી ભોડેરા, જેરાણા, એ જ્ઞાતિઓ છે તેમજ નીમાની છે જ્ઞાતિ જગત્‌માં મોટી છે.

૭૧ વઘ્રટીયા, કારંટાવાલ (કે કોરંટાવાલ), દાહિધ, સોનીસાથ, મયાલ, રાજશાખા, લઘુશાખા, વડીશાખા, બે શાખા, અને ચોશાખા.

૭૨. સુરાણા, રાજુરા, તેમજ મેલિતવાલ, અને મુંડેરા છે. વળી આણંદુરા (અથવા આણુદોરા) અને જે કંઈ લેખામાં ગણાતી નથી, એવી વાંગડુ ( પરચુરણ–શેળભેળ જ્ઞાતિ ) છે, તે જુદી છે.

## ॥ वस्तु ॥

ज्ञाति निर्मल ज्ञाति निर्मल, न्याति निकलंक ।
ज्ञाति वडी सवि कहि तणी, न्याति कोइ नाहानी म जाणउ ।
जे अवसारि बित वावरइ, वसुह माह्वि तेहनु वांनु ।
ज्ञाति मांहि नर केतला, सकल न्याति शणगार ।
बिरद बोलावि बंदिणह, माहाजन राय साधार ॥ ७३ ॥

## चुपै.

बोल्या वर्ण विशेष अढार, तेहनु केतु कहूं विचार ।
वर्ण अढार सहू मुषि कहइ, विगति विवेकिइं विरला लहइ ॥७४॥

---

૭૩. જ્ઞાતિ (ગમે તે હો) બધી પવિત્ર છે, નિષ્કલંક છે, સૌ સૌની જ્ઞાતિ મોટી છે. કોઈ જ્ઞાતિને કોઈથી ઉતરતી માનવી નહિ. અવસર આવ્યે જે ધન ખર્ચે તે જગત્‌માં મોટા ગણાય છે. જ્ઞાતિમાં કેટલાક પુરૂષો આખી જ્ઞાતિને શણગાર રૂપ હોય છે, બંદીજનો (ભાટ ચારણો) જેમના યશ ગાય છે અને જેમને મહાજન તથા રાજા પણ માન આપે છે.

૭૪ અઢાર વર્ણ કહેવાય છે તેની કેટલીક હકીકત કહું છું. બધા લોક 'અઢાર વર્ણ, અઢાર વર્ણ' એવું બોલે છે, પણ વિવેકથી તેની વિગત કોઇ વીરલાજ જાણે છે.

व्रतिइं करी नि ब्राह्मण ज्ञाति, कहि हथीआरे क्षत्री जाति ।
करसणकारी वैश्य कहाइ, नाटकीया नर शूद्र कहाइ ॥ ७५ ॥
ब्रह्मचर्य पालइ तप करइ, काकरि कनाकि समी मति धरइ ।
सकल जीवनी आणइ दया, सकल ज्ञाति ते ब्राह्मण कहिया॥७६॥
शूरवीर विक्रमना धणी, बहू आरंभ परिग्रह भणी ।
निर्दय करि हथीआर वषांणि, सकल न्याति क्षत्री अहिठांण ॥७७॥

---

૭૫. (વ્રત અમુક ધર્માચાર વડે) કરીને બ્રાહ્મણની જ્ઞાતિ છે, હથિયાર પકડનારની ક્ષત્રિ જાતિ કહી છે, ખેતી કરનાર તે વૈશ્ય જાતિ કહેવાય છે અને નાટક કરનારા તે શૂદ્ર કહેવાય છે. (કવિએ જે સ્થળે રહીને આ પ્રબંધ રચ્યો છે તે ભાગમાં તરગાળા લોકોની વસ્તી વધારે હોવાથી શૂદ્ર તરીકે નાટક કરનારનું નામ આગળ કર્યું હોય એ બનવાજોગ છે.)

૭૬. બ્રહ્મચર્ય પાળે, તપ કરે, કનક (સોનું) કાકરામાં સરખી (નિસ્પૃહ) વૃત્તિ રાખે, અને સર્વ જીવ ઉપર દયા રાખે, (એવી વૃત્તિના હોય) તે સર્વ બ્રાહ્મણ કહેવાય છે.

૭૭. શૂરવીર, પરાક્રમ કરનાર, ઘણા આરંભ (જેમાં જીવહિંસા થવાનો સંભવ હોય એવાં કર્મને જૈનધર્મમાં આરંભકાર્ય કહે છે), પરિગ્રહ ( ગ્રહણ કરવું ) કરે, નિર્દયપણે હાથમાં હથિયાર ધારણ કરે, એવી વૃત્તિના હોય તે બધા ક્ષત્રિય જ્ઞાતિના કહેવાય છે.

करसणकर्म सकल व्यवसाय, सकली डाहु पंडित मांहि ।
जाणइ कुल व्यापार अपार सकल न्याति ते वैश्य उदार॥७८॥
मूरष अवर समारि अंग, नीच कर्म नाटकनु रंग ।
जेहनां राछ निषर देषीइ, शूद्र सकल ज्ञाते पेषीइ ॥ ७९ ॥
ब्रह्मा मुषिथी ब्राह्मण हूआ, बाहु थिकी ते क्षत्री भया ।
वैश्य हृदय उतपत्ति वषांणि, प्रगटिया शूद्र पागथी जांणि॥८०॥
कंदोइ, काछी, कुंभार, माली, मर्दनीआ, सूत्राह्र ।
भिइंसाइत तंबोली सार, नुमु नारू सुणि सोनार ॥ ८१ ॥

---

૭૮. ખેતીને લગતા બધા ધંધા કરે, બધામાં-પંડિતોમાં પણ ડાહ્યો (ગણાય, એવી વ્યવહાર કુશળતા), અને અનેક પ્રકારના વ્યાપાર કરે તે વૈશ્ય. બીજી બધી જ્ઞાતિઓમાં તે ઉદાર છે.

૭૯. જે મૂર્ખ રહે, બીજાનું શરીર સમારવાનું કામ કરે, હલકાં કર્મ કરે, નાટક કરવાનો શોખ રાખે, જેનાં સર્વ હથિયાર જીવોનો ઘાત કરે તેવાં હોય એવા બધા તે શૂદ્રની જ્ઞાતિના જાણવા.

૮૦. બ્રહ્માના મુખથી બ્રાહ્મણ થયા છે, બાહુથી ક્ષત્રિય થયા છે, હૃદયથી વૈશ્ય ઉત્પન્ન થયા છે અને પગથી શૂદ્ર થયા છે, એમ જાણવું.

૮૧. કંદોઈ, કાછીઆ, કુંભાર, માળી, મર્દનિયા, સુથાર, ભેંસાઈત, તંબોળી, અને નવમા સોની એ નવ નારૂ કહેવાય છે.

गांछा, छीपा, नि लुहार, मोची, चर्मकार, व्यवहार ।
ए चिहुं ऊपरि बोल्या सही, पंच ज्ञाति ए कारू कही ॥८२॥
येहनु वीह्वा येह शूं मिलइ, तेह न्याति तेमांहिइं मिलइ ।
नीचे कर्मे नीच कहाइ, वर्ण अढारं हींदूमांहि ॥ ८३ ॥
के जिनवर के ईश्वर ध्याइ, के ब्रह्मा के गोव्यंद गाइ ।
वर्ण वषाण्या मारगि रह्या, असुरवर्ण ते अगला कह्या ॥८४॥
नव नारू नि कारू पंच, वर्ण च्यारि जोय्यो प्रपंच ।
एतलइ मिल्या वर्ण अढार, चालइ सकल लोक व्यापार॥८५॥

---

૮૨. ઘાંચા, છીપા, લુહાર, મોચી અને ચમાર તથા ચામડાનો ધંધો કરનાર એ બધા પાંચ કારૂ કહેવાય છે.

૮૩. જેનો વિવાહ જેની સાથે થઈ શકે તે તેની ન્યાતિમાં ભળે છે. નીચાં કર્મથી નીચા કહેવાય છે. એ પ્રમાણે હિંદુઓમાં અઢાર વર્ણ છે.

૮૪ (એ અઢાર વર્ણમાંના) કોઈ જીનવરને ને કોઈ મહાદેવને ભજે છે અથવા કોઇ બ્રહ્માને તો કોઇ ગોવિંદ (વિષ્ણુ) ને ગાય છે; પણ કહ્યા તે અઢારે વર્ણ આ ચાર માર્ગમાં ચાલે છે. અસુરવર્ણ (અનાર્ય) તે જુદા કહ્યા છે.

૮૫ નવ નારૂ, પાંચ કારૂ અને (બ્રાહ્મણ ક્ષત્રિય વગેરે) ચાર વર્ણ એ મળીને અઢાર વર્ણ થાય છે, જેનાથી સર્વ લોક વ્યહવાર ચાલે છે.

बौध्य, सांख्य, नैयायिक नाम, जैन अनइ वैशेषिक ठांम ।
जैमनीय छ दरसण जोइ, मारगि धर्म चलावि सोइ ॥ ८६ ॥
छ दरसण ए वरतइ वेद, सोल सोल एकोकि भेद ।
सोल छक्क छन्नउं पाषंड, प्रगटियां प्रथिवी मांहि प्रचंड ॥८७॥
षंडि षंडि छि मति निर्मली, भणतां सुणतां संपत्ति मिली ।
मुनि लावण्य समयची वांणि, एतलि बीजुं खंड वषांणि ॥८८॥

इतिश्री बिमल प्रबंधे उसवंश स्थापना, प्राग्वाट वंश स्थापना, अवर ज्ञाति नाम प्रगटीकरण. अष्टादश वर्णव्यवस्था, षट्दर्शनाभिधाने द्वितीय षंडं ॥ २ ॥ श्री ॥ श्री ॥ श्री ॥

---

૮૬. બોધ, સાંખ્ય, નૈયાયિક, જૈન, વૈશેષિક અને જૈમિનીય (ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, પૂર્વમીમાંસા અને ઉત્તર મીમાંસા) એ છ દર્શન છે, ને તે સર્વ લોકોને ધર્મને માર્ગે ચલાવે છે.

૮૭. એ છએ દર્શનો વેદ પ્રમાણે વર્તે છે, તે દરેક દર્શનના સોળ સોળ પેટા ભેદ છે, જેથી છ એ દર્શનનાં મળી સોળે છકે છન્નું પ્રચંડ (મોટાં) પાખંડ પૃથ્વીમાં પ્રકટ થયાં છે.

૮૮. ખંડે ખંડે નિર્મળ વિચાર છે, જે વાંચતાં સાંભળતાં સંપત્તિ મળશે. એ પ્રમાણે લાવણ્યસમય મુનિની વાણીનો બીજો ખંડ પૂરો થયો.

# षंड त्रीजूं.

## चुपै.

चुसाठि सहस आठ लष होइ, द्वापरि वरस विमांशी जोइ ।
द्वापर पूरु हौउ सही, श्री उर भिन्न माल तब ग्रही ॥ १ ॥
चुथउ युग आ लागु जांम, प्रगटिउं भिल्लमाल तस नांम ।
कलियुग नांम कहावि सोइ, यहां गुण कीधिइ अवगुण होइ॥२॥
ते कलियुग दोहिलु जगदीस, च्यारि लाष नि सहस बत्रीस ।
वरस एतलां वडूं प्रमांण, सहाजिइं लहीइ शेवा दांन ॥ ३ ॥

---

## ખંડ ત્રીજો.

૧. દ્વાપર યુગનાં આઠ લાખ ચોસઠ હજાર વર્ષ ગયાં ને યુગ પૂરો થયો, ત્યારે લક્ષ્મીએ પોતાના કંઠની માળા જુદી હતી (આપી હતી) તે પાછી લીધી.

૨. જ્યારે ચોથો યુગ (કળિયુગ) આવી લાગ્યો (શરૂ થયો), ત્યારે તે નગરનું નામ ભિલ્લમાલ પડયું. કળિયુગમાં એ નામ કહેવાય છે, કે જે યુગમાં ગુણ કરતાં અવગુણ થાય છે.

૩. આ કઠણ કલિયુગનું પ્રમાણ જગદીશે (તીર્થંકરે) ચાર લાખ બત્રીસ હજાર વર્ષનું કહ્યું છે, જે યુગમાં સેવા-વૃત્તિ અને દાન સુલભ જણાય છે.

नित्य धर्म तप सर्व गयुं, तप करवूं ते कपटे थयूं ।
राजा मनि वंकडा अपार, ब्राह्मण हाथि लीइ हथीयार ॥ ४ ॥
स्नांन शौच नहीं सुहणा मांहि, पृथिवी सदा सफल नही माइ ।
लोक घणा ते लंपट थया, घरि आचार हता ते गया ॥ ५ ॥
संत सीदाइ सविहुंपरे, षाजइ पीजइ दुर्जन घरे ।
करइ कर्म केतलां कठोर, लूसइ प्रथ्वी पिसइ चोर ॥ ६ ॥

---

૪. નિત્યધર્મ (ધર્મ નિયમ), તપ સૌ (આ યુગમાં) નષ્ટ થયું છે અને તપ કરવું એ માત્ર કપટ (દંભ કરવા) રૂપ થઈ રહ્યું છે. રાજા બહુ કુટિલ મનના (થયા છે) અને બ્રાહ્મણો હાથમાં હથિયાર ધારણ કરે છે.

૫. સ્નાન, શૌચ (પવિત્ર થવું), સ્વપ્નામાંએ (સમજતા) નથી, પૃથ્વી માતા હંમેશ ફળ આપતી નથી, લોક બહુ લંપટ (સુખ ભોગના વિષયોમાં હદ ઉપરાંત વાસનાવાળા) થયા છે અને ઉત્તમ કુળાચાર ( ઘરમા જે સદાચાર પળાતા ) તે જતા રહ્યા છે.

૬. સંત (સાધુ પુરૂષો—સન્માર્ગે ચાલનારા સજ્જનો) સૌથી વધારે હેરાન થાય છે અને દુર્જનો ખાઈ પીને (તાગડધિન્ના કરે) (ધર્મીને ઘેર ધાડ અને કસાઇને ઘેર કુશળ.) અતિશય કઠોર કર્મ કરે છે. પૃથ્વી (દેશ) લૂંટાય છે અને ચોર પેસે છે.

पुत्र पिता न करइ विसास, धणी थईनि बिसि घर दास ।
वहूअर सवि वीजावी वाय, नवि लागइ सासूनि पाय ।। ७ ।।
घरकइ तरकइ मांडइ वेढि, मोटा घरनी आणी ढेढि ।
कर्कुचि न करि घरनूं काज, ससरा तणी न आणइ लाज ।।८।।
सरगट घोलि फरंगट देइ, सासू ससराथी नवि बिहइ ।
क्षणिं पइसइ परण्यानि कानि, हाली कहिउं अम्हारूं मांनि ।।९।।

---

૭. પુત્રપિતા (એક બીજાનો) વિશ્વાસ કરતા નથી, ચાકર ઘરધણી થઈ પડે છે, વહુઅરો સાસુને પગે લાગતી નથી (સાસુનું સન્માન કરતી નથી) અને (પોતાના પર) પંખો નંખાવે છે. (યુવાન વહુઓ એશઆરામ ભોગવતી થઈ જાય એ અનિષ્ઠ છે એમ જાણીને આ વાક્ય લખ્યું હશે).

૮. (વહુઓ સાસુને) ધુરકે, હરફોડાતરફોડા કરે, વઢવાડ માંડી બેસે, મોટાં ઘરમાં આવો ઢેડવાડો થાય છે. તન દઈને ઘરકામ કરે નહિ અને સસરાની પણ મર્યાદા (લાજ) રાખે નહિ.

૯. ઘુંઘટ (આધુ ઓઢવું. નર્મદાથી ઉત્તરે આખા ગુજરાત કાઠિયાવાડમાં અને મારવાડ, મેવાડ વગેરે આખા ઉત્તર હિંદુસ્તાનમાં વહુઓ સસરાની, જેઠની, પોતાના પતિથી મોટી ઉમ્મરના પુરૂષોની અને અધિકારીઓની લાજ

छोरू घरि कूंआरां सात, कहिनु तात नि कहिनी मात ।
रलं तुह नि ते घर भरइ, ते षाई सहू ठालूं करइ ॥ १० ॥
आपण बे जण केरु वरु, मांनु बोल अह्मारु षरु ।
मायबापथी थाउ जूआ, धन मेलीनि भरीइ कूआ ॥ ११ ॥
रातिदिवस रलशूं घर भणी, किशी वात मावित्रह तणी ।
राछपीछ मझ पीहर तणां, आणी घर भरेशूं घणां ॥ १२ ॥

---

કાઢે છે—તેમને જોઇને આઘું ઓઢે છે.) કાઢી નાખીને નિર્લજપણે ;·ફરે, સાસુસસરાથી બીયે નહિ, ક્ષણે ક્ષણે પરણ્યાના કાન ભંભેરે અને મારૂં કહ્યુ માનીને ચાલો એમ કહે.

૧૦. ઘરમાં સાત છોકરાં કુંવારાં હોય (પણ માબાપ દરકાર કરે નહિ), મા કોની ને બાપ કોનો ? (સ્ત્રી ધણીને કહે કે) તમે રળી રળીને એમનું ઘર ભરો છો ને એ ખાઇને ઘર ખાલી કરે છે.

૧૧. આપણુ બે જણનું વરે છે, માટે મારૂં માનીને માબાપથી જુદા થાઓ, એટલે આપણે ધન મેળવીને કૂવો ભરીએ (દાટીએ).

૧૨. "મારૂં ઘર છે", એમ જાણીને રાતદહાડો રળીશું. આપણને મા બાપની શી પીડા ? મારા પિયરમાંથી જણસભાવ લાવીને ઘર ભરીશું.

डोटी झोटी मांनि मात, मुझ पीहरनी मोटी वात ।
बहूआराने बोले फिरिउ, बाप बोलाविउ रोशिइं भरिउ ॥१३॥
कुहु काका करगर शी करु, शूं किहिशू तेडी निअरहु ।
वेगिइ वच्छ वलिउ वांकडु, तुहि तणउं घर छि सांकडूं ॥१४॥
बेटड बोलि बांगड बोल, विनय गयु नि हवु निटोल ।
मइ नवि चालइ घरनु भार, करशूं अम्ह अलगु व्यवहार॥१५॥
मायतायना ढल्यां गरांण, टलीयुं पुत्र तणउ उंम्रांण ।
जो ज्यो कलयुग करणी इशां, मायबापि दुष सहीआं किशां॥१६॥

---

૧૩. મારી મા મારૂં કહ્યુ માનશે ને કપડાંલત્તાં, ભેંસ વગેરે આપશે. મારા પિયરની વાત મોટી છે (તે ઘણાં સારાં માણુસ છે), આવા વહુના બોલથી છોકરો ફર્યો (ભંભેરાયો) ને બાપે બોલાવતાં રીસે ભરાયો.

૧૪. (સહુજમાં છોકરો ફરીબેઠો ને કહ્યું,) કહો કાકા ! (ગુજરાતના કેટલાક ભાગમાં બાપને કાકા કહેવાનો ચાલ છે.) શી કટકટ કરો છો ? પાસે બોલાવીને શું કહો છો ? તમારૂં ઘર સાકડું પડે છે.

૧૫. છોકરો તોછડા બોલ બોલવા લાગ્યો, વિનય મૂકીને બેશરમો થઈ કહેવા લાગ્યો કે, મારાથી ઘરનો ભાર ઉપાડાતો નથી, અમે જુદાં રહીશું.

૧૬. (છોકરાના આવા બોલ સાંભળીને) માબાપના હાથ

देव देवाडे मांन्या भोग, मायताय मिलया संयोग ।
पुत्र तणउं आविउ आधांन, छट्ठइ माशि करिउं पकवांन ॥१७॥
जासक यमण यमाडिउं बहू, गाई रंग वधारि सहू ।
दस मसवाडा दोहिलु धरउ, यणिउ पुत्र नि पोढउ करिउ॥१८॥

---

હેઠા પડયા. ( વહુ લડે ત્યારે ) છોકરાનુ ઉપરાણું હતું તે (છોકરાને આ પ્રમાણે બદલાઈ ગયેલો જોતા) જતું રહ્યું. કળિયુગની કરણી આવી છે, હવે માબાપે કેવા દુ:ખ વેઠયાં છે, તે જુઓ.

૧૭. (પોતાને પ્રજા થાય એટલા માટે) દેવદેહરે માનતાઓ માની. સંયોગ થતાં ગર્ભ રહ્યો. છ મહિનાનો ગર્ભ થતા સીમંત આવ્યું જાણીને ( કેટલાક લોકો છઠ્ઠે મહિને સીમંત કરે છે અને કેટલાક સાતમે મહિને કરે છે. ગૃહ્યસૂત્રોમાં તો **प्रथमेगर्भे मासे षष्ठेऽष्टमे वा ।** પહેલા ગર્ભે છઠ્ઠે અથવા આઠમે મહિને, એમ કહ્યું છે ) પકવાન પડાવ્યાં.

૧૮. ( જ્ઞાતિ વગેરેને ) મનભાવતુ જમણ જમાડયું (બહુ સારો વરો કર્યો). આનંદ વધારનારાં ગીત ગવાયાં. દસ મહિના સુધી ગર્ભનું મહા કષ્ટ વેઠયું ને પછી પુત્ર જણી મોટો કર્યો.

पहिलूं माता मेहलि लाज, प्रगट प्रयोधर कीधा आज।
प्रेमिइं पुत्र तणइ मुषि ठवइ, लेई षोलि रोतु राहवि ॥ १९ ॥

जणजोइ नि जोगिणि गाइ, धवल देइ धृतारी जाइ।
देउ टोपरां लाडु घृत, बोलि मधुरां वचन अमृत ॥ २० ॥

मात तात तव हरषिइं भरियां, धन वेची घर ठालां करिआं।
जोज्यो ते बेटानां हेज, माय बाप बिहु अलगी शेज ॥२१॥

---

૧૯. લાજ મૂકીને માતા પહેલાં સ્તન ઉઘાડા કરે છે ને છોકરાના મોમા આપે છે. વારંવાર ખોળામા લઈને રડતો રાખે છે.

૨૦. જણજોઇ ( એ નામની કોઈ માગણની જાતિ ) જોગિણી ( જોગીલોકોની સ્ત્રીઓ–એક જાતની માગણ સ્રીઓ ) ગાય અને ધૃતારીઓ ધોળ ગાઈ ધૂતી જાય. કોપરાં આપો, લાડુ આપો, ઘી આપો, એવું અમૃત જેવાં મીઠાં વચનોથી કહે.

૨૧. આ વખતે હર્ષે ભરાયલાં માબાપોએ ધન વહેંચીને ઘર ખાલી કર્યું (જે છોકરાને માટે માબાપ આટલાં ફૂલાતાં હતાં), તે છોકરાનાં હેત જો જો ! ( છોકરાને લીધે ) માબાપ જુદી પથારી કરે.

वेटानां धोयां मलमूत्र, जांणिउं राषेशि घरसूत्र ।
झोली बांधी दिन बारमइ, फूली फैअर जासक यमइ ॥ २२ ॥

साजन हीअडि हरषिउं इशूं, नाम ठाविउं नारायण यशउं ।
मस्ताकि टोपी मट[illegible]णी, कारि कडली ते फईअर तणी ॥२३॥

मोटां मादलीआं वांकडी, माय ताणि मांनि मोजडी ।
अलजईआं आण्यां अंगलां, काने कनक तणां वेटलां ॥ २४ ॥

पाए घुवरडी घमघमइ, बालूअडु ते अंगणि रमइ ।
साहामूं जोइ करती कांम, माडी हैअडि धरती हांम ॥ २५ ॥

---

૨૨. છોકરાનાં મળમૂત્ર ધોયાં, તે એમ જાણીને કે છોકરો ઘરસૂત્ર (ઘરવ્યવહાર) ચલાવશે બારમે વાસે ઝોળી (ઘોડીયુ) બાંધી, ફુલાતી ફૈઅર (ફોઈ) જાસક (સારી પેઠે) જમે.

૨૩. બાપ મનમાં એવો હરખાયો હતો કે છોકરાનું નામ "નારાયણ" અથવા એવું બીજું કંઇ પાડ્યું. છોકરાને માથે ફૂમતાં–ફૂગાવાળી ઘણી શોભિતી ટોપી આણી. ફોઈએ હાથની કલ્લીઓ આણી (જુદા જુદા ભાગમાં ફોઇને માથે જુદી જુદી વસ્તુઓ લાવવાનો કર છે).

૨૪. મોટાં માદળીયાં, કાનની કડી, પગના માપ પ્રમાણે મોજડી, અલજઈઆં આંગલાં, અને કાને સોનાના વીંટલા.

जै वलगइ आल्यंघन अडइ, प्रेमिइं पूरी पाहानु चडइ ।
धुंसट करी धवारि माइ, पालणाडि पुढाडि जाइ ॥ २६ ॥
करइ कांम हालरडां गाइ, माता हैआडि हर्ष न माइ ।
पोढउ थातु पगलां भरइ, पंच वरस जव वुल्यां परइ ॥ २७ ॥
माततात तव करइ विचार, बेटउ आविउ कुल शणगार ।
कांइं उच्छव कीजि नवु, हवं सुत नेसालं पाठउ ॥ २८ ॥

---

૨૫. પગે ઘુઘુરી ઘમઘમે, (આ પ્રમાણે શણગારાઇને) બાળક આંગણામા રમે છે મા અંતરમાં મોટી મોટી આશાઓ બાધતી ને પુત્રના સામે જોતી જોતી ઘરનું કામ કરે છે

૨૬. જઇને ઉચકી લે અને છાતી સરસો ચાંપે. પ્રેમના પૂરથી પાનો ચડી આવે સોડીયું વાળીને (પોતાના પહેરેલા કપડાનો છેડો ઢાકીને) ધવરાવે (ચરોતરમાં 'ધવારે' શબ્દ બોલાય છે), ને જઇને પારણે પોઢાડે.

૨૭ હાલરડાં ગાતી જાય ને કામ કરતી જાય. પુત્ર મોટો થતાં પગલાં ભરવા લાગ્યો, (એ જોઇને) માને હૈયે હર્ષ માય નહિ. પુત્રને પાંચ વર્ષ પૂરાં થયાં,

૨૮ ત્યારે માતાપિતા વિચાર કરવા લાગ્યાં કે આપણે ઘેર કૂળદીપક ઉછર્યો, માટે કંઈ નવો ઉત્સવ કરીએ, હવે દીકરાને નિશાળે મૂકીએ.

मूरष पुत्र न आवइ कायि, मूरष कोइ न मांनइ राजि ।
हंस मांहि बग बिठउ यशउ, पंडित पासइ मूरष तिशउ ॥२९॥
मेल्या साजन केरा थाट, मोदक करी भराव्यां माट ।
सालि दालि प्रीसइ घृत घोल, पांतिइ बिठा करि कल्लोल ॥३०॥
चोया चंदन फोफल पान, मंडपि मोटां दीजइ मांन ।
भरीयां सुडल घाणी चिणा, साथिइं षडिया लीधा घणां ॥३१॥
फूल तणा तव भरीया पगर, जोवा मिलीउं सारूं नगर ।
षुंप भरावी घोडि चडइ, भूंगल भेर भली गडअडइ ॥३२॥

---

૨૯. મૂર્ખ પુત્ર કંઈ કામમાં આવે નહિ, રાજ્યમાં મૂર્ખને કોઈ ગણે નહિ, જેવો હંસમાં બેઠેલો બગલો, તેવો પંડિતની પાસે મૂર્ખ

૩૦ સજ્જનોનો સમૂહ મેળવ્યો, લાડુ કરીને માટલાં ભરાવ્યાં. દાળ ભાત અને ધારે ઘી પીરસાયા. પંગતે (જમવા) બેઠેલા મઝા કરવા લાગ્યા

૩૧ ચુવા, ચંદન, અને પાનસોપારી વહેંચી મંડપમાં પધારેલાઓને મોટું માન આપ્યું. ધાણીચણાના ટોપલા (કાઠિયાવાડમાં ટોપલાને સુંડલો કહે છે) ભર્યા અને ઘણા ખડીઆ સાથે લીધા.

૩૨. ફૂલના ખૂંપ ભર્યા. આખું શહેર જોવા મળ્યું. ખૂંપ મૂકીને (દીકરો) ઘોડે ચડયો. ભેરભૂંગળનો શોર થઇ રહ્યા.

चालिइं माहाजन मोटइ रंगि, सुत नेसालं पुहतु चंगि ।
अध्यारू आगलि जै रहइ, पाटी षडीउ लेषण लहइ ॥३३॥
कर जोडावी राषिउ ध्यांनि, कहिउ मंत्र सारस्वत कांनि ।
सकल शास्त्र धुरि माई लिषी, नेसालीआ कराव्या सुषी ॥३४॥
आल्या षडीया सवि सूषडी, गाइ गोरी गर्विइं चडी ।
पहिर्या मेहलाव्यां पोतीयां, पंडित पहिराव्यां धोतीयां ॥३५॥

---

૩૩. સારા સારા માણસો ભભકાથી આગળ ચાલવા લાગ્યા. રંગેચંગે પુત્ર નિશાળે પહોંચ્યો. પાટી, ખડીયો, અને લેખણ લઇને અધ્યારૂ (ભરૂચ વગેરે જીલ્લામાં નિશાળના મહેતાજીને અધ્યારૂ કહેવાનો ચાલ છેક હમણાંજ માસ્તર શબ્દથી બંધ પડવા માંડયો છે. પાછલા કાળે મહેતાજીનું કામ કરનારા ઘણા બ્રાહ્મણોના વંશજો હજુ અધ્યારૂની અટકે ઓળખાય છે.) પાસે જઇ ઉભો રહ્યો.

૩૪. (અધ્યારૂએ વિદ્યાર્થીને) હાથ જોડાવી એક ચિત્ત કર્યો અને તેના કાનમાં સારસ્વત મંત્ર કહ્યો. સર્વ શાસ્ત્રમાં સરસ્વતીને મુખ્ય લખી છે. (તેનું પૂજન કરી) નિશાળીઆઓને છૂટી અપાવીને સુખી કરાવ્યા (છૂટી આપવા માટે મહેતાજીને કંઇ આપવું પડતું).

૩૫. સર્વ નિશાળીઆઓને ખડીયા અને સુખડી આપી. હોંસીલી સ્ત્રીઓ ગીત ગાવા લાગી. પહેરેલાં પોતીઆં મૂકાવ્યાં

*सूत्रि सूत्रि मागइ आरंभ, पंडित मांडइ मोटउ दंभ।
लोभी हुइ बांमणनी जाति, पंडिउ ताकइ घर मीराति ॥३६॥
भणतां अक्षर न चाडि मुषे, जांणि पंडित मारि रषे।
छांनु विछनु चोरी करइ, पुत्र पंड्यानूं घर भरइ ॥ ३७ ॥

(દાન કરાવ્યાં), પંડિત (પંડયા–મહેતાજી)ને ધોતીયા પહેરાવ્યાં (આપ્યાં).

૩૬. પંડયો મોટો દંભ (ડોળ) કરે, ને દરેક નવું સૂત્ર શરૂ કરતાં આરંભ દક્ષિણા માગે. બ્રાહ્મણની જાત લોભી હોય છે, પંડયો મીરાની ઘર તાકે (ધનવાનનો છોકરો હોય તો પોતાને ભરપૂર દક્ષિણા મળે માટે).

૩૭. ભણતાં અક્ષર મોઢે ચડે નહિ, તેથી રખેને પંડિત મારે, (એમ જાણીને) છોકરો ઘરમાંથી છાનું છપનું ચોરી જાય ને પંડ્યાનું ઘર ભરે.

*પંડયાના પોષણ માટે પાકા સીધા નિત આવા પડે,
દાણાની મૂઠી દરરોજે શિષ્યો લાવિ નિશાળ અડે.
છઠીએ પૈસો ને સીધું વાધા વગર હતુ મળતુ,
મોટાનો સુત નિશાળ આવ્યે ભાગ્ય ભલું ગુરૂનું ભળતું.
નિજ સુત નિશાળમા બેસતા નિશાળ ગરણું મન ગમતુ.
શક્તિ પ્રમાણે કરાવિને સૌ દામ દઇ ગુરૂને નમતુ.
ઇંધનની આપત્તિ ન મળે દૂધ દહીં આવી મળતા,
ફળ કેરી રાયણ સીતાફળ મળતા ઝટ ઝાડે ફળતા
અમુક ભણતરે એક રૂપિઓ હસતે મુખ આગળ ધરતા;
......... ............... (શાળાપત્ર મે. સન ૧૮૭૮.)

पुत्र पढाविउ लषिमी माटि, वांणि शीषववा मेहलिउ हाटि ।
परणाविउ जव पोढु थयु, आतूंपोतूं षरची रहिउ ॥ ३८ ॥
तालू तां संपडिउं रहइ, जां कूंची मारग नवि लहइ ।
कूंची सरषी आवि वहू, घरि भंगाणउं पडीउं बहू ॥ ३९ ॥
रातिदिवस ते पर हुंशीउ, सोनाने फूले पोशीउ ।
एणी पारि कीधी घरफेडि, बेटइनी मेडिउं नीमेडि ॥ ४० ॥

---

૩૮ લક્ષ્મીને માટે પુત્રને ભણાવ્યો, પછી વાણિજ્ય (વહેપાર) શીખવવા દુકાને મૂક્યો. મોટો થયો ત્યારે પરણાવ્યો ને એ રીતે 'આતૂંપોતૂં' (રહ્યુંસહ્યુ) હતું તે ખર્ચાઇ રહ્યું.

૩૯. જાણે અંદર કુંચી આવતી ન હોય તેમ તાળું ખુલ્લું પડયું રહેવા લાગ્યું. કુંચી જેવી વહૂ (સંસ્કૃત વધૂ શબ્દના 'ધ'ને પ્રાકૃતમાં खथघभांहः એ સૂત્ર પ્રમાણે 'હ' થઇને 'વહૂ' શબ્દ થયો છે ને તેજ શબ્દ ગુજરાતીમાં કાયમ રહ્યા છે). આવી એટલે ઘરમાં મોટું ભંગાણુ પડયું.

૪૦. જે પુત્ર ઉપર રાતદહાડો મગરૂર થતાં હતાં, જેને સોનાને ફૂલે પોષ્યો હતો, અનેક રીતે ઘરફેડ (ખર્ચ) કરીને પુત્રની મેડી (શયનગૃહ) શણગારી હતી,

आज अह्मारूं वडपण इशूं, बेटइ एते बोलिउं किशउं ।
बलतइ बोलइ साहामु घशउ, जै बेटउ अनेषिइं वशउ ॥४१॥
वहूअरना तव माग्या पड्या, मनवंछित मनोरथ फल्या ।
सासू पडतां बिसइ पाटि, वहू बिसि षुंषारी षाटि ॥४२॥
तुह्मे जोउ कलियुगनु व्याप, विसा अढारजि वरतइ पाप ।
धरमी ह्रुढ विसउ मनि जांणि. सत्य वली अध व्यसउ वषांणि ॥४३॥

---

૪૧. તે પુત્ર આજ અમારા આવા (દીકરાની પાછળ ખાલી થઇ ગયેલી સ્થિતિવાળા) ઘડપણમાં કેવું બોલે છે? બળતો (બાપ) ઉશ્કેરાઇને બોલવા લાગ્યો એટલે દીકરો જુદો રહ્યો.

૪૨. વહૂને હવે માગ્યા પડ્યા. (સોગઠાં બાજી રમતાં કોડી અથવા પાસાના દશ, પચીસ, વગેરે પડે એમ રમનાર ઇચ્છે છે, જે ઇચ્છયા હોય તેજ પડે તે 'માગ્યા પડ્યા' કહેવાય.) મનમાં ઇચ્છયા હતા તે મનોરથ સફળ થયા. સાસુ પડતાં પડતાં પાટલા પર બેસે તો વહૂ ખુંખારીને ખાટલા પર બેસે!

૪૩. તમે કલિયુગનો વ્યાપ જુઓ! અઢાર વસા પાપ વર્તાય છે, ધર્મનો દોઢ વસો અને સત્ય અર્ધો વસો કહેવાય છે.

साठि वरसना डोसा येह, तरणी कन्या परणइ तेह ।
क्षत्री षेसिइं वालइ गाइ, म्लेच्छ वली मूंकावा जाइ ॥४४॥
न गणइ घरमांटी कुण मात्र, नारिऊ जाइ जोवा जात्र ।
घरनां बालक मेहलि बारि, चपलपणइ हीडइ संसारि ॥ ४५ ॥
गुरु सूधा नवि दिइ उपदेस, चेला आणइ गुरुशू षेस ।
जोगी जोगिणि नकटां थाइ, जोउ कलियुग तणउ पसाइ ॥४६॥
मांकड कूंकड किंनर वहइ, योगी योग रती नवि लहइ ।
व्रत सूधां नवि पालइ व्रती, अधविचि जाइ छांडी यती ॥४७॥

---

૪૪. સાઠ વર્ષનો ડોસો તે જુવાન કન્યા પરણે! ક્ષત્રી ગાયને, નાશ કરવા લઇ જાય ને મ્લેચ્છ મૂકવા જાય.

૪૫. સ્ત્રી ઘરધણીને કંઇ લેખામાં ન ગણે, ભવાઇ જોવા જાય, ઘેર છોકરાં પડતાં મૂકીને જ્યાં ત્યાં ભટકતી ફરે.

૪૬. ગુરૂ સાચો ઉપદેશ આપે નહિ. ચેલા ગુરૂ ઉપર રીસ રાખે. જોગીજોગિણી નકટાં (નાક વગરનાં–નિર્લજ) થઇને સાથે ફરે. જુઓ આ કલિયુગનો પ્રભાવ!

૪૭. યોગી યોગમાં કંઇ જાણે નહિ ને માંકડાં, કૂતરાં કે રીંછ લઇને (ભીખ માગવા) ફરે. વ્રત લઇ બેઠેલાઓ બરાબર વ્રત પાળે નહિ. યતિ અધવચ (વ્રત–સાધુનો વેશ અથવા સોબત) મૂકી જાય.

गुरु चेला चेली महासती, करइ वात ये मनि भावती ।
आपआपणा श्रावक कहइ, मारग अवर अनेरि रहइ ॥४८॥
थापिणि आपि हाथोहाथि, नवि आपि जु आवि बाथी ।
परशूं प्रेम करइ अति घणां, बधव साथि षरां रूसणा ॥४९॥
अल्प षीर ते मेहलइ गाइ, उत्तम मध्यमानि घरि जाइ ।
बारू ब्राह्मण हेरा करइ, लोभिइ अधम हेठि कर धरइ ॥५०॥

---

૪૮. ગુરૂ, ચેલા, મહાસતી (જૈન સાધ્વીઓમા મુખ્ય હોય તેને મહાસતી કહે છે), તેમની ચેલીઓ સૌ મન ભાવતી (સ્વચ્છંદી) વાત કરે. "આ અમારા શ્રાવક, આ તમારા શ્રાવક" એમ પોતાપોતાના તડા પાડે ને જુદે માર્ગે ચાલે.

૪૯. હાથોહાથ આપેલી થાપણ (અનામત મૂકવા આપેલી રકમ) પણ આપે નહિ ને બાથ ભીડવા (લડવા) સામો થઈ જાય. પરાયા ઉપર બહુ પ્રેમ રાખે ને ભાઇ સાથે ખરેખરૂં વેર રાખે!

૫૦. ગાય ઘણુંજ થોડું દૂધ દે. ઉત્તમ લોક મધ્યમ (પોતાનાથી ઉતરતા) લોકને ઘેર જાય. ઉત્તમ બ્રાહ્મણ પણ હેરાં (સંતાઇને જોવું) કરે ને લોભથી અધમની હેઠે હાથ ધરે. (દાન લેતાં આપનારનો હાથ ઉપર ને લેનારનો નીચે હોય છે, 'અધમ હેઠિ કર ધરઇ' એ વાકયમાં આ આધારણ ભાવ ઉપરાંત બીજો મર્મ એ છે કે લોભથી અધમનું દાન લેના-

चउवटीया थापि अन्याय, लीइ लांच हरषइ मन मांहि ।
करि झलकावइ सोवन वेढ, वारू वणिक वुहावि ढेढ ॥ ९१ ॥
कालियुगि वात असंभम करी, लेई वित वेची दीकरी ।
वाछडलीनि धावि गाइ, ए द्रष्टांत हूआं जगमांहि ॥ ९२ ॥
छि दरशण ते छांदा करइ, जांणइ पात्र अह्मारां भरइ ।
उत्तम नमइ नीचने पाय, वरतइ वरस वीससु आय ॥९३॥
मुहीया मांटी मांडइ वात, जाणउं सोविन रूपा धात ।
फांडइ पाडइ भोला लोक, धूतारा धूतारि फोक ॥ ९४ ॥

---

રના હાથ અધમની હેઠે પડે છે–તે અધમથી દબાતો થાય છે.)

૫૧. ચોવટીયા (પંચ) લાચ લઇને હરખાય ને અન્યાય થાપે આબરૂદાર વાણિયા હાથે સોનાના વેઢ ઝળકાવે ને ઢેડને વહોરાવે (ઢેડની સાથે વહેપાર કરે)!

૫૨ નહિ બનવા જેવી વાતો કળિયુગે કરી! માબાપ પૈસા લઇને દીકરીને વેચે! ગાય વાછરડીને ધાવે! એવાં એવાં દષ્ટાત પ્રત્યક્ષ થયાં.

૫૩. છ એ દર્શન (જોગી, જંગમ, જૈનયતિ, સન્યાસી, ફકીર અને બ્રાહ્મણ) એક બીજાનાં ખોતરણાં કાઢે ને પોતપોતાનું પાત્ર ભરાય એમ ઇચ્છે. ઉત્તમ નીચને પગે લાગે ને આવરદા વીસ વર્ષનો થઇ જાય!

૫૪. હું સોનું, રૂપું વગેરે ધાતુ (બનાવી) જાણું

करइ पुण्य के दिन नि राति, करइ निरंतर तेहनी ताति ।
न टलि गुरु न टलि देवथी, षाइं गरथ चडे जे हथी ॥ ९५ ॥
राय राणा ते रूंध्या षले, क्षत्री नाहासि दीठे दले ।
न्याई नृप थोडि परिवारि, नि:फल मंत्र घणा संसारि ॥ ९६ ॥
धर्म तणी थोडी वासना, अल्पमृत्यु आवि आसना ।
दीसइ देह घणी वातली, भाविइं भगति करइ पातली ॥५७ ॥

---

છું, એવી મોટી મોટી વાતો કરીને ભોળા લોકોને ફંદામાં નાખે ને ધૂતારા મફતનું ધૂતી જાય.

૫૫ જે રાતદહાડો ( હંમેશ ) પુણ્ય કરે ( આપતો રહે ) તેની સ્તુતિ કર્યા કરે (મળતર બંધ થાય એટલે યશ ગાવાનું એ બંધ થઇ જાય). જેનું ગરથ ( પૈસા ) હાથ આવે તેનું ખાઇ જાય ! ગુરૂનેએ છોડે નહિ ને દેવનેએ છોડે નહિ!

૫૬. રાયરાણા ખળ (દુષ્ટ) માણસથી રૂંધાયા (કબજ થયા), ક્ષત્રિ દળ ( સામે આવતું સૈન્ય ) દેખીને નાશી જાય ! ન્યાયી રાજપુત્રો બહુ થોડા થયા અને ઘણા મંત્ર નિષ્ફળ થયા.

૫૭. ધર્મવૃત્તિ થોડી, આયુષ્ય ઓછું ને અલ્પમૃત્યુ ( બાળવયમાં મરણ ) આવે. દેહ બહુ વાતુળ (વાયડી-નિર્બળ) અને ભાવપૂર્વક ભકિત બહુ થોડી (ભાગ્યેજ ) થાય છે.

दाता नर दारिद्री घणा, कृपण तणइ घारि नही रिधि मणा ।
पापी यीवइ धर्मी मरइ, कामधेन ते उषरं करइ ॥ ५८ ॥
ये जूठउ ते वषाणीइ, साचु नर ते उपमानीइ ।
हीइडि आणी न साकि धर्म, आलिइं बिठा बोलि मर्म ॥५९॥
मा देषी मुहु पाछउं करइ, नारी देषी हैअडूं ठरइ ।
बेटा देषी मंडइ मोह, बाप तणउ नाणइ अंदोह ॥ ६० ॥
क्रतयुगि घरि घरि त्रेता फली, द्वापारि गांमि नगरि को वली ।
कलियुगि नर विरलु दातार, देश मांहि को दीसि सार ॥६१॥

---

૫૮. દાતા પુરૂષો બહુ દરિદ્રી અને કૃપણને ઘેર ધનનો આંકો નહિ! પાપી જીવે ને ધર્મી મરે! કામધેનૂ ( સારામાં સારી ગાય ) પણ ઓખર કરે!

૫૯ જુઠો હોય તે વખાણાય અને સાચો હોય તે અપમાનાય ( અનાદર પામે). અંતઃકરણમાં ધર્મભાવના આણી શકે નહિ, ને બેઠા બેઠા જુઠી બગદોઈ કર્યા કરે.

૬૦. માને જોઈને મોં ફેરવે ને સ્ત્રીને જોઈને ખુશી થાય! દીકરાને જોઈને ઉલટ આણે અને બાપની દરકારે કરે નહિ!

૬૧. કૃતયુગમાં ઘેર ઘેર દાતાર, ત્રેતામાં આખા ફળીયામાં એકાદ દાતાર, દ્વાપરમાં આખા ગામ કે નગરમાં એકાદ દાતાર અને કલિયુગમાં આખા દેશમાં કોઈક ( એકાદ ) દાતાર મળે.

घरना अवगण काढिइ घणा, दोष न देषि को आपणा ।
हांसिइं बोलइ तेहवा बोल, जाइ जूंनी प्रीति निटोल ॥ ६२ ॥
थोडि दांनि घणां अभिमांन, कुलमंडण थोडां संतान ।
गाजवीज घण थोडा मेह, वयर घणां नि थोडा नेह ॥ ६३ ॥
कलियुगि कुल मारग छांडीया, श्रावकि नवला मत मांडीआ ।
के नावइ देहरे पोसालि, मुनिवर देषी बोलइ गालि ॥ ६४ ॥
गुरे भणाव्या धुरि हित करी, अमी समी विद्या नवि जरी ।
कलिभाव कवीश्वरि कह्या, ते श्रावक गुरु साहामा थया ॥६५॥

---

૬૨. બીજાના દોષ અનેક ગણા કરીને બતાવે, પણ પોતાના દોષ કોઈ જુએ નહિ. હસવું આવે એવા બોલ બોલે (અથવા હસતાં હસતાં એવા બોલ બોલે કે) જૂની પ્રીતિ (જુનો સંબંધ) સહજમાં તૂટી જાય.

૬૩. દાન થોડું કરે ને (દાતાપણાનો) ગર્વ ઝાઝો બતાવે. ગાજવીજ ઘણી થાય ને વરસાદ થોડો વરસે. વેર ઝાઝાં ને સ્નેહ થોડો.

૬૪. કળયુગમાં કુળમાર્ગ છોડીને શ્રાવકોએ નવા નવા મત માંડ્યા છે. કોઇ દેહરે પોસાળે (અપાશરે) આવે નહિ, ને મુનિવર (જૈનસાધુ) ને જોઇને ગાળ ભાંડે.

૬૫. ગુરૂએ ઘણું હિત ઇચ્છીને ભણાવ્યા (હોય), પણ અમૃત જેવી વિદ્યા પચે નહિ (વિદ્યાથી અંતઃકરણ પર

श्रावकनी धुरि थोडी न्याति, कलियुग मांहि पडी घण भाति ।
ते विहिचिणि आव्या जूजूआ, गणधर गच्छ चुराशी हूआ ॥६६॥
जां हूइ पर्व पसूअण माल, तां सहू मांडइ झाकझमाल ।
माहोमाहिइं मोटा थाइ, नाचइ धूंदइ गर्विइ जाइ ॥ ६७ ॥
पच्छइ कोइ न दीसइ वली, वाटं घाटं भेटइ वली ।
लहि अवसर तु अलगा टलइ, जांणइ रखे यती अम मीलइ ॥६८॥

---

જે ઉચ્ચ સંસ્કારો પડવા જોઇએ તે પડે નહિ). કવિશ્વરે કળિયુગના ભાવ (ગુણ) કહ્યા છે કે શ્રાવકો ગુરૂની સામા થાય.

૬૬. શ્રાવકમાં (જૈનોમા) મૂળ જ્ઞાતિઓ ઘણી થોડી છે, (જૈનધર્મ જ્ઞાતિભેદ માનતો નથી, જૈનધર્મ સ્વીકારે તે દરેક શ્રાવક ગણાય ને તે દરેકની સાથે સમાન વ્યવહાર રાખી શકાય. જૈન સાધુઓ તેમજ કરે છે, પણ બીજા શ્રાવકો વૈષ્ણવ વાણિયાબ્રાહ્મણની દેખાદેખી જ્ઞાતિભેદ માનતા થયા છે, ને ભાવસાર વગેરે જ્ઞાતિના જૈનો સાથે સમાન વ્યવહાર રાખતા નથી.) પણ કળિયુગમાં ઘણા ભેદ પડયા છે. જૂદા જૂદા ૮૪ ગણધરો અને ૮૪ ગચ્છ થયા ને તેમણે જૂદી વહેંચણી કરી લીધી.

૬૭-૬૮. જ્યાં પર્યુષણ પર્વ આવે કે સૌ ઝાકઝમાળ કરી દે, ઉત્સવ ઉજવવવા ચડસાચડસી કરે (બીજાના કરતાં પોતે વધારે ધર્મનિષ્ઠ છે એમ બતાવે), ગાનતાન અને અભિમાનમાં

मूंछइ मोडइ मरडइ काय, बिठा फूलइ चहूटा मांहि ।
आविइ कोइ पहीपरहुणइ, भार घणउ छइ घरि आपणइ ॥६९॥

घारि आणिउं आपणि वावारि, नाम घणउं दीधानूं धरइ ।
कालियुगि वात करि येतली, कहितां नवि शोभि तेटली ॥७०॥

हाटे बिठा करइ टकोल, आप वषाणइ बोलइ बोल ।
ये कहि पाइ पांणी पली, ते व्यढतां पच्चारि वली ॥ ७१ ॥

---

ગુલતાન થઇ જાય, પણ એ પર્વ વીતી જતાની સાથે (પાછા બધા મોળા પડી જાય અને) કોઇ વાટે જતા મળે તો ભલે, બાકી દેહરે અપાશરે કોઇ નજરે પણ પડે નહિ. રખે યતિ (મહારાજ) મળે ( ને કંઇ ધર્મનું લફરૂં વળગાડે એમ માને ).

૬૯ મૂછો મરડે ને અંગ મરોડે, ચોટામાં બેઠા બેઠા ફૂલાય. કોઇ પરૂણોપાઇ ( મેમાન ) આવે તો પોતાના ઘરનો ભાર ( મોટાઇ ) અતિશય બતાવવા ઇચ્છે.

૭૦. ઘેર આણેલું પોતે વાપરે ને 'એ તો દાન કર્યું" એમ કહે, કળિયુગ જે જે વાત કરે છે તે બધી કહેતાં સારૂં દેખાય નહિ.

૭૧. દુકાને બેઠા બેઠા બીજાની ચેષ્ટા કર્યા કરે ને આપ વડાઇના બોલ બોલે. કોઇને કંઇ પળી પાણી પાયું હોય તો તે પણ અણબનાવ થતાં કહી બતાવે.

थोडा सकल विकल नर घणा, जाति हीन ते सोहि घणा ।
करइ कुथानकि झाझउ वरु, कलियुगि कोइ न पालइ षरु ॥७२॥

धर्म तणां थानक शीदाइ, धर्मिइं पली न पाणि पाइ ।
देइ वंछइ वलतु उपगार, ते कलियुग तणउ विचार ॥ ७३ ॥

घणा रोग थोडा संयोग, झाझी भावठि थोडा भोग ।
धन नवि षरचइ लोभी भणी, कुडी कीरति वंछइ घणी ॥७४॥

---

૭૨. વિચિક્ષણ માણસો થોડા અને અક્કલ વગરના વધારે (અથવા શુદ્ધ કુળના માણસો થોડા ને હલકા કુલના વધારે), હલકી જાતના માણસો બહુ સારા દેખાય. અયોગ્ય સ્થળે (નહિ વાપરવા જેવે ઠેકાણે ) ઘણું વાપરે, કલિયુગમાં કોઈ ખરૂં પાળે નહિ. (સાચાનું પોષણ કરે નહિ).

૭૩. ધર્મનાં સ્થાનક રીબાય, ધર્મને નામે કોઈ પળી પાણી ન પાય, ( દાન ) આપીને તેનો બદલો લેવા ઇચ્છે, એ બધા કળિયુગના વિચાર છે.

૭૪. થોડા સંયોગમાં ઘણા રોગ થાય, વાસના ઘણી પણ ( નિર્બળતાને લીધે ) ભોગવાય થોડું; લોભથી ધન ખર્ચાય નહિ ને કુડીકીર્તિ ( વેશ્યાઓ નચાવીને વાહ વાહ કહેવરાવી વગેરે ) ની ઘણી વાંચ્છના કરે.

सूधी विद्या थोडि ठाहि, फल नीरस झाझां संसारि ।
कपटी वेष धरइ कापडी, नर भोलावि आपइ जडी ॥ ७५ ॥
जोउ जोउ कलयुगनी कथा, ये वांणि बोलि ते वृथा ।
यमणी वाचा देई वलइ, पणि ते सूधी थोडे पलइ ॥ ७६ ॥
जु कहि पडीउं देषइ तृणउं, तु लेवानि हीडि घणउ ।
जोउ कलियुग केरु अपाय, लोभिइ वाधइ रंकह राय ॥ ७७ ॥
यौवन माटइ मोडइ अंग, परनारीशूं झाझा रंग ।
घरघरणीशू नावि घाटि, करइ वेठि नर फोकट माटि ॥७८॥
मनि मिला नितु करइ सनांन, वधइ थींव नि आपि दान ।

---

૭૫. ખરી (સાચી–કપટ રહિત) વિદ્યા થોડે ઠેકાણે, બાકી ઘણાં ફળનિરસ, કપટી લોકો સાધુનો વેષ લઇને જડી બુટ્ટી આપી ભોળા લોકોને ઠગે.

૭૬. કળિયુગની કથા જુઓ! જે કંઇ બોલે તે બધું જુઠું; હાથોહાથ કોલ ( વચન ) આપીને જાય, પણ તે પાળે નહિ !

૭૭. કોઇનું તરણું પણ પડેલું દેખે તો તે લઇ લેવાને તરત ઉપડે! કળિયુગનો અનર્થ જુઓ! રાયરંક સૌ લોભમાં વધતા જાય.

૭૮ યુવાની બતાવવા અંગ મરોડે, પરસ્ત્રી સાથે બહુ રંગરાગ કરે, ઘરની સ્ત્રી સાથે બનતું આવે નહિ, નકામી લડાઈ લડે.

धन ऊधारि करणि करइ, विण आलइ रणीउ थै मरइ ॥७९॥
धन्न पीआरूं ये घरि मिलउं, ते धन षातां लागइ गलिउं ।
मागइ धन नर आवी अडइ, धन माटइ पग आपी पडइ ॥८०॥
ये जाणइ ये माहारु मित्र, जाते दिनि ते थाइ शत्र ।
विरीनी परि वलगइ वली, रहि मन मांहि घणउं परजली॥८१॥
ए कलियुगनी मोटी षोडि, कूडां चडइ कलंकह कोडि ।
षोटा सूझइ साचा बलइ, रस नीपना अलग जो ढलइ ॥८२॥

---

૭૯. હંમેશાં સ્નાન કરતા હોવા છતાં મનના મેલા, જીવનો વધ કરીને (પાપથી મુક્ત થવા) દાન કરે, દેવું કરીને વરા કરે અને પછી (તે) ચુકવી આપ્યા વગર દેવાદાર થઈ મરે.

૮૦ પારકું ધન મળે તે ખાવું ગળ્યું લાગે, ને જ્યારે લેણદાર (ઉઘરાણી) આવી અડે ત્યારે પૈસા માટે તેને પગે લાગે.

૮૧. જેને પોતાનો મિત્ર જાણીએ તે જતેદહાડે શત્રુ થાય, ને વેરીના જેવો થઇ વળગે. (આપણું સારૂં જોઇને) મનમાં બળતો ઘણો રહે.

૮૨. કળિયુગની એ મોટી ખોડ છે કે અનેક ખોટાં કલંક ચડે. ખોટાના બચે ને ખરાના બળી જાય (આગળ એવી ધીજપતીજ કરવામાં આવતી, કે ખરાખોટાની પાઘડી ભેગી કરી બાળે. જેની બળે તેની વાત ખોટી એમ માનવામાં આવતું, તેનું આ સૂચન હશે એમ લાગે છે). નીપજેલા રસ જૂદા નીતરી જાય.

क्षणि क्षणि पसरइ कलियुग पूर, बार गणउ ते तपाशि सूर ।
वसुधां हशि घणा विषवाद, सागर मेल्हेशि मर्याद ॥ ८३ ॥
अऊठ हाथना हवडां देह, कालिइं हाथज थाशि तेह ।
छट्ठइ वरशि धाराशि गाभ, घाणि हांणि नि थोडा लाभ ॥८४॥
आविउ कलयुग चउथउ काल, मायबाप ते मेहलइ बाल ।
को कहिनइ नवि मांनइ गणइ, सहू चालइ छंदिइ आपणइ ॥८५॥
साहामूं लवतां नही पल षंच, एकइ ऊत्तर आपइ पंच ।
विनय गयु वाधिउं अभिमांन, लषपारि लोभिइं मांडइ कान॥ ८६॥

---

૮૩. કળિયુગનું પૂર ક્ષણે ક્ષણે રેલાતું જાય છે, સૂર્ય બાર ગણા તાપે તપશે, પૃથ્વી પર ઘણા વિખવાદ થશે, ઝેર વેર વધશે, સમુદ્ર મર્યાદા મૂકશે (પોતાની હદ છોડીને પૃથ્વી પર રેલાશે)

૮૪. હાલ સાડા ત્રણ હાથના દેહ છે તે કાળ જતાં એક હાથના ( હાથ ઉંચા ) થઇ જશે, છ વર્ષની છોકરીઓ ગર્ભ ધરશે, હાનિ ઘણી ને લાભ થોડા થાય એવા બનાવ બનશે.

૮૫. કળિયુગ ચોથો કાળ ( ચોથો યુગ ) આવ્યો છે, માબાપ બાળકોને રઝળતાં મૂકે (વાત્સલ્ય પ્રેમ નષ્ટ થાય), કોઇ કોઇને ગણે નહિ ને કોઇ કોઇનું માને નહિ, સૌ પોત પોતાને છંદે (નાદે) ચાલે.

૮૬. ખલ, (દુષ્ટ) માણસો સામું બોલતાં જરા ખંચાય

क्रोध कलंकी मुहवाडि थयु, उपशम रस ते नाहाशी गयु ।
माया मांडइ मोटा यती, अधबलती ते नाहासइ सती ॥८७॥
मन कूडइ मित्राई करइ, कोए नवि मांडइ मन षरइ ।
जां देषइ तां षेरी षाइ, पछइ रूपि आपणइ थाइ ॥ ८८ ॥
धर्म तणा मारग ते रह्यां, सात व्यसन ते सबलां थयां ।
न करइ तप घर पूंणइ षाइ, महीअल मांहिइ मोटा थाइ ॥८९॥

---

નહિ (શરમાય નહિ), એક બોલના પાચ બોલ સંભળાવે, વિનય ગયો ને અભિમાન વધ્યું. લોભથી લાખ રીતે કાન માંડે (અનેક કામમાં મન ઘાલે).

૮૭. કલકી ( પાપી ) ક્રોધ મોખરે ( આગળ ) થયો છે ને ઉપશમ ( શાન્તિ ) નષ્ટ થઇ છે. મોટા મોટા યતિ ( મહા સાધુ ) માયા માંડે ( માયાજાળમાં પડે-પ્રેમ કરે ), સતી અધબળી ઉઠીને નાસવા માંડે.

૮૮. મનમાં કૂડ રાખીને મિત્રાઇ કરે, કોઇ સાચા મનથી સ્નેહ કરે નહિ, જ્યાં લાગ ફાવે ત્યાંથી (પૈસા) ખંખેરી ખાય અને પછી પોતાનું રૂપ પ્રકાશે.

૮૯. ધર્મના માર્ગ બંધ થઇ ગયા ને સાત વ્યસન સબળ થયાં. પર્યુષણ વગેરે અપવાસ કરે નહિ, ( છતાં પોતે અપવાસ કરે છે એમ કહી) ઘરને ખૂણે પેસીને ખાઇલે, ને મંડળમાં મોટાઇના તડાકા મારે!

लेतां हाथज लहि को देइ, देतां धर्म भणी धूजेइ ।
मोटां मांणस मेहलइ मांम, धर्म ध्यांनना थोडा ठांम ॥ ९० ॥
पेट तणइ कारणि सहू रलइ, सूधा मारग कणिहि न पलइ ।
सीदातु लंघाइ गलइ, जोतां अर्थ उचिंतु मिलइ ॥९१॥
हाट घाट ते मांड्यां जाल, करइ कूड ते नान्हां बाल ।
मोटां नगर गयां ते घटी, रा लोभी कर मागइ हठी ॥ ९२ ॥
निर्धारा ते निर्धन थाइ. दुर्बल दोहेलइ पेट भराइ ।
वेद तणा ते महिमा टल्या, वीस वरसना मांटी पल्या ॥९३॥

---

૯૦. જો કોઇ આપે તો લેવા ઝટ હાથ લાંબો કરે, પણ ધર્મને નામે આપવું પડે તો હાથ ધ્રુજે ! મોટા માણસો પણ હિંમત હારી જાય, ભાગ્યે કોઇ ઠેકાણે ધર્મ ધ્યાન થાય.

૯૧. પેટને માટે સહુ રળે, કોઇ સત્યને માર્ગે ચાલે નહિ, દુખી થતો ગળે પડે, અચિંતા પૈસા મળીજાય એવી આશા રાખ્યા કરે.

૯૨. હાટે ઘાટે જ્યાં ત્યાં (લોકોને ફસાવનાં–ઠગવાનાં) જાળાં માંડે, નાનાં બાળકો પણ કૂડ ( કપટ ) કરે, મોટાં શહેરો ઘટી જાય ને રાજા લોભથી–હઠથી કર લે.

૯૩. નિશ્ચયવાળા તે નિર્ધન થાય, ગરીબો મહા મુસીબતે પેટ ભરે, વેદનો મહિમા ઘટી ગયો, વીસ વર્ષનો ધણી મરી જાય ( અર્થાત્ પુરૂષ વીસ વર્ષ પહેલાં પરણે ને અલ્પાયુષ ભોગવી મરી જાય ).

नारी हींडइ मोडामोडि, बीजूं घर मांडतां न षोडि ।
घणइ षबेडइ पाडइ वेस, वसइ वन्न नि ऊवस देस ॥ ९४ ॥
वरशि वरशि मागइ वरसात, ते कृतयुगनी मोटी वात ।
एकवार वरसतु रसाल, वरस सहस दस हतु सगाल ॥ ९५ ॥
एक वरस अणवूठइ जाइ, तु दुर्भक्ष पडइ जगमांहि ।
उछे झेरइ हुइ करवरूं, कलियुग तणउं पारषूं षरूं ॥ ९६ ॥
धर्म तणी जु मांडइ वात, आवी कोइ करइ उपघात ।
पापिइ ऊजम अंगि न माइ, जिनवर जपतां आलस थाइ ॥९७॥

---

९४. स्त्री खुल्ले मोढे फरे ( अथवा धणीनी જોડાજોડ ચાલે ), એકને મૂકીને બીજાને જતાં હીણપત માને નહિ, ઘણાં ખબેડાં (અયોગ્ય વર્તન) કર્યાં પછી (વિધવા) વેશ ( શણગાર ) ઉતારે, વનમાં વસ્તી થાય ને દેશ ઉજડ થાય.

૯૫. વર્ષે વર્ષે વરસાદ પડે એ કૃતયુગની બલિહારી હતી. ( એ યુગમાં ) એક વર્ષ સારો વરસાદ થતો તો દશ હજાર વર્ષ સુધી સુકાળ ચાલતો.

૯૬. (હાલ) એક વર્ષ કોરૂં જતાં તો દેશમાં દુકાળ પડે છે. થોડા ઝેરથી પણ મરણ નીપજે, એ ખરેખરી કળિયુગની નિશાની છે.

૯૭. જો ધર્મની વાત માંડી હોય તો હરકોઇ તેમાં ખલલ ઉભી કરે, ને જો પાપની વાત હોય તો તે સાંભળતાં

आवइ नीद्र घणउं लडथडइ, थै उपवाशी आडउ पडइ।
देव तणां ते न गमइ नांम, पूजा तणां पह्रां करि कांम ॥९८॥

ए कलियुग एहवु लागतु, आगलि किशूं हशि जागतु।
कलियुग ठेशी करशि धर्म, ते छूटशि अनंतां कर्म ॥ ९९ ॥

थोडे करणी लाभजि घणउ, ते कलियुगनु महिमा सुणउ।
कृतयुगनी ते मोटि मतिजूं, येहना दांन तणउं नही गजूं॥१००॥

---

મનમાં હર્ષ ન માય ! જિનવરના નામનો જપ કરતાં આળસ આવે.

૯૮. ઉપવાસને દહાડે ( અથવા ધર્મકથા સાંભળતાં ) ઘણી નિદ્રા આવે, લડથડીયાં ખાય ને સુઈજાય. દેવનું તો નામ પણ ગમે નહિ, પૂજાનાં કામ દૂર કરે.

૯૯. કળિયુગ હમણાં આવો લાગે છે, તે આગળ કોણ જાણે કેવો જોરાવર ( ભયંકર ) થશે ! જે કળિનું ( આવરણ ) દૂર કરીને ધર્મ કરશે, તે અનંતાં કર્મથી છૂટશે.

૧૦૦ થોડું કર્યે ઘણો લાભ થાય એવો આ કાલયુગનો મહિમા છે તે સાંભળો ! કૃતયુગની વાત મોટી છે, એ ( વખત )ના ( જેવાં ) દાન કરવાનું ( હાલના લોકોનું ) ગજું (શક્તિ) નથી.

सहस गणउं जु देता दांन, एक गणउं तु लहता मांन ।
जोउ कलियुग तणउं वषांण, सहस गणउं हुइ दिद्धउ दांन ॥१॥
जे मांहिइं आपणि ऊपना, धर्म तणां थांनक नीपनां ।
ते कलिकाल न बोलूं दोष, माहावीर जेणइ पुहता मोक्ष ॥२॥
जिहां अग्यारइ गणधर हूआ, पोढा पट्टोधर जूजूआ ।
वली विशेषिइं जंबू स्वांमि, सालिभद्र राजगृह गांमि ॥ ३ ॥

---

૧. તે કાળે હજાર ગણું આપતા ને એક ગણું ફળ પામતા, (પણ) કલિયુગનો મહિમા જુઓ ! એક ગણું આપતાં હજાર ગણું ફળ મળે છે.

૨. જેમાં (જે કળિયુગમાં) આપણે થયા છીએ, (જે કાળમાં ) ધર્મનાં સ્થાનક થયાં છે, તે કળિકાળને દોષ દેવાય નહિ, જે કાળમાં મહાવીર સ્વામી મોક્ષે ગયા છે.

૩. જે કાળમાં અગ્યાર ગણધર થયા, ( મહાવીર સ્વામીના અગિયાર મુખ્ય શિષ્ય. ( ગણ=સમૂહ. ધર=ધારણ કરનાર. સમૂહને ધારણ કરનાર—સમૂહના મુખ્ય નાયક તે ગણધર. ) જુદા જુદા પ્રૌઢ પટ્ટોધર ( મહાવીર સ્વામીના મુખ્ય શિષ્ય ગૌતમની પછી તેમની ગાદીએ આવનાર એક પછી એક આચાર્યો (પટ્ટ=ગાદી. ધર=ધારણ કરનાર. ગાદીપતિ) વળી વિશેષમાં જંબૂસ્વામી ( જેવા ) આચાર્ય, રાજગૃહિ

थूलिभद्र नि बहिनर सात, सती सुभद्रा सुलसा मात ।
नंदिषेण नि आद्रकुमार, कालिकसूरि हूउ गणधार ॥ ४ ॥
माहानुभाव ते मोटउ यती, जेणि कलियुगि वाली सरस्वती ।
गर्दभिल्लनु फेडी ठाय, आण्या शाक नवाणूं राय ॥ ५ ॥

---

નગરે શાલિભદ્ર ( એમને ત્યાં વસ્ત્રાભૂષણ, અને તૈયાર ખાવાનુ ભરેલી ૯૯ પેટીઓ દરરોજ સ્વર્ગમાંથી આવતી હતી, એવી કથા છે).

૪. થૂલિભદ્ર (નંદરાજાના પ્રધાનનો અતિ વિષયાસક્ત દીકરો. રાજપ્રપંચથી એમના પિતાનું ખૂન થયું, તે પછી રાજાએ એને પ્રધાનપદ આપવા માંડતાં તેનો અસ્વીકાર કરી દીક્ષા લીધી ને મોટા પ્રતાપી આચાર્ય થયા. ) એમની સાત બહેનો સતી સુભદ્રા, સુલસા માતા (વગેરે, એમણે પણ દીક્ષા લીધી હતી). વળી નિંદિષેણ, આર્દકુમાર, અને કાલિકાચાર્ય ગણધર થયા.

૫. તે મહાનુભાવ ( માનવાચક શબ્દ છે ) મોટા યતિ હતા, જેમણે કળિયુગમાં સરસ્વતી વાળી આણી. જેમણે નવાણું શક રાજાઓને આણીને ગર્દભિલ્લ રાજાનું ઠામ ફેડ્યું. (કાલિકાચાર્યની કથા એવી છે કે તેમની સાથે તેમની બહેન સરસ્વતીએ પણ દીક્ષા લીધી હતી. ફરતાં ફરતાં તેઓ એક ઉજ્જયનીમાં આવ્યાં, ત્યાં સાધ્વી સરસ્વતી ત્યાંના રાજાની દૃષ્ટિએ ચડતાં તે તેમને ઉપાડી ગયો. આચાર્યે રાજાને સમજાવ્યા

देवसूरि जिणइ जित्तउ वाद, कुमरचंद ऊतारिउ नाद ।
बंभ अट्ठ जित्ता नव बूद्ध, जित्ता भगव अढार प्रसिद्ध ॥ ६ ॥
शैव सोल दह भट्ट पावित्त, जिणि गंधव्व जित्ता जण सत्त ।
सत्त दिगंबर क्षत्री च्यारि, जोगी दोइ जित्ता संसारि ॥ ७ ॥
इक मच्छी मोटउ प्रतिमल्ल, एक भोइ जित्तउ ते भिल्ल ।
इत्ता जिप्पी पट्टण मद्धि, आविउ कुमद वादानि काज्जि ॥८॥

---

છતાં માન્યું નહિ, એથી તેમણે શકરાજાના દેશમાં જઇને પોતાની વિદ્યાના બળે ત્યાંના રાજાને ખુશી કરી તેને માળવા ઉપર ચઢાઇ કરવા તેડી લાવ્યા. પરિણામે ગર્દભિલ્લ રાજા હાર્યો ને જંગલમાં ચાલ્યો ગયો, જ્યાં તેને વાઘે મારી નાખ્યો. આચાર્યે સરસ્વતીને ફરી દીક્ષા આપી).

૬. વળી દેવસૂરિ, જેમણે શાસ્ત્રાર્થમાં જીત મેળવીને કુમરચંદ્ર નામના દિગંબર મતના આચાર્યનો નાદ ( ગર્વ ) ઉતાર્યો. કુમરચંદ્રે આઠ બ્રાહ્મણો અને નવ બૌદ્ધોને જીત્યા હતા, તેમજ અઢાર પ્રસિદ્ધ ભગવા (સન્યાસીઓ) ને જીત્યા હતા.

૭. વળી સોળ શૈવીઓને, દસ પવિત્ર ભટ્ટો (ભાટ અથવા વિદ્વાન બ્રાહ્મણો) ને, સાત ગાંધર્વો (ગાનારાઓ)ને, સાત દિગંબરોને, ચાર ક્ષત્રિઓને અને બે જોગીઓને જીત્યા હતા.

૮. એક મોટો મલ્લ, એક માછી, એક ભોઇ અને એક ભિલ્લને જીત્યો હતો. એટલાઓ ઉપર જીત મેળવીને કુમરચંદ્ર વાદ કરવા પાટણમાં આવ્યો.

जिहीइं सिद्धराय जेशंग, जिप्पी किद्धउ कुमर कुरंग ।
च्यारि जोड लीधां नीसांण, पंच पंच्यासी वर केकांण ॥ ९ ॥
जे साथिइं सबला झूझार, सुहडा सइ लीधा अग्यार ।
बिसइ ब्याशी सहस महंत, लिद्धा ये बहू बिरद वहंत ॥१०॥
बलद च्यारि सइ ये डोलीया, शेवक पंच बहुत्तिरि लीया ।
ग्रंथ लख्ख पण वीस प्रसिद्ध, दम्म दोइ लष बहुत्तरि लिद्ध ॥११॥
टोडर बिरद सिंहासण लीउ, नग्गु ते वली नग्गु कीउ ।
जस कीरति येहनी बोलाइ, देवसूरि हूउ कलियुग मांहि ॥१२॥

---

૯. જેમણે સિદ્ધરાજ જયસિંહના સમક્ષ કુમરચંદ્રને જીતીને તેને રંગ વગરનો કર્યો (ફીકકો પાડી દીધો) અને જીતનાં ચાર જોડ નિશાન તથા પાંચસેં પંચાશી ઉત્તમ ઘોડા લઇ લીધા.

૧૦. જેની સાથમાં બળવાન લડવૈયા સુભટો અગિયારસેં હતા તે, એક હજાર બસેં બ્યાશી મહંતો હતા તે અને તેઓ જે અનેક પદવીઓ ધરાવતા હતા, તે પણ લઇ લીધી.

૧૧. ચારસેં બળદના રેકળા અને પાંચસેં બહોત્તેર સેવકો, પ્રસિદ્ધ વીસ લાખ ગ્રંથો, અને બે લાખથી વધારે દમ્મ (નાણું) તે લીધું.

૧૨. કુમુદની પદવી અને સિંહાસન જીતી લીધું ને નાગો (દિગંબર-દિશાઓ એજ જેને અંબર-કપડાં છે તે. સાધુઓ

हेमसूरिनां मोटां चरी, टाली अमावाशि पूंनिम करी ।
जेहनइ पुउमावइ प्रतक्षि, जित्तउ देवबोधि कीउ शिष्य ॥१३॥
श्रेणी अभयकुमार प्रसिद्ध, विक्रम दांन संवच्छर दिद्ध ।
मुंज भोज संप्रति उद्धरी, जेणि जिणमंदिर पृथिवी करी ॥१४॥

---

કંઇ પણ કપડાં નહિ રાખવાં એવો જેમનો મત છે તે દિગંબર.) હતો તેને વળી વધારે નાગો કર્યો. (સંવત્ ૧૧૮૧ના વૈશાખ સુદિ ૧૫ ને દિવસે પાટણમાં આ શાસ્ત્રાર્થ થયો હતો) જેના યશની ખ્યાતિ હજુ પ્રસિદ્ધ છે, તે દેવસૂરિ પણ કલિયુગમાં થયા.

૧૩. વળી હેમચંદ્રાચાર્ય જેમનાં ચરિત્ર (કામ) બહુ મોટાં છે, જેમણે અમાસ ટાળીને પૂનેમ કરી (વેદધર્મીઓ સાથેના શાસ્ત્રાર્થને દિવસે અમાસ હતી, છતાં હેમચદ્રાચાર્યે પૂનેમ હોવાનું કહી સાંજે ચંદ્ર ઉગશે એવી ખાત્રી આપી. સાંજ પડતાં તેમણે પોતાની વિદ્યાના બળે આકાશમાં સોનાની ઝાલર ચડાવીને કૃત્રિમ ચંદ્ર ઉગેલો દેખાડયો, એવી વાત ચાલે છે). જેને પદ્માવતી પ્રત્યક્ષ હતાં ને જેમણે દેવબોધી (બ્રાહ્મણોના મંત્રતંત્રવાદી આચાર્ય)ને જીતીને શિષ્ય બનાવ્યો.

૧૪ શ્રેણિક રાજા, અભયકુમાર જેમણે સંવત્સર ચલાવ્યો તે પ્રસિધ્ધ વિક્રમ રાજા, મૂંજ, ભોજ, અને સંપ્રતિ રાજા, જેમણે જૈનદેહરાંનો ઉધ્ધાર કરીને પૃથ્વી જૈન મંદિરવાળી કરી.

कुमरपाल हूउ भूपाल, जे जगि जीवदया प्रतिपाल ।
मारि निवारी देस अढारि, वावरवूं नही अणगल वारि ॥१५॥
जेहनइ साहण लाष अग्यार, गलिउ नीर पीइ निर्धार ।
ते पणि कलियुग मांहिइ हूउ, यीव दयानु कहीइ कूउ ॥१६॥
कलियुग मांहि जगत्र जांणिउ, ये चेले लोडण आणिउ ।
गुडीमंडण पारसनाथ, संकटि पडीआं आपइ हाथ ॥ १७ ॥

---

૧૫. જીવદયા પ્રતિપાળ કુમારપાળ રાજા થયો, જેણે અઢાર દેશમાંથી મારી (જીવહિંસા) અટકાવી (કુમારપાળે પોતાના રાજ્યમાં અને પોતાનું ચાલી શકે એવાં બીજાં રાજ્યોમાં "અમારી ઘોષા" (કોઈપણ પ્રાણિનો ઘાત કરવો નહિ એવો હુકમ) પ્રસિદ્ધ કર્યો હતો). અને ગળ્યા વગરનું પાણી વાપરવું નહિ એવો કાયદો કર્યો હતો.

૧૬. જેનાં અગિયાર લાખ વાહન (ઢોર) ગળેલું પાણી પીતાં હતાં, તે જીવદયાનો કુવો (અખૂટ ઝરો) પણ કળિયુગમાં થયો.

૧૭. કળિયુગમાંજ જગજાણીતા લોઢણુ પાર્શ્વનાથ (ડભોઈમાં છે) ચેલે આણ્યા, વળી ગોડીમંડણ પાર્શ્વનાથ, જે સંકટમાં પડેલાંઓને હાથ (સહાય) આપે છે.

जीराउलानउ महिमा घणउ, थंभ नयरि अछइ थंभणउ ।
सिद्धषेत्र तीरथ गिरनार, कलियुग मांहि हवूं उद्धार ॥१८॥
बाहड जाहड पेथड तणी, कलियुगि कीरती वरतइ घणी ।
झांझणदे धज दीधी वडी, षर्ची सोवन त्रिसठी धडी ॥१९॥
वस्तुपाल जगडू जगशीह, भीमसाह भइसइ भडसीह ।
जावड भावड साहा सारंग, कलियुग मांहिइं राख्या रंग ॥२०॥
हूउ विमल ए कलियुग मांहि, तेह तणी करणी किह्वाइ ।
सांभलयो सहू करी निरोल, जेहनु रस कथा कल्लोल ॥२१॥

---

૧૮. ઘણા મહિમાવાળા જીરાવલા પાર્શ્વનાથ, ખંભાતમાં છે તે સ્તંભન પાર્શ્વનાથ, સિદ્ધક્ષેત્ર ( શત્રુંજય ) અને ગિરનાથ તીર્થ એમનો ઉધ્ધાર, તે પણ કળિયુગમાંજ થયો છે.

૧૯. વળી બાહડ, જાહડ, પેથડ એમની મહા કીર્તિ કળિયુગમાંજ વર્તાઇ છે ઝાંઝણદેએ ત્રેસઠ ધડી સુવર્ણ ખર્ચીને મોટી ધ્વજા કરી, તે અને

૨૦. વસ્તુપાળ, જગડુશાહ, જગશીશાહ, ભીમાશા, ભેંસાશાહ, ભડસીશાહ, જાવડ, ભાવડ, સારંગશાહ ( આ બધા જૈનદેહરાસરના ઉધ્ધારક અને પ્રસિધ્ધ દાનવીર થયા છે ), એમણે કળિયુગમાં રંગ રાખ્યો છે ( કળિયુમાં દાનધર્મને માટે બહોળું ધન ખર્ચીને કળિયુગમાં કૃતયુગનો રંગ ( ગુણ ) રાખ્યો છે).

૨૧. જેની કૃતિ વર્ણવાય છે તે વિમળ પણ કળિયુગમાંજ

## ॥ वस्तु ॥

लच्छि थप्पइ लच्छि थप्पइ, प्रथम युग मांहि ।
पुष्पमाल तव प्रग्गटिउ, रत्नमाल युग बीजइ ॥
श्री श्रीमाली थापवा, हवूं नांम श्रीमाल त्रीजइ ।
चुथइ युगि हवं जोइ यो, जांणइ बालगोपाल,
सचराचरि सोहामणूं, भलूं नगर भीनमाल ॥ २२ ॥

## चुपै.

निऊ सहस श्रीमाली तणां, मंदिर मोटां सोहामणां ।
पंचितालीस सहस विप्र वसइ, वेद पुरांण अर्थ अभ्यसइ ॥२३॥
बिहु बिहु मिली करिउ निरवाल, मुनिवर तणी सहस पोसाल ।

---

થયો. સહુ એક ચિત્ત થઇને એનો આનંદદાયક કથારસ સાંભળો.

૨૨. લક્ષ્મીએ પહેલા યુગમાં સ્થાપ્યું ત્યારે પુષ્પમાળ નામ પ્રગટયું, બીજે યુગે રત્નમાળ નામ પડયું, શ્રીમાળી વંશ સ્થાપન કરવા ત્રીજા યુગમાં શ્રીમાળ નામ પડયું, હવે ચોથા યુગમાં જેને બાળબચ્ચાં સૌ જાણે છે ને જે સર્વત્ર પ્રસિદ્ધ છે, તે " ભિન્નમાલ નગર " એ રૂડું નામ પડયું.

૨૩. શ્રીમાળીઓનાં નેવું હજાર મોટાં સોહામણાં મંદિર હતાં, પીસ્તાળીસ હજાર બ્રાહ્મણ વસતા હતા, જે વેદ પુરાણના અર્થનો અભ્યાસ કરતા.

इशूं नगर निरषिउं भिनमाल, पुण्य तणउ छइ यहां सगाल॥२४॥
कलियुगि कल्पवृक्ष अवतार, वसइ छल्ल छाना दातार ।
नाना विध छि ग्न्याति अनेक, वसवा केरु वहु विवेक ॥२५॥
कोट मांहि कोटीध्वज थोक, लाषीणा ते बाहारि लोक ।
प्रागवाट तिहां वाशिइं रहिउ, नीन मंत्रि कोटीध्वज थयु॥२६॥

---

૨૪. બે બે વાણિયા મળીને એક એક બ્રાહ્મણનો નિર્વાહ કરતા. મુનિઓની એક હજાર પૌષધશાળાઓ હતી (આ હકીકત કવિએ શ્રીમાળ પુરાણમાંથી લીધી છે, ને પુરાણમાં હજાર યજ્ઞશાળાઓ હતી, એમ લખ્યું છે). ભિન્નમાળ એવું નગર છે કે જ્યાં પુણ્યનો સુકાળ છે.

૨૫. જ્યાં કળિયુગમાં કલ્પવૃક્ષ (સ્વર્ગનું એક ઝાડ. જેની નીચે ઉભા રહીને જે કંઈ કલ્પના કરવામાં આવે તે તરત સફળ થાય, એવી પુરાણ કથા છે તે) ના અવતારરૂપ, ગુપ્ત દાન કરનારા અનેક દાતાઓ વસે છે. જ્યાં જુદી જુદી અનેક જ્ઞાતિઓ છે અને વસવાટનો બહુ સારો વિવેક છે, (દરેક જ્ઞાતિ અને ધંધાવાળા પોતપોતાના જથામાં રહે, વગેરે ).

૨૬. કોટિધ્વજ લોકનો સમૂહ કોટમાં રહે, લક્ષાપતિ લોકો તે બહાર રહે, એવી રીતે ત્યાં વસતા પ્રાગ્વાટ લોકોમાં નીનમંત્રિ નામનો એક કોટિધ્વજ થયો.

घटिउ धन तव त्रूटी आस, महिता पूरिउ बाहरि वास ।
ब्राह्मण भणइ विमांसु चिंति, नगर अह्मारि एहवी रीति ॥२७॥
मध्य रात्रि दोहिलूं दुष धरइ, माहालिषिमीनूं चिंतन करइ ।
आवि लाछि वात कहि कथी, एणइ थानकि तुझ भाइग नथी॥२८॥
मांनि वात तूं माहरी षरी, जा थांनक वेगिइ परहरी ।
गूजरात तणउ शणगार, गांभू नयरि हशि जयकार ॥ २९ ॥
तिहां तूं पामिशि धन नीकोडि, लाछि वचनि चालिउ परहोडि ।
भागउ भीलमालथी धशु, गुणवंतु जै गांभू वशु ॥ ३० ॥

---

૨૭. એનું ધન જ્યારે ઘટયું ત્યારે આશા તૂટી, બ્રાહ્મણે આવી કહ્યુ 'મહેતા! વિચાર કરીને બહાર વાસ લઇ જાઓ, અમારા નગરની રીત એવી છે."

૨૮. મહા દુઃખ ધરતા (નીનમંત્રિએ) મધ્ય રાત્રે મહાલક્ષ્મીનું ચિંતન કર્યું. લક્ષ્મી આવી, તેને વિગતવાર વાત કહી સંભળાવી. (લક્ષ્મીએ કહ્યુ,) આ ઠેકાણે તારૂં ભાગ્ય નથી.

૨૯. મારી વાત ખરી માનીને તુ જલદી આ સ્થળ છોડી દે. ગુજરાતના શણગાર રૂપ ગાંભુ નગર છે, ત્યાં તારો જયકાર થશે.

૩૦. ત્યાં તું ભરપૂર ધન પામીશ. લક્ષ્મીના વચનથી પ્રભાતે તે ચાલ્યો. ભિન્નમાલથી નીકળીને તે ગુણવાન્ચાલ્યો ચાલ્યો ગાંભુમાં જઈ રહ્યો.

नीना अंगि नही इक षोडि, नीनइ मेली धन नीकोडि ।
इणि अवसरि चाउडु वनराज, चिंतइ नवूं वसावूं गांम ॥३१॥

## दूहा.

संवत आठ विलोत्तारि, जगि जू ठउ वणराउ ।
जोइ जे जंगल वडां, नगर वसावा ठाउ॥ ३२ ॥
अणहलीउ गोवालीउ, जंगलि चारइ ढोर ।
एतां तेहजि चाहडु, ये जगि पाडइ सोहोर ॥ ३३ ॥
मम बीहशि गोवालीआ, अ मझ मांने धीर ।
जिणि कारणि जंगलि भमूं, कहूं हैआनूं हीर ॥ ३४ ॥

---

૩૧. નીનામાં એકે ખોટ (અપૂર્ણતા) નહોતી, તે પુષ્કળ ધન મેળવ્યુ. એ વખતે વનરાજ ચાવડો નવું ગા વસાવવા ઇચ્છતો હતો.

૩૨ લોકપ્રસિદ્ધ વનરાજ સંવત ૮૦૨માં નગ વસાવવા માટે મોટાં મોટા જંગલોમાં સ્થળ જોતો હતો.

૩૩. અણહલ નામનો ગોવાળીઓ જંગલમાં ઢે ચારતો હતો, તે વખતે ત જગાએ ચાવડાએ સાદ કરી તેને કહ્યું,

૩૪. ગોવાળીયા ! બ્હીશ નહિ મારી (લૂટારો ધારી અધીરી રાખીશ નહિ, જે કારણથી હું જંગલમાં ફરૂં છું તે મનનો મર્મ તને કહું છું.

नगर वसावा सोधीइ, सुंदर रूडुं ठांम ।
थकउ थांनक जोअतां, वडि लीधु विश्रांम ॥ ३५ ॥

## चुपे.

अणहलीउ तव पाछउ वलिउ, वणराजानि आवी मिलिउ ।
राय अह्मारूं राषु नांम, तु देषाडूं रूडु ठांम ॥ ३६ ॥
आणइ जांणइ जे देवता, तेहनइ देव घणा सेवता ।
एह भूमि ना ये रषवाल, ते समरथ छि सुणि भूपाल ॥ ३७ ॥
आहेडी आहेडइ चडिउ, आणइ जंगलि आवी पडिउ ।
करडु सुणहु धायु यीम, ससलइ तुहि न छांडी शीम ॥३८॥

---

૩૫. નગર વસાવવાને માટે કોઇ ઘણુ સારૂ સ્થળ શોધું છું, જોતાં જોતાં થાકયો ત્યારે આ વડના ઝાડ નીચે વિસામો લીધો

૩૬. (વનરાજની વાત સાંભળી) તેથી અણહલીઓ પાછો વળ્યો, ને આવીને વનરાજને મળ્યો (તેણે કહ્યુ.) રાજા ! જો મારૂં નામ રાખો તો હું રૂડું ઠામ બતાવુ.

૩૭. આ ભૂમિ દેવભૂમિ જાણજે, ઘણા દેવ તેને સેવે છે. ભૂપાળ ! સાંભળ, જે દેવ આ સ્થાનના રખવાળ છે, તે સમર્થ છે.

૩૮. શિકારી શિકાર કરવા નીકળેલો આ જંગલમાં આવી ચડયો. કકરો શિકારી કૂતરો પાછળ ધસ્યો

सरड्ढ सुणहु दिइ छइ फाल, ससु सूंहालउ नाहानूं बाल ।
ससलु साहामु थै नि धसइ, नाहासइ करडू कुक्कड डसइ ॥३९॥
वात होई इ वन मझारि, कुतिग जोयूं घडी बिच्च्यारि ।
आणी सीमिइ आवइ ससउ, भलूं नगर पुर पाटण वसउ ॥४०॥
आलेषी गढ पायु दिद्ध, राजहर मोटां मंदिर किद्ध ।
अणहलीआनि नामिइं इशूं, अणहलवाडूं पाटण वशिउं ॥४१॥
ठांम ठांमना व्यवहारीया, जे परदेशी वख्खारीया ।
ते तेडी वाशा आवाशि, पायक राष्या मोटा प्राशि ॥ ४२ ॥

---

આવતો હતો, છતાં સસલું આ જગા છોડીને નાઠું નહિ.

૩૯. ફાળ ભરતો કૂતરો ધસી આવે છે, સસલું સુંવાળું અને નાનું બચ્ચું છે, ( છતાં ) સસલું સામું થઇને ધસ્યું, ને કૂતરો ભય પામીને નાઠો. ( અમદાવાદ વસાવ્યાના સબંધમાં પણ આવીજ વાત ચાલે છે ).

૪૦. એ વાત આ વનમાં થઇ. ( વાત સાંભળીને વનરાજે ) એ ચાર ઘડી કૌતુક જોયું. એ સમયે સસલું આવ્યું, ( એથી વનરાજની ખાત્રી થઇ ને તે સ્થળે) મોટું પાટણપુર–નગર વસાવ્યું.

૪૧. કોટ આંકીને પાયો નાખ્યો અને રાજગૃહ તથા મોટાં મંદિર કરાવ્યાં, ( એ પ્રમાણે ) અણહલના નામેનામ અણહલવાડું પાટણ વસ્યું.

૪૨. ઠેકાણે ઠેકાણેના વહેપારીઓને અને પરદેશમાં

नीनमंत्रि गांभू जांणीउ, बेठा लहिर सहित आंणींउ ।
राजकाजि वहिलु वापरिउ, लहिर देषि डंडनायक करिउ॥४३॥
लंषइ लहिर लहिर आपणी, वेगि गयु वंध्याचल भणी ।
गरथ वडइ गज घट ल्यावीउ, तु राजा सन्मुख मांनीउ॥४४॥
सांडथले कीधूं मेहलांण, गज देषी रा थयु हरांण ।
साडथलं तव किद्ध पसाइ, लोक भणइ न वरांशिउ राइ॥४५॥

---

વખાર રાખનારાઓને તેડાવીને વસાવ્યા, મોટા ગ્રાસ આપીને પાયદળ (ગરાસીયા) રાખ્યા.

૪૩. ગાંભુમાં નીન મંત્રિએ એ વાત જાણી એટલે પોતાના પુત્ર લહિર સહિત પાટણ આવ્યા રાજાએ લહિરને (હોંશિયાર) જાણીને તરત રાજકાજમાં જોડી દીધો ને દંડનાયક (સેનાપતિ) કર્યો.

૪૪. લહિર મંત્રિ પોતાની લ્હેર (ઇચ્છા) પ્રમાણે ચાલે, તે વિંધ્યાચળ તરફ ગયો અને ધન વડે હાથી ઘોડા લાવ્યો. તે રાજા પાસે માનીતો (માનવંતો) થયો.

૪૫. સાંડસ્થળે મુકામ કર્યો હાથી જોઈને રાજા આશ્ચર્યચકિત થયો સાડસ્થળ બક્ષીસ કર્યું. (રાજાએ હાથીઘોડાનું બળવાન સૈન્ય જોઈને સામા થયા વગર સાંડ સ્થળનો કબજો લેવા દીધો એવો ભાવ પણ હોય) લોક કહે કે રાજા ચિંતા કરતા નહિ.

चिहुं दिशि मुहुत लहिरानि चड्यां, टंकसालि सोनैआ पड्या ।
टंकसाल कीधी आपणी, राजन मया कारि छि घणी ॥ ४६ ॥
श्री वनराज दिवंगत हूउ, जोगराज पट्टोधर थयु ।
जोगराजनूं पत्तिउं राज, रत्नादित्य हूउ तव राज ॥ ४७ ॥
रत्नादित्य आय निघाटि, वज्रसिंह रा बिठउ पाटि ।
चिहुं ए पाटे चालिउ दूउ, दंडनायक ते लहिरज हूउ ॥ ४८ ॥
लहिरपुत्र हुउ साहसधीर, वरइ वडूं वीरातनि वीर ।
वीर नांमि बेटउ ऊछिरइ, पाप भणी नवि पगलां भरइ ॥ ४९ ॥

---

૪૬. ચારે દિશાએ લહિરનાં નિશાન ફરકયાં. ટંક-શાળમાં સોનૈયા પાડયા. ટંકશાળ પોતાની કરી; રાજા એના ઉપર બહુ મહેરબાની રાખે છે.

૪૭. શ્રી વનરાજ દિવંગત (મૃત્યુ) થતા યોગરાજ પટ્ટોધર (ગાદીપતિ) થયો. યોગનું રાજ પૂરૂં થતાં રત્નાદિત્ય રાજા થયો.

૪૮. રત્નાદિત્યનું આયુષ્ય પૂરૂં થતાં વજ્રસિંહ રાજા ગાદીએ બેઠો. એ પાટે થયેલા એ ચારે રાજાઓનો સેનાપતિ લહિરજ થયો. (યોગરાજ પછીની વંશાવળી માટે ઇતિહાસ કર્ત્તાઓમા મતભેદ છે. કેટલાક ગ્રંથોમાં આ ક્રમ છે ને બીજા કેટલાકમાં બીજો ક્રમ છે.)

૪૯ લહિરનો પુત્ર ધૈર્ય, સાહસ અને મોટા વીરાતન વાળો વીર થયો. પાપ ભણી પગલું ભરે નહિ એવો વીર નામે પુત્ર ઉછર્યો.

वीर कुमर गेहडी मझारि, वीरमती परणाविउ नारि ।
राजकाज छांड्या व्यापार, मनशुद्धिइं मांडिउ व्यवहार ॥५०॥
उभय काल पडिकमणउं करइ, पूजा ध्यांन धर्मनूं धरइ ।
न करइ प्रेम पीयारी ताति, श्री नवकार जपइ दिनराति॥५१॥
वीरमती रहि प्रीयनि हेजि, अन्न दिवशि पुढी छि सेजि ।
मनि चिंतइ मझ प्रीयनूं नांम, पण घर सूनूं विण संतांन॥५२॥

---

૫૦. વીર કુવરને વીરમતિ નામની કન્યા સાથે પરણાવ્યા. તેણે રાજકાજ અને વ્યાપાર છોડીને, મન શુદ્ધિથી જીવન ગાળવા માંડયુ

૫૧. બેઉ કાળ ( સવાર સાંજ ) પ્રતિક્રમણ ( પ્રાત: સન્ધ્યા અને સાયંસંધ્યા એ જેમ બ્રાહ્મણોનુ એક નિત્યકર્મ છે, તેમ સવારસાંજ પ્રતિક્રમણ કરવું એ શ્રાવકોનું એક નિત્યકર્મ છે. ) કરે, પૂજા કરે અને ધર્મનુંજ ધ્યાન ધરે (ધર્મમાંજ મન રાખે). સ્રીસંસારમાં વિશેષ પ્રેમ કરે નહિ ને રાતદહાડો શ્રીનવકાર ( માળાનો મંત્ર ) જપે.

૫૨. વીરમતિ પ્રિયપર હેત રાખીને રહે, અન્ય દિવસે (કંઇ વિશેષ ધર્માચાર કરવાનો ન હોય તે દિવસે અથવા સ્રી રજોધર્મમાં આવ્યા પછીના પાંચમા દિવસે) શય્યામાં પોઢે. પોતાના પતિનું નામ રહે એવું એ મનમાં ચિંતવન કરતી હતી, પણ સંતાન વગર ઘર સૂનું હતું.

आवी निद्रा रयणी जाइ, स्वप्न लहइ वीरमती माइ ।
जांणि देवे आप्यां कमल, मिइं पूज्या तिच्छंकर विमल ॥९३॥
जागी स्वप्न लही वीरमती, प्रीय आगलि आवी मलपती ।
कहिउं सुपन तव हरषिउ कंत, अम कुलि पुत्र हशि पुण्यवंत॥९४॥
उत्तम गर्भ उदरि अवतरिउ, दस मसवाडा ऊआरिइं धरिउ।
जांणइ जिनवर पूजा करूं, देउल अवर पड्यां उद्धरूं ॥९५॥
भगती करूं गुरगुरणी तणी, संतोषूं सवि सोहाशणी ।
जांणइ जाउं शत्रुंजय जात्र, जांणइ देउं दांन सुपात्र ॥९६॥

---

૫૩. ( એક દિવસ ) નિદ્રા આવી, ને રાત ગઇ ત્યારે વીરમતિ માતાએ સ્વપ્ન દીઠું. જાણે દેવે કમલ આપ્યાં ને મે વિમલ તીર્થંકર પૂજ્યા.

૫૪. વીરમતિ જાગી અને સ્વપ્ન સભારીને ખુશી થતી થતી પ્રિયની પાસે આવી. સ્વપ્નની વાત કહેતાં કથ હર્ષ પામ્યો ને કહ્યુ અમારા કૂળમાં પુણ્યવત પુત્ર થશે.

૫૫. ઉદરે ઉત્તમ ગર્ભ અવતર્યો (રહ્યો). દસ મહિના ગર્ભ ધારણ કર્યો. (ગર્ભિણી વીરમતિને વિચાર થાય કે) જાણે જિનવરની પૂજા કરૂં, કોઇ પડેલાં દેહરાસરનો ઉદ્ધાર કરૂં,

૫૬. ગુરૂ ગુરૂણી ( ગોરજી અને આર્યાજીની ભકિત કરૂં, સૌ સૌભાગ્યવતીઓને સંતોષ પમાડું, જાણે શત્રુંજય જાત્રાએ જાઉં, જાણે સુપાત્રને દાન દેઉં.

जे जं कर्या मनोरथ अंगि, ते प्रीय पुहचाड्या सवि रंगि ।
प्रसविउ पुत्र हुउ जयकार, आविउ न्याति तणउ शणगार ॥५७॥
*जोशी लग्न जोइ जे जांण, उदयवंत छि मूरति भांण ।
शशिहर दसमु घरि आपणइ, उच्च ठांमि गुरु गरुयाडि भणइ ॥५८॥
क्रुर ग्रह सवि नीचइ ठाइ, उत्तम उच्च पड्या छि माइ ।

| | | |
|---|---|---|
| ४ | | ६ / ५ |
| १० | श्री | ८ च वृ |
| ११ १२ | १ श | ३ २ |

म रा गु

५७. જે જે મનોરથ કર્યા તે સર્વ પતિએ પૂરા કર્યા (ગર્ભવતી સ્ત્રીના મનોરથોને દોહદ કહે છે, દોહદ પૂર્ણ કરવાથી ગર્ભને શારીરિક માનસિક પોષણ મળે છે). પુત્ર પ્રસવ્યો ને જયજયકાર થયો ન્યાતનો શણગાર અવતર્યો

૫૮. જે જાણ (પ્રવિણ) જોશી હતા (તેમણે લગ્ન જોઇ કહ્યુ), સૂર્યના જેવી ઉદયવંત મૂર્તિ છે. દશમો ચંદ્રમા પોતાના ઘરમાં છે અને ગુરૂ ઉચ્ચ ઠામે છે, એમ ગરોટે કહ્યુ.

*કુંડળી છેક પાનાના ખૂણાપર હોવાથી ઉપરના ૯-૮-૭ આસનો ઘસઇ ગયાં છે, અથવા નહિ સમાવાથી લખ્યા નહિ હોય.

छठ्ठइ मंगल जमलु राहु, विरीनि शरि डावु पाउ ॥ ५९ ॥
लग्न महूरत वेला मांन, कि ठाकुर कि हंशि प्रधांन ।
संतोषिउ जोशी घारि गयु, जन्मयोग महितानि कहिउ ॥६०॥

## ॥ ढाल लोकीक पवाडानी ॥

ल्यावइंरे लक्ष वधामणां, करइ भामणांरे भलां कूंअर काजि तु ।
अहिवि दीइ आसीसडी, हुज्यो चडतु प्रताप तुह्म राजितु ॥६१॥
जोउ जोउ विमल जनम हूउरे, जोउ जोउरे हौआं त्रिभुवनि जांण तु।
जोउ जोउ नांम विमल ठविउ, ए तु वागिलांरे जागिलां ढोल
नीसांण तु । जोउ जोउ विमल० ॥ ६२ ॥

---

૫૯. બધા ક્રૂર ગ્રહ નીચે સ્થાને અને બધા ઉચ્ચગ્રહ ઉચ્ચ સ્થાને પડયા છે. છઠ્ઠા સ્થાનમા મંગળ અને સાથે રાહુ છે, જેથી દુશ્મનોના માથાપર ડાબો પગ છે.

૬૦ લગ્ન અને મુહૂર્તવેળાનું માન એવુ છે કે કાતો કોઈ રાજા થાય કે કાતો પ્રધાન થાય. સંતોષ પામીને જોશી ઘેર ગયો. જન્મયોગ ઉત્તમ છે એવું મહેતાને ( વિમળના પિતાને ) કહ્યુ.

૬૧. અનેક વધામણાં આવ્યાં ને કુવરને માટે કંઈ કંઈ ભામણાં કર્યાં. રાજ તમારો ચડતો પ્રતાપ થજો, એવી (માગણો) એ આશીશ દીધી.

૬૨. જુઓ જુઓ ! વિમળનો જન્મ થયો. ત્રિભૂ

ऊडी गुडी पटकूलनी, त्राटले बांधीयां तोरण बारि तु ।
नाटक नवरस षेलती, नाचइ छइ नान्ही अपछरा नारि तु
॥ जोउ० ६३ ॥
दिनि दिनि दांन दीजइ घणां, ए तु आपणा पुत्र तणी प्रसिद्धि तु ।
सातइ षेत्र सोहावीइ, ए तु वावीइरे रंगि रूडी रिद्धि तु
॥ जोउ० ६४ ॥
फैअर दीजइ फूटडी, ए तु कापडां केतलां काकीनि रेशि तु ।
अमीअ झिरु एणइ मांडवइ. ए तु सूंडले साजनी फोफल
देशि तु ॥ जोउ० ६५ ॥

---

વનમાં જાણુ થયું. 'વિમળ' એવું નામ પાડયું અને જંગી નિશાન ઢોલ વાગ્યાં.

૬૩. અબિલ ગુલાલ ઉડયાં, કીંમતી પટકુળના (ચંદરવા) અને બારણે-ટોલ્લે તોરણુ બંધાયા. નર્તકીઓ (નાટક કરનારીઓ) નવ રસના ખેલ કરવા લાગી, ને બાળવયની વારાંગનાઓ નાચવા લાગી.

૬૪. આપણા પુત્રની પ્રસિદ્ધિ છે, એમ સમજીને દર રોજ અનેક દાન આપવા માંડયાં. આનંદ પૂર્વક પુષ્કળ ધન વાપર્યું અને સાતે ક્ષેત્ર શોભાવરાવ્યાં.

૬૫. ફુટડી ફોઇને કેટલાંએ કાપડાં આપ્યા ને કાકીને રેશમી વસ્ત્ર આપ્યાં. એમને માંડવે અમૃત ઝર્યું, સજ્જનોને ટોપલે સોપારી અપાયાં (ટોપલા ભરી ભરીને આપ્યાં).

करि वडीआई वांकडी, ए तु आंकडी आलडी आंगली रंगि तु ।
वेढला लालडीयालडा, ए तु गालडा लालडा चाहीइ चंग तु
॥ जोउ० ६६ ॥

माउले मोजडी मोकली, ए तु उकलीए रचिउ टोपीनूं तुंग तु ।
टीलइ त्रिभोवन मोहीउं, ए तु जोईउं सोहीउं उदभूत अंग
तु ॥ जोउ० ६७ ॥

यंग मांड्या जगि जागता, ए तु मागता मनह मनोरथ पूरि तु ।
भोजन साजन सामटा, ए तु भांमटां केलव्यां कूर कपूर
तु ॥ जोउ० ६८ ॥

---

૬૬ વડીઆઇ (માની મા) એ સુંદર (અથવા કાનની કડી) હાલરડું અને રંગીત આંગલાં આણ્યાં લાલડીયાલડા (બાળક) ને શોભીતા વેઢ કરાવ્યા. લાલના ગાલ ચાહીય ચગ ?

૬૭. મામાએ મોજડી અને ઓકળી (ટોપીમાંના પટા) એ તારા ટીપકી રચેલી ટોપી મોકલી, જેની ટીલડીએ ત્રિભોવન મોહ પામ્યું જે બધું જેતાં બાળકનું અંગ અદ્દભુત શોભી રહ્યુ.

૬૮. જગતમા જાગતા યજ્ઞ (દાન યજ્ઞ) માંડયા ને માગનારના મનોરથ પૂર્ણ કર્યા. સજ્જનોને અનેક મીજબાનીઓ આપી અને ભાગટાં? કપૂર જેવા કૂર (ભાત) કેળવ્યા.

गुल नि घृत घणां लाहीइ, ए तु वाहीइ अन्न अवारिअ आज तु।
पुत्र जनम राउ जांणीउ, भलू वांणीउ वीरनि विमलि घरि
आज तु ॥ जोउ० ६९ ॥

लोक तणां लक्ष जोइशिइं, भलूं सोहशि जो हशि रूअडूं आज तु।
वांग्नु पुत्र बोलाविवा, ए तु आविवा राउ ते करइ अगाज
तु ॥ जोउ० ७० ॥

## ॥ वस्तु ॥

पुत्र जनमिउ पुत्र जनमिउ. वीर घरि विमल ।
ढमढम ढोल ढमक्कीया, पंच शब्द नीसाहाण गज्जइ,
नव रस नाटक पेषीइ। भरह भेदि भेरिअ वज्जइ ॥ ७१ ॥

---

૬૯. ઘીગોળની ઘણી લાહણી કરી અને અન્ન ઓવારીને અપાયાં. રાજાએ પુત્ર જન્મની ખબર જાણી ને કહ્યુ કે ભલા વાણિયાનું ઘર આજ વિમલ થયું.

૭૦. લાખો લોક કુંવરને જોવા આવ્યા. સુંદર હાસ્ય કરતો કુંવર બહુ શોભવા લાગ્યો. વીરના પુત્રને બોલાવવા (રમાડવા) રાજા આવ્યા.

૭૧. વીરને ઘેર વિમળ પુત્ર જન્મ્યો એથી ઢોલ ઢમક્યાં, પંચ શબ્દે નિશાન વાગ્યાં, નવરસ નાટક થયાં, નાટય ભેદ પ્રમાણે ભેરી વાગી, જન્મ લગ્ન બહુ ઉત્તમ હતું ને તેમાં રાજયોગ

जनम लग्न रुलीआमणउं, राजयोग तेणइ ठाइ।
मंत्रि मुगट मोटउ हशि, कइ को मोटउ राई ॥ ७१ ॥
षंडि षंडि०                    एतलि त्रीजूं षंड वषांणि ॥ ७२ ॥

इति विमल प्रबधे नव षडे कलिकाल वर्णन, उत्तमोत्तम प्रभावक पुरुष नामोच्चारण, नीन, लहिर, वीरचरित्र, विमल जन्ममहोत्सव मंगलगान वर्णन तृतीय षंडं ॥ ३ ॥

श्री ॥ श्री ॥ श्री ॥

---

હતા. તેથી કાં તો મંત્રિમુકુટ થશે ને કાં તો કોઇ મોટો રાજા થશે

૭૨ એ પ્રમાણે લાવણ્યસમય મુનિની વાણિથી ત્રીજો ખંડ પૂરો થયો.



## ॥ षंड चुथउ ॥



### चुपै.

दिनि दिनि वाधइ विमल कुमार, अहनिशि अंगि विमल आचार ।
हरषिइं माता हूलावती, विमल वांणि बोलि भारती ॥ १ ॥
विमल कुमर पुढइ पालणइ, मा हीदोलि ऊलट घणइ ।
हालरडे हूलावि बाल, क्षणि क्षणि आवी करि सभाल ॥ २ ॥
बीज तणउ यम वाधइ चंद, वाधइ विमल लही आणंद ।
जे बोल्या लक्षण बत्रीस, विमल अंगि सोहि निशिदीस ॥३॥

---

### ખંડ ચોથો.

૧ દિન પ્રતિદિન વિમળ કુવર વધવા લાગ્યો. હું-મેશાં તેના શરીરના આચાર ચોખ્ખા હતા (બીજા બાળક રમતાં ગંદાં થાય છે તેવા વિમળ થતા નહોતા). માતા હર્ષથી રમાડતી હતી. વિમળ સરસ્વતીના જેવા બોલ બોલવા લાગ્યો.

૨. વિમળ કુંવર પારણે પોઢે, મા બહુ હોંસભેર હીંદોળે, હાલરડા ગાઇને બાળકને રાજી કરે, ને ક્ષણે ક્ષણે આવીને સંભાળ લે.

૩. જેમ બીજનો ચંદ્રમા ( વૃદ્ધિ પામે છે ) તેમ વિમળ કુંવર વૃદ્ધિ પામતો જોઇને માતા ખુશી થાય છે. (પુરૂ-

सप्त रक्त छ उन्नत मिली, सूक्ष्म पंच दीर्घ ते बली ।
त्रिणि विपुल त्रिणि लघू गंभीर, लक्षण बत्रीसउ ते वीर ॥४॥
हाथ पाय तल लोचन अंति, अधर होठ बोल्या एकंति ।
जिह्वा तालु वीस नष कहइ, सात रक्त सामुद्रिक कहइ ॥ ५ ॥
कक्षा कूष नाक नि हिउं, षंध ललाट सरीषूं कहिउं ।
छ उन्नत भायगनु धणी, ए वांणी सामुद्रिक तणी ॥ ६ ॥
बाहु नेत्र नि अंतजाँनु, नाशा घणउं अंतरूं प्रधान ।
पंच दीर्घ सामुद्रिक कहइ, ते जसवाय अनंतु लहइ ॥ ७ ॥

---

ષના ) જે બત્રીસ લક્ષણ કહ્યાં છે, તે વિમળના અંગમાં સદા શોભી રહ્યા હતાં.

૪. સાત ( સ્થળ ) રાતાં, છ ઉંચાં, પાંચ સૂક્ષ્મ અને પાંચ દીર્ઘ. વળી ત્રણ વિશાળ અને ત્રણ લઘુ તથા ગંભીર. એ પ્રમાણેનાં ચિહ્નવાળો તે બત્રીસ લક્ષણો પુરૂષ.

૫ હાથની હથેળી, પગનાં તળાં, આંખના ખૂણા. બે હોઠ, જીભ, તાળવું અને વીસ નખ, એ સાત અંગ સરખાં –લાલાશવાળાં જોઇએ એમ સામુદ્રિક કહે છે.

૬. કક્ષા, કૂખ, નાક, છાતી, ખંધોલું અને કપાળ એ એ છ સરખાં–ઉચાં ( ઉપસતાં ) હોય તેને સામુદ્રિક ભાગ્યશાળી કહે છે.

૭. હાથ, આંખો, જાંઘો, નાક, અને હૃદય એ પાંચ

अंगुलि पर्व दंत नष वाल, सूक्ष्म देह चंब सुकुमाल ।
लक्षण पंच येह शरि होइ, सामुद्रिक सोभागी सोइ ॥ ८ ॥
जंघ ल्यंग ग्रीवा लघु मान, प्रथ्वीपति ते हुइ प्रधांन ।
सत्त्व नाभि नि स्वर गंभीर. सामुद्रिकि ते बोलिउ वीर ॥ ९॥
मोटउ मस्तक विपुल ललाट, हृदयस्थळ ते पुहलूं पाट ।
सामुद्रिक बोलइ सन्मुषी, ते नर मदा समुहतु सुषी ॥ १० ॥

---

દીર્ઘ ( લાંબાં ) હોય તો તે ઘણો યશસ્વી થાય, એવું સામુદ્રિક કહે છે.

૮. આંગળીનાં ટેરવાં, દાંત, નખ, અને વાળ પાંતળાં તથા શરીરની ચામડી કોમળ એ પાંચ લક્ષણો જેના શરીરે હોય, તેને સામુદ્રિક ભાગ્યશાળી કહે છે.

૯. જાંઘો, લિંગ અને ગળું એ ત્રણ ટુંકાં હોય તે કાતો રાજા ને કાં તો પ્રધાન થાય. તેમજ સત્ત્વ (દ્દઢ મનોભૂમિ), નાભિ, અને સાદ એ ત્રણ ગંભીર હોય તે વીર પુરૂષ થાય એવુ સામુદ્રકિ કહે છે.

૧૦. માથું મોટું, વિશાળ કપાળ, અને હૃદયસ્થળ ઘણુ પહોળું હોય તો સામુદ્રિક સ્પષ્ટ કહે છે કે તે પુરૂષ સકુટુંબ સંપૂર્ણ સુખ ભોગવે.

कलश कमंडल कमल मयूर, पुष्प वृक्ष वारि धनूं पूर ।
अष्टापद अंकुश अभिरांम, चामर छत्र वृषभ श्रीदांम ॥ ११ ॥
श्रीग्रहि आरीसु गिरि छत्र, धज चामर जव वावि पवित्र ।
मकर मच्छ रथ शुक सार्थीउ, काछब शंष शुक्ति हाथीउ॥१२॥
तोरण तुरी थाल अभिषेक, सर कुडल श्रीवत्स विवेक ।
बज्रबंध नि नीवीबंध, बोल्या ऊरध रेष प्रबंध ॥ १३ ॥
हाथ पाय रेषा येह तणी, इणि आकारिइं दीसइ घणी ।
जु बत्रीसइ पूरां नंग, नर लक्षण बत्रीसु चंग ॥ १४ ॥

---

૧૧-૧૨-૧૩-૧૪. કળશ, કમંડળ (સંન્યાસીઓ પાણી પીવા રાખે છે તે અથવા તુમડાના આકારનું પાણી પીવાનું પાત્ર), કમળ, મોર, પુષ્પ, વૃક્ષ, જળાશય, ડામહું, અંકુશ, ચામર, છત્ર, બળદ, ફુલમાળા, મંદિર, આરસો, પવિત્ર છત્ર, ધ્વજા, ચામર, જવ, વાવ, મગર, મચ્છ, રથ, પોપટ, સાથીઓ, કાચબો, શંખ, સીપ, હાથી, તોરણ, ઘોડો, થાળ અભિષેક, બાણ, કુંડળ, શ્રીવત્સ (પગલાનો આકાર), વજ્રના આકારની અને દોરડીના આકારની, એ પ્રમાણે ઉર્ધ્વ રેખાઓનો પ્રબંધ કહ્યો છે, જેના હાથ (ની હથેળી) અને પગ (ને તળીયે) એવી રેખાઓનો આકાર સ્પષ્ટ દેખાતો હોય, ને જો તે બત્રીસે ચિહ્ન પૂરેપૂરાં હોય તો તે બત્રીસ લક્ષણો ઉત્તમ પુરૂષ નીવડે.

पहिलां लक्षण शरनां कह्यां, ७ा लक्षण रेषानां जूआं ।
बत्रीसइ बोल्यां बिहु भेदि, ल॰॰ण प्रीछउ वडइ विछेदि ॥१५॥
ए लक्षण सामुद्रिक तणां, जु शरि लहीइ थोडां घणां ।
तुहि ते नर नहि सामांनि, जै पइसइ प्रथिवीपति कांनि ॥१६॥
सिरनूं मंडन मुष जोईइ, मुषमडण नाकिइं मोहीइ ।
तेहथी निरतां निरषु नयण, चंद्र सूरज शरषां बे रयण ॥१७॥
पहिलूं जोईइ वपुनु वांन, तेह पांहिइं तनु तेज प्रधान ।
तेह थिकी स्वर बोलिउ सार, स्वरथी सर्व जगत्र आधार ॥१८॥

---

૧૫. પ્રથમ કહ્યાં તે શરીરના અવયવોનાં લક્ષણ છે અને પછી કહ્યાં તે રેખાનાં ચિહ્ન જૂદાં છે. બે ભેદે એ દરેક બત્રીસ બત્રીસ બતાવ્યાં છે, તે જૂદાં જૂદાં લક્ષણ વિવેક પૂર્વક જાણવાં.

૧૬ એ સામુદ્રિકનાં લક્ષણ જો શરીર પર થોડાંઘણાં પણ જણાતાં હોય, તો તેને સાધારણ માણસ ધારવો નહિ; તે જઇને રાજાના કાને પેસે ( રાજા જેની વાત સાંભળે એવો રાજદ્વારી થાય ).

૧૭. માથાની શોભા મોંના ચ્હેરા ઉપર અને ચ્હેરો નાક પ્રમાણે શોભે છે. શોભામાં નાકથી ચઢતાં નયન છે, જે ચંદ્ર સૂર્ય જેવાં બે રત્ન છે.

૧૮. પહેલું વપુનું વાન જોવું (અવયવોને ઘાટ જોવો),

राते लोचनि रामा घणी, पीले पद्मा पामइ घणी ।
लंब बाहु ठकराई लहइ, शरि पुष्टउ ते सुषि गहगहइ ॥ १९ ॥
हृदय विसाले भोगी निलउ, मस्तक मोटइ भूपति भलउ ।
पुहली कटि नि पाय विशाल, बहू बेटा सुष सदा रसाल ॥२०॥
अंषि सनेहि कहि सोभाग, दंते सारु भोजन भाग ।
चंब सनेहि सोजि सुकमाल, चरण सनेहि चडण चुसाल ॥२१॥

---

તે કરતાં શરીરનું તેજ પ્રધાન ( વધારે જોવા જેવુ ) છે, તેજ કરતા સાદ વધારે જોવા જેવો છે, કેમકે સાદ ઉપર આખા જગત્‌નો આધાર છે.

૧૯. આંખો લાલ હોય તો તે ઘણી સ્ત્રીઓનો ધણી થાય, પીળી હોય તો લક્ષ્મી ઘણી પામે, હાથ લાંબા હોય તે સાહેબી ભોગવે અને શરીરે પુષ્ટ હોય તે વિદ્યા રૂપ અને ધનથી સુખીઓ નીવડે.

૨૦ હૃદયસ્થલ વિશાળ હોય તે વૈભવ વિલાસ પામે, માથું મોટું હોય તે રાજા થાય, કમ્મર પહોળી ને પગ લાંબા હોય તે ઘણા પુત્ર વાળો અને સદા સુખી થાય.

૨૧. આંખ સ્નેહ ( ચીકાશ ) વાળી હોય તો તે ભાગ્યશાળી નીવડે, દાંત ( નિર્મળ, અડોઅડ, તીક્ષ્ણ અને સરખી દાઢોવાળા હોય ) તો તે ઉત્તમ ભોજન પામે, જેની ચામડી સુંવાળી હોય તે કોમળ શય્યા પામે અને પગ સુંવાળા હોય તેને ચડવાને વાહન મળે.

कांम पषिइ जे काठा पाणि, वाहण विण क्रम कोमल जांणि ।
वांणी सरस वयण उच्चरइ, तेहनां भाग्य भुवनि विस्तरइ ॥२२॥
पुरष समी जल कूंडी भरी, जोय नर बिसारी करी ।
द्रांण नीर जु उछउं थाइ, मानो पेत पुरुष कहिवाइ ॥२३ ॥
गणतां जु पुहचइ येह तणां, अष्टोत्तर अंगुल आपणां ।
शास्त्र तणउ साचउ संकेत, बोल्यु पुरुष प्रमांणउ प्रेत ॥ २४ ॥

---

૨૨. કામ વગર (ઉત્તર ગુજરાનમાં ‘વગર’ ના અર્થમાં ‘પખે’ અથવા પખિઇ શબ્દ વપરાય છે ને સુરત જીલ્લામાં એજ અર્થમાં ‘પાખે’ શબ્દ વપરાય છે.) (મહેનત પડયા વગર) જેના હાથ કઠણ, અને વાહન નહિ હોવા છતાં જેના પગ કોમળ હોય, તેમજ જે રસ ભરી વાણી બોલે, તેનું ભાગ્યભુવન વિસ્તરે (તે ભાગ્યશાળી નીવડે)

૨૩. પુરૂષના માપ પ્રમાણેની કુંડીમાં પાણી ભરીને પુરૂષને બેસાડી જોવો, ( પછી કુંડીમાંથી બહાર નીકળતાં ) જો એક દ્રોણ (પ્રાચીન માપ. ચાર તોલાનો એક પલ, પચાસ પલનો એક આઢક અને ચાર આઢકનો એક દ્રોણ.) પાણી ઓછું થાય, તો તે પુરૂષ પ્રેતપુરૂષ કહેવાય.

૨૪. (પગના અંગુઠાથી શિરોબિંદુ સુધી દોરી માપી લઇને તે દોરી માપી જોવાથી માપ નીકળે.) પોતાના એકસો આઠ આંગળ લંબાઇ હોય તો શાસ્ત્રસંકેતે (શાસ્ત્રની વાણિમાં)

सामुद्रिकनां लक्षण सवां, छइ अधिक अंगिइं अभिनवां ।
दाषिन दया मया नही पार, विमल कुमर ते गुण भंडार ॥२५॥
आधा शशिहर शरषूं भाल, पसु प्रमांण लोचन सु विशाल ।
कमलोदर सुंदर द्दढ कंध, सरला बाहु तणा बे बध ॥ २६ ॥
काला कोमल कुंतल काय, जाडी जंघ पटच्छा पाय ।
कोट कंधनि आवी मिलइ, वांकी भमहि धनुषशूं मिलइ ॥२७॥

---

તે પ્રેતપુરૂષ કહેવાય (પ્રેત શબ્દ શુભસૂચક નથી. જેની લંબાઈ પોતાના ૧૦૮ આંગળ હોય ને ઉત્તમ પુરૂષ છે, એવું બીજા સામુદ્રિક ગ્રંથોમાં કહ્યું છે.)

૨૫. (વિમળના શરીર પર) સામુદ્રિકનાં શુભ લક્ષણો છે એટલુંજ નહિ પણ સામુદ્રિકમાં કહ્યાં છે તે ઉપરાંતનાં બીજાં શુભ ચિહ્નો પણ છે. દાક્ષિણ્ય (ચતુરાઇ), દયા અને સ્નેહ ભરપૂર છે ને સર્વ રીતે વિમળકુંવર ગુણભંડાર છે.

૨૬. અર્ધચંદ્ર જેવું કપાળ, પશુની પેઠે મોટી આંખો, કમળના જેવું પેટ, મજબુત અને સુંદર કંધ તથા સરળ લાંબા બે હાથ છે.

૨૭. વાળ કાળા અને શરીરની પેઠે સુંવાળા, જાડી જાંગો અને સરળ પગ, ગળું ગરદનને આવી મળેલું અને વાંકી ભ્રમર ધનુષ્યમાં ભળે (ધનુષ્ય હોય લાગે) તેવી છે.

सरल नाक शग दीवा तणी, दंतपंति करिमुगतामणी ।
राती जीह अधर गुण घणउ, जांणे रंग प्रवाली तणउ ॥ २८ ॥
पूर्णचंद्र शरषु मुहुवद्ध, कटिनु लंक किहि कवि किशु ।
लंब कर्ण नि सोवर्ण वर्ण, यहि युगतां पहियाँ आभर्ण ॥२९॥
बालक बाला सरिसु रमइ, पुहतु वेगि वरस पंचमइ ।
केथउ कीजइ मूरष पूत्र, विद्या विण न रहइ घरसूत्र ॥ ३० ॥
विद्या रूप करूपां कही, विद्या धन छांनूं छि सही ।
चोर चषार न लेई सकइ, नवि सीदाइ विद्या थकइ ॥ ३१ ॥

---

૨૮. નાક દીવાની શગ જેવું સરળ, ગજમૌક્તિક હાર જેવી દંતપંક્તિ, અને ઘણા ગુણવાળી જીભ તથા હોઠ પ્રવાળના રંગ જેવા રાતા છે.

૨૯. પૂર્ણચંદ્ર ( પૂનેમના ચંદ્ર ) જેવીમુદ્રા, કેડનો વાંક કવિ શું વર્ણવે ? ( બહુ સુંદર. ) કાન લાંબા, સોનાના જેવો શરીરનો વર્ણ છે અને શોભતાં કપડાં પહેરે છે.

૩૦. બાળક બાળકો ભેગો રમે છે, તેને પાંચમું વર્ષ પૂરૂં થયું. મૂર્ખ પુત્રને શું ( સુરત જીલ્લામાં 'કેથુ' શબ્દ વપરાય છે. ) કરીએ ? વિદ્યા વગર ઘરસૂત્ર રહે નહિ.

૩૧. વિદ્યા કુરૂપાનું રૂપ છે, વિદ્યા ગુપ્ત ધન છે, જેને ચોર ચખાર લેઇ જઇ શકે નહિ. વિદ્યા વડે દુખી થાય નહિ.

गांम नगर पांमइ परदेस, विद्या मांनइ नगर नरेस ।
विद्या थकी वाधइ यशवाय, विद्या सर्वे सयोग उपाय ॥ ३२ ॥
नृपथी मोटउ विद्यावंत, ठाकुर ठामि जि मांन लहंत ।
विद्यावंत जिहां जिहां जाइ, तिहां तिहां मांन घणेरां मांहि ॥३३॥
येहनइ दूझइ विद्या गाइ, तेहनइ नवि अहीणउं कहिवाइ ।
जां जीवइ तां दूसइ रही, मूंआ पछी विसूकइ सही ॥ ३४ ॥
पांच वरस बेटउ लालीइ, दस नेसालं संभालीइ ।
वरस सोलमइ पंधिइ रहिउ, बेटउ मित्र समाणउ काहिउ ॥३५॥

---

૩૨. ગામમાં, નગરમાં, કે પરદેશમાં સર્વે ઠેકાણે વિદ્યા વડે યશ વધે, વિદ્યા વડે મોટા રાજા પણ માને (પૂજે), વિદ્યાથી સર્વ લાભ મળે.

૩૩. વિદ્યાવંત પુરૂષ રાજાથી પણ મોટો છે. રાજા તો પોતાના દેશમાંજ માન પામે છે, પણ વિદ્યાવંત જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં અતિશય માન પામે છે.

૩૪. જેને વિદ્યા રૂપી ગાય દૂઝે છે, તેનું કદિ હીણું કહેવાતું નથી. જ્યાં સૂધી જીવે ત્યાં સુધી દૂઝતી રહે ને મુઆ પછીજ વીસૂકે (દૂધ દેતી બંધ થાય. વડોદરાથી ઉત્તરે આખા ગુજરાતમાં 'ગાય વીસુકી ગઇ' 'વહુકી ગઇ' કહેવાય છે. સુરત જીલ્લામાં ઉડી ગઇ કહે છે ).

૩૫. દીકરો પાંચ વર્ષનો થતા સુધી લાડ લડાવીએ,

करु सजाई घरि आपणइ, यम बेटउ नेसालं भणइ ।
महूरत पूछउ पंडित पाशि, वडि महोत्सवि मन उल्हाशि ॥३६॥
तेडी माहाजन दीधूं मांन, आरोगावी आप्यां पांन ।
भरिउ षूंप षूंणालउ षरु, वीरिइं झाझउ कीधु वरु ॥ ३७ ॥
तुरि पलाणी थिउ असवार, भोजिक भाट करइ जयकार ।
माथइ पाटी रूपा तणी, कारि षडिउ सोविन लेषणी ॥ ३८ ॥

---

દશ વર્ષનો થતાં નિશાળમાં રાખીએ અને સોળ વર્ષનો થતાં આપણા ખભા બરાબર આવે એટલે પુત્રને મિત્ર જેવો જાણવો.

૩૬. દીકરો નિશાળે જઇને ભણે એવી આપણે ઘેર તૈયારી કરો. પંડિતને નિશાળે મૂકવાનું મુહૂર્ત પૂછો ને મોટા ઉલ્લાસ ઉત્સવથી નિશાળે મૂકો ( એવું વિમલનાં માતા પિતાએ નક્કી કર્યું ).

૩૭. સદ્‌ગૃહસ્થોને તેડીને માનપૂર્વક જમાડયા ને પાન આપ્યાં. ખૂણાવાળો સુંદર ખૂંપ ભરાવ્યો, વીરે (વિમલના પિતાએ) ઘણો ખર્ચ કર્યો.

૩૮. ઘોડા પર પલાણ નાખીને ( વિમળ ) સવાર થયો, ભોજક ( શ્રાવક લોકોના માગણ ) ભાટ જયજયકાર કરવા લાગ્યા, રૂપાની પાટી માથે મૂકી અને હાથમાં ખડીઓ તથા સોનાની લેખણ લીધી.

गाइ कांमिणि करइ टकोल, विहिस्यां कूंअर तणां कपोल ।
धरइ छत्र चामर बिहु पाशि, पुहुता पंडितनि आवाशि ॥३९॥
पहिलूं सरसति करिउ जुहार, कंठि ठविउ एकाउलि हार ।
पच्छइ लागइ पंडित पाइ, मागइ विद्या विनय पसाइ ॥ ४० ॥
मेहली षीरोदक दसवीस, पंड्यानि मानि होई जगीस ।
पंडित प्रथम भणावइ भले, नेसालीउ जीव नीसले ॥ ४१ ॥

---

૩૯. સ્ત્રીઓ ગીત ગાય ને વિનોદ કરે, કુંવરનાં કપોલ (લમણા) હસ્યાં (કુંવર ખુશી થયો). બે બાજુએ છત્ર ચામર ધર્યાં, એ પ્રમાણે વરઘોડો પંડિતને ઘેર (નિશાળમાં) ગયો.

૪૦. પહેલા સરસ્વતીને જુહાર (પ્રણામ) કર્યા, ને ( સરસ્વતીની મૂર્તિને ) કંઠે એકાવલી હાર પહેરાવ્યો. પછી પંડિતને પગે લાગ્યો ને વિનયથી વિદ્યા પ્રસાદ માગ્યો.

૪૧. દશ વીસ નાળિયેર મૂકયાં ને પંડયા ( પંડિત ઉપરથી પંડયા ) નું મન ખુશી કર્યું. પંડિત પ્રથમ 'ભલે' ( સંસ્કૃત 'ભરે' ઉપરથી પ્રાકૃતમાં 'ર' નો 'લ' થઇ 'ભલે' થયું છે. સોળમા સૈકા પહેલાનાં હસ્તલિખિત પુસ્તકોમાં દરેક ગ્રંથના આરંભે એ સંજ્ઞા લખતા, તેમ દરેક વિદ્યાર્થીને શરૂઆતમાં એ સંજ્ઞા શીખવવામાં આવતી. ખાસ કરીને જૈનોમાં એ રૂઢી હજુ જળવાઇ રહી છે. ) ભણાવે. નિશાળીઆઓનો જીવ નિશાળ.

फूली षडीआ षोला भर्या, नेसालीया अवर परवर्या ।
विद्यानु कीधु आरंभ, जोई महूरतना सवि थंभ ॥ ४२ ॥
पुष्प नक्षत्र दसमी गुरुवार, लग्न चराचर अंश विचार ।
शशि दसमु दसमु रवि योग, नही भरणी भद्रानु भोग ॥४३॥
विद्या आरंभी घरि गयु, दिनि दिनि भणवा उत्सक थयु ।
सकल सूत्र सीप्या सवि अंक, वहिला लाधा लिपिना लंक॥४४॥

---

૪૨. ધાણીનાં ફૂલ વહેંચીને છોકરાઓના ખોળા ભર્યા ને ખડીઆ આપ્યા. ( છૂટી અપાવવાથી ) બીજા બધા નિશાળીઆ ઘેર ગયા ને પંડયાએ ) મુહૂર્તના સર્વ સ્તંભ જોઇને નવા નિશાળીઆને વિદ્યાનો આરંભ કરાવ્યો.

૪૩. પુષ્પ નક્ષત્ર, દશેમ, ગુરૂવાર, ચરાચર લગ્નાંશ, દસમો ચંદ્રમા, દસમો સૂર્ય, એવો શુભ યોગ અને ભરણી ભદ્રાનો કંઈ પણ અવયોગ નહિ (એવા મુહૂર્તે વિદ્યારંભ કર્યો).

૪૪. વિદ્યાનો આરંભ કરીને વિમળ ઘેર ગયો. દહાડે દહાડે ભણવાની હોંસ વધતી ગઇ. ( વ્યાકરણનાં ) સર્વ સૂત્ર અને સર્વ આંક શીખ્યો. લિપિના મરોડ જલદી આવડી ગયા.

## *भुजंग प्रयात छंद.

तारि हंस लिपिभूता, अनिमित्त यक्ष राक्षसी ।
उड्डि कीडी नडी नागरी, पारसी वाणकी लाड लिपि ।
मौलदे सिंधवी यावनी, नारकी द्राविडी मालवी ॥ ४५ ॥
जांणइ संस्कृत प्राकृत शुद्ध, जांणइ सौरसेनि मागद्ध ।
पैशाची अपभूंशी वली, एतलइ ए छ भाषा मिली ॥ ४६ ॥

---

૪૫. તરિહંસ, ભૂત ( પૈશાચી ) લિપિ, અનિયમિત લિપિ, યક્ષલિપિ, રાક્ષસીલિપિ, ઉડ્ડી (ઓઢિયા દેશની) લિપિ, કીડીલિપિ, નડીલિપિ, નાગરી ( બાલબોધ ) લિપિ, પારસીલિપિ, વાણુકી ( વાણિયાના ચોપડા લખવાની અથવા બનારસ તરફની ) લિપિ, લાડ ( ભરૂચ અને તેના પૂર્વ દક્ષિણ પ્રદેશની ) લિપિ, મોલદેલિપિ, સિંધવી ( સિંધની) લિપિ, યાવની ( ગ્રીક ) લિપિ, નારકીલિપિ, દ્રાવિડીલિપિ, અને માળવી લિપિ.

૪૬. સંસ્કૃત જાણે, શુદ્ધ પ્રાકૃત જાણે, શૌરસેની (મથુરાં તરફની ભાષા ), માગધી ( દક્ષિણ વહાડ પ્રદેશની ભાષા ), પૌશાચીઃ—

---

*અમારી પાસેની પ્રતિમા આ છંદ નથી. પાચમા ખંડમા અઢાર લિપિનાં નામ આવે છે, તેમાં ને આમાં ફેર પડતો હોવાથી બીજી ત્રીજી પ્રતિઆંથી એ છંદ અહીં ઉતારી લીધો છે.

नारि पुरुष हय गज वृष छत्र, कुर्कट कांमिणि मणि सुपवि॰
दंड षडग सवि लक्षण लहइ, विद्या वास्तु विचारी कहइ॥४॰
चक्र शकट नि गुरड व्युह, जांणइ रमी रमाडी जूअ।
राजनीति जांणइ जिनधर्म, जांणइ कनक रूप सिधिकर्म॥४॰

---

पांण्डय केकथ बाह्लीक सिंह नेपाल कुन्तलाः।
सुदेष्ण वोट गान्धार हैव कन्नोजनास्तथा॥ ७॥
एते पिशाच देशाः स्यु स्तद्देश्य स्तद्गुणो भवेत्।
पिशाच जातमथवा पैशाची द्वयमुच्यते॥ ८॥

પાંડયદેશ, કેકય, બાહ્લીક, સિંહ, નેપાળ, કુ॰ સુદેષ્ણ, વોટ, કંદહાર, હૈવ, અને કનોજ એટલા પિશ॰ દેશ છે. તે દેશનું તેવા ગુણવાળું હોય છે, તેથી તે પિશ॰ જાત અથવા પૈશાચી બેઉ કહેવાય છે. ) અને અપભ્ર॰ ( ગુજરાત, માળવા વગેરે પ્રદેશની બારમાશતક પહેલ॰ ભાષા) એટલે એ છ ભાષા થાય છે:

૪૭. સ્ત્રી, પુરૂષ, ઘોડા, હાથી, બળદ, છત્ર, કૂ॰ કામિની, અને સુપવિત્ર મણિ તેમજ દંડ, તલ॰ વાસ્તુવિદ્યા એ સર્વનાં શુભ અશુભ લક્ષણ જાણે.

૪૮. ચક્ર, ગાડું, ગારૂડીવિદ્યા અને વ્યૂહ ( ॰ -પ્રસંગની સૈન્યરચના ) જાણે, જુગાર રમીરમાડી જ॰ રાજનીતિ જાણે, જૈનધર્મનું સ્વરૂપ જાણે, અને રૂપું સે॰ સિદ્ધ કરી જાણે ( બનાવી જાણે ).

मंत्र तंत्र औषध ये जडी, जांणइ डाकिणि शाकिणि नडी ।
जांणइ नारि सांगि भोगवी, जांणइ जे सेवक योगवी ॥ ४९ ॥
जांणइ शयन विलेपन वास, जांणइ वैद्यक वचन विलास ।
जांणइ नाच गीत नवरंग, जांणइ नाद भेद सपतंग ॥ ५० ॥
पहिरी जांणइ भूषण वस्त्र, जांणइ सवि अभ्याशी शस्त्र ।
जांणइ अन्न उदक केलवी, पंषी भाषा प्रीछइ नवी ॥ ५१ ॥
जांणइ युद्ध शुद्ध साचवी, जांणइ काव्यकथारस कवी ।
जांणइ नगर मांन षंधार, जांणइ वणिगकला व्यापार ॥५२॥

---

૪૯. મંત્રતંત્ર જાણે, શાસ્ત્રીય ઔષધ અને જડી બુટ્ટી જાણે, ડાકણ સાકણ નડતી હોય તે જાણે, સ્ત્રી સંગ ભોગવી જાણે અને સેવક ( નોકર ) ને રાખી જાણે.

૫૦. ઉત્તમ શૈય્યામાં સુઇ જાણે, સુગંધી લેપ કરી-જાણે, નાચગીતના નવેરંગ જાણે અને નાદ ભેદનાં સાતે અંગ ( સપ્તસ્વર ) જાણે.

૫૧. દાગીના કપડાં પહેરી જાણે, બધાં હથિયાર વાપરી જાણે, અન્ન ઉદક કેળવી જાણે, અને તરેહ તરેહવાર પક્ષીઓની ભાષા જાણે.

૫૨–૫૩–૫૪–૫૫–૫૬–૫૭. યુદ્ધ નીતિ બરાબર સાચવી જાણે, રસ ભર્યાં કથાકાવ્ય કરી જાણે, નગર(વસાવાનું) અને કોટ ( કરાવવા )નું પ્રમાણ જાણે, વાણિયાકળા અને

शाकपाक परि नव नव लहइ, भोजन भाव विविधना कहइ ।
जांणइ जल थंभी जनवाद, जांणइ अवर ऊतारी नाद ॥५३ ॥
जांणइ दांन मांन ऊचित्त, जांणइ तर्क सकल साहित्त ।
जाणइ जे रोपी आरांम, जांणइ नीर करावी ठांम ॥ ५४ ॥
जांणइ गज घोडां षेलवी, जांणइ जे परि परि पल्लवी ।
जांणइ पुप्प तणा विज्ञांन, जांणइ सकल समारी पांन ॥५५॥
जांणइ जे वरतइ चित्रांम, जांणइ रूप कला अभिरांम ।
जांणइ त्रसई लीलावती, जांणइ गणित कला आवती ॥ ५६ ॥
गुणाकार नि भागाहार, जांण्यां लोक तणा व्यवहार ।
जांणइ यंत्र कला जलि तरी, एतलइ कला बहुत्तिरि षरी ॥५७॥

---

વહેપાર જાણે, વિવિધ પ્રકારનાં શાકપાક કરી જાણે, સ્વાદીષ્ટ ભોજન જમીજાણે, જળ થંભાવી જાણે, વાદ કરીને સામાને જીતી જાણે, દાન દઈ જાણે, માન ( અપમાન સમજી કે મેળવી ) જાણે, ખરૂ ( ખોટું પરખી ) જાણે, તર્ક ( કરી જાણે અથવા તર્કશાસ્ત્ર ) જાણે, સર્વ સાહિત્ય જાણે, વૃક્ષ રોપી જાણે, નવાણ કરાવી જાણે, હાથી ઘોડા ખેલવી જાણે, અનેક પ્રકારની પલ્લવી ( સંજ્ઞાથી મનોભાવ જાણવા જણાવવાની યુક્તિ ) જાણે, પુષ્પનાં વિજ્ઞાન ( ફૂલ ગુંથવાં અને તેલ ફૂલેલ બનાવવાં ) જાણે, તરેહવાર જાતનાં પાન સમારી જાણે, ચિત્ર ચિતરી જાણે, મનગમતું રૂપ

जांण्या ।विनय विवेक विचार, जांण्या उत्तमना आचार ।
जांणइ नगर वसावी करी, जांणइ वरतावी घरि भरी ॥९८॥
परि परिनां प्रीच्छां पकवांन, छि लघ वय पण हीआडि सांन ।
पुरुष तणी ये बहुत्तिरि कला, प्रीछ्या सकल शास्त्र आमला ॥९९॥

## दूहा.

विमल कूंअर क्रीडा करइ, रंजइ नव नव लोक ।
नगर मद्धि जिहां नीसरइ, तिहां तिहां नरवर थोक ॥ ६० ॥

---

વધારવાની કળા જાણે, લીવાવતી ( જ્યોતિષ ) જાણે, ગણિત કળા અને પુનરાવર્તન ) જાણે, ગુણાકાર ભાગાકાર જાણે, લોકવ્યવહાર જાણે, યંત્રકળા જાણે, જળમાં તરી જાણે. એ રીતે બહોતેર કળા થઇ, તે બધી વિમળે જાણી.

૫૮–૫૯. વિનય વિવેકના વિચાર જાણ્યા, ઉત્તમ મનુષ્યોના રીતરિવાજ જાણ્યા, નગર વસાવી જાણે, ઘર ભરી જાણે ને વાપરી જાણે, તરેહ તરેહવાર પકવાન જાણ્યાં, ઉંમર નાની છે, પણ બધું મનમાં જાણે છે. પુરૂષની એ બહોતેર કળાઓ અને સર્વ શાસ્ત્રોના મર્મ જાણ્યા.

૬૦. વિમળકુંવર રમત રમે તે જોઇને લોકોને નવો નવો આનંદ થાય. વિમળ નગરમાં ફરવા નીકળે ત્યારે જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં લોકના થોકેથોક ( તેને જોવા ) મળે.

वीरीइं वनिता प्रीछवी, सुतनि सुंपी भार ।
आपणि दीक्षा आदरइ, सहि गुरु सत्थि विहार ॥ ६१ ॥

## ॥ वस्तु ॥

वीर नरवर वीर नरवर, विमल घरभार थिर थप्पी ।
दिइं शीषडी, अवनि वच्छ अन्याय टाले ।
पाप कर्म सवि परहरे, करे पुण्य जिणआंण पाले ।
घर घरणी मोकलावि कारि, वीर मंत्रि लइ दीष ।
करइ विहार विदेसडइ, पालइ सहि गुरु शीष ॥ ६२ ॥

## दूहा.

दिनि दिनि दीसइ दीपतु, यम उदयाचलि भांण ।
विमल पेषि विरी तणां, पोढा पडइ परांण ॥ ६३ ॥

---

૬૧. વીરે ( વિમલના પિતાએ ) છોકરાને માથે ઘરનો ભાર નાખી ને પોતાની સ્ત્રીને તેની ભાળવણી કરી અને પોતે દીક્ષા લઇ ગુરૂ સાથે વિહાર કર્યો. ( ચાલતા થયા. )

૬૨. નરવર વીરે વિમળને માથે ઘરભાર નાખીને શિખામણ દીધી કે વત્સ ! પૃથ્વી પરથી અન્યાય ટાળજે, સર્વ પાપકર્મથી દૂર રહેજે, પુણ્યનાં કામ કરજે અને જિન ભગવાનની આણ પાળજે. સ્ત્રીને ઘેર મોકલીને વીરમંત્રિએ દીક્ષા લીધી અને વિદેશમાં વિહાર કરતા સદ્ગુરૂના ઉપદેશ પ્રમાણે વર્તવા લાગ્યા.

૬૩. જેમ ઉદયાચળ ઉપર સૂર્ય ( ક્ષણે ક્ષણે વધારે

वली विशेषिइ, वहिवशइ, वहिलु वि[illegible]ांन ।
रखे ति राउलि वापरइ, अम टलशि [illegible]ांन ॥ ६४ ॥
इक विरी विष वेलडी, ए बिहु त्रीजी व्याधि ।
जु ऊगंतां छेदीइ, तु शारि हुइ समाधि ॥ [illegible] ॥
वीरमति विरूउं सुणी, बेटा रख्खण काज्ज ।
पट्टण परहूं मेहलीउं, पुहती पीहर मझि ॥ ६६ ॥

---

વધારે તેજ-પ્રતાપથી દીપે છે, ) તેમ વિમળકુંવર દિન પ્રતિદિન દીપવા લાગ્યો. વિમળને જોઇને એના મોટા વેરી-ઓના પ્રાણ પડવા લાગ્યા. ( જીવ ગભરાવા માંડયો ).

૬૪. ખાસ કરી તેઓ એમ વસવસો રાખવા લાગ્યા કે રખે વિમળમંત્રિ રાવળા ( રાજસભા-જ્ઞાતિસભા. કેટલેક ઠેકાણે 'રાવણુ' શબ્દ વપરાય છે.)માં વહેલો વપરાય ને અમારાં અભિમાન ( માન ) ટળે.

૬૫. એક શત્રુ, બીજી વિષવલ્લી એ બે અને ત્રીજી વ્યાધિ એ જો ઉગતાં છેદીએ તોજ આપણાપરની પીડા દૂર થાય.

૬૬. વીરમતિએ વિરૂઉ ( અશુભ ) બોલાતું સાંભળીને પુત્રના રક્ષણ માટે પાટણ છોડી દીધું અને પીયરમાં ગઇ.

## चुपै.

वीरमती तव पीहरि गई, संपति सघली पूठिइं रही ।
साथिइ बेटउ विमलकुमार, जै कीधउ *माउला जुहार ॥६७॥
आगइ भाई घरि अणाथि, आवी बहिनर बेटा साथि ।
मोटा पण मांहिइंथा रलइ, अन्नपांन तु पूरां करई ॥ ६८ ॥
जां पोतइ हुइ पुण्यप्रकास, तां घरि लषिमी लीलविलास ।
पाप तणउ जव पासु पंडइ, तव घरि कूरी कूकस अडइ ॥६९॥

---

૬૭. વીરમતિ પીયર ગઇ ને સંપત્તિ બધી પાછળ પડી રહી. પુત્ર વિમળકુંવર માની સાથે હતો, તેણે જઇને મામાને જુહાર કર્યા.

૬૮. મૂળમાં ભાઇને ઘેર અનાથ (નિર્ધનતા) હતી, તેમાં વળી બ્હેન પોતાના દીકરાને લઇને આવી ! મોટી ઉમરનાં (ઘરડાં) પણ સાથે સાથે મહેનત કરે ત્યારે અન્નપાન પૂરૂં થતુ.

૬૯. જ્યાંસુધી પુણ્યનો પ્રકાશ પહોંચતો હોય ત્યાં સુધી ઘેર લક્ષ્મીની લીલાલહેર હોય છે, પણ જ્યારે પાપનો પાસો પડે છે ત્યારે ઘરમાં કૂર (ભાત) કૂશકાનું પણ અડી પડે છે.

---

*क_ग_च_ज_त_द_प_य અને व એ વ્યજનો अनादि (શબ્દના પહેલા અક્ષર સિવાયને સ્થાને) અને अयुक्त (જોડાયેલા નહિ) હોય તો પ્રાકૃતમા ઘણુ ખરૂં એ વ્યજનો લોપાઇને તેને સ્થાને જોડાયેલો સ્વર માત્ર રહે છે. એ નિયમે સં. मातुलનું माउलो થયું છે.

रहिउ विमल माशूं मुहसालि, चारइ चंचल वच्छर वालि ।
तेणि अवसरि देवी अंबिका, आव्यां छि आरासाणि थिकां ॥७०॥
नव यौवन नवलु संयोग, देषी देवी वंछइ भोग ।
कूंअर कहइ परनारी नीम, अणपराणिइ कुहु मांनू किम ॥७१॥
शील लगइ तूठी अंबिका, त्रिणि वर दीधा पोतिइ थका ।
बांण प्रमांण गाउ ते पंच, हय लक्षणनां लक्ष प्रपंच ॥ ७२ ॥
नव नव रूप निरतिइं निर्मलां, त्रीजी अद्भूत अक्षरकला ।
वर देई देवी संचरी, विमल वधाविउ विद्याधरी ॥ ७३ ॥

---

૭૦. વિમળ કુંવર મા સાથે મોસાળે રહ્યો ને વછેરા-વાળી ઘોડી ચારવા લાગ્યો. તે વખતે આરાસણ (કુંભારીયા)થી અંબિકા દેવી આવ્યાં.

૭૧. બેઉ નવયૌવનમાં હતાં ને નવો મેળાપ હતો, તેથી વિમળને જોઇને દેવીએ તેની સાથે ભોગ કરવાની વાંચ્છા કરી. કુંવર કહે કે મારે પરસ્ત્રીનો નિયમ છે, કહો, વગર પરણેલી સ્ત્રી શી રીતે ભોગવું ?

૭૨-૭૩. વિમળનું શીલ જોઇને અંબિકા તુષ્ટમાન્ થઇ ને પોતાના તરફથી ત્રણ વરદાન આપ્યાં. પાંચ ગાઉ સુધી બાણ જાય, ઘોડાનાં શુભ અશુભ લક્ષણ, દિવ્ય રૂપ રહે અને) અદ્ભુત અક્ષરકળા ( ઘણા સારા અક્ષરો ). એ વરદાન આપીને દેવી ગઇ. વિમળને વિદ્યાધરોએ વધાવ્યો.

कडूआं फल नवि लागइ अंबि, किमहि न लागइ सूंनि संबि ।
मांणिकि मल नवि रहइ लगार, शील न चूकइ विमल कुमार ॥७४॥
शील तणउ महिमा मनि वशिउ, आविउ मंदिरि हैअडि हशिउ।
जो जो पट्टणि एणि प्रस्तावि, वात होई छइ सरल स्वभावि॥७५॥
वासिइं व्यवहारी श्रीदत्त, तेह तणइ घरि झाझउ वित्त ।
श्री बेटी यौवनमय होई, जोशी वीह्वा मेलउ जोई ॥ ७६ ॥
जोशी नगर घणइ आफलइ, मिलता वस निरतु नवि मिलइ ।
जोसी कहि माहिता सुणि वात, लहिर हवु ये जगविक्षात ॥७७॥

---

૭૪. આંખે કડવાં ફળ લાગે નહિ, કદીપણુ સોનાને શ્યામ લાગે નહિ, માણેક પર લગારે મેલ રહે નહિ, ને વિમળકુંવર શીયળ ચૂકે નહિ.

૭૫. ( આ પ્રસંગથી વિમળના ) મનમાં શીયળનો મહિમા વસ્યો અને અંતઃકરણમાં ખુશી થતો ઘેર આવ્યો. આ પ્રસંગે પાટણમાં અનાયાસે વાત થાય છે તે જુઓ.

૭૬. ( પાટણમાં ) શ્રીદત્ત નામનો વ્યવહારીઓ રહે છે, તેને ઘેર પુષ્કળ ધન છે. શ્રી નામની તેની કન્યા યૌવનવતી થવાથી ( તેણે જોશીને કહ્યું કે ) જોશી ! જોઇને વિવાહ મેળવો.

૭૭-૭૮-૭૯. જોશી ઘણાં નગર અફળાયો (અથડાયો), પણ કોઇની સાથે મળતા વસા ( લોકો મળતા વિસેક અથવા

तेह तणउ ये बेटउ विमल, पदम सरोवरि येहवूं कमल ।
तेह तणी ये जनमोतरी, मझ टीपाणि लिषी छि षरी ॥ ७८ ॥
तेह सरसु वीवाह आदरु, वर मोटउ प्रथ्वीपति करु ।
तेह सरसु मिलता वस मिलइ, मनि चिंतव्या मनोरथ फलइ ॥७९॥
रहइ गेहडा घरि माउला, जाउ तह्मे तु ऊतावला ।
वहिला वहिला वाहिलि करु, सुणवई सरसा जोतरु ॥ ८० ॥
छडे पीयाणे रथ संचरइ, षेत्र पाशि देवी स्वर करइ ।
सुणवई ठाहवं वर छि इहां, पणि जै नि ऊतरीइ तिहां ॥ ८१ ॥

---

મળતા વસેક કહે છે ) આવ્યા નહિ. જોશી કહે કે મહેતા વાત સાંભળો ! લહિર નામે જે જગવિખ્યાત પુરૂષ થયો, તેના વંશમાં વિમળ પુત્ર છે, જે પદ્મ સરોવરમાં કમળ હોય તેવો છે. તેની જન્મોત્તરીની ટીપ્પણી મારી લખેલી છે, તેની સાથે વિવાહ કરો, ને મોટો રાજા જેવો વર મેળવો. તેની સાથે વસા મળતા આવે છે, માટે એનાથી મનના મનોરથ સફળ થશે.

૮૦. તે મામાને ઘેર રહે છે, માટે તમે જલદી ત્યાં જાઓ. જલદી જલદી વહેલ તૈયાર કરો, ઘોડા સારા જોડજો.

૮૧. છડે પ્રયાણે ( કોઇ નોકર ચાકર કે ભાર-બોજ લીધા વગર ) રથ હુંકાર્યો. ખેતર ( જે ખેતરમાં વિમળકુંવર કામ કરતો હતો તે ખેતર ) પાસે દેવચકલી

घरि माउला तणइ जव गया, वीरमती तव झांषा थया ।
आगइ अहां रह्या छूं दुषे, रणीउ को आविउ हुइ रषे ॥ ८२॥
मन विण आम्भोषण दिइं घणां, वीरमती मेहलइ बइसणां ।
कुहु व्यवहारी केणइ काजि, तुह्मे पधार्या आणइ राजि ॥८३॥
पुत्र तह्मारु विमल कुमार, होशि अम बेटी भर्त्तार ।
वेगिइं वीह्वा मेलु आज, अह्मारि तुम सरसूं काज ॥ ८४ ॥

---

બોલી, ઘોડા સમજ્યા હતા ('ઠાહવુ" અથવા 'ઠાઉ' શબ્દ "ખબર છે-જાણુવામાં છે" એ અર્થમાં સુરત જીલ્લામાં વપરાય છે.) કે વર અહીં છે, છતાં ત્યાં (ગામમા) જઈને ઉતર્યા.

૮૨. જ્યારે વિમળના મામાને ઘેર ગયા ત્યારે વીરમતિ ઝાંખાં પડી ગયા, (એમને લાગ્યુ' કે) મૂળ તો અહીં દુઃખમાં રહ્યાં છીએ, ને રખેને કોઈ લેણુદાર આવ્યો હોય.

૮૩. વીરમતિએ મન વગર સારો સત્કાર આપ્યો, ને આસન મૂકયું (પછી પૂછ્યુ') કહો શેઠ! શા કામને માટે આવવુ થયુ'! આ તરફ કંઈ તમે પધાર્યા!

૮૪. તમારા પુત્ર વિમળકુ'વર સાથે અમારી દીકરીની સગાઇ કરવી છે, માટે જલદી વિવાહ કરો, એ અમારે તમારા લાયક કામ છે.

## ॥ दूहा. ॥

पांनि अम्हारइ पद्धरइ, रंग तुह्मेन देवाइ।
वीरमती मुषिइं इशूं, अवलूं कथन कहाइ ॥ ८५ ॥
सउणगांठि शेठिइं सबल, बांधी बोलइ तांम ।
हवं महूरत वेला टलइ, निश्चइ कीजइ कांम ॥ ८६ ॥
षेत्रि अछइ वर माउला, पूछ्या विण किम होइ ।
वेगिइ वाहाणि जोतरी, तिहां पुहचइ सहूकोइ ॥ ८७ ॥
वाहाणि देषी आवती, मामा मनि चिंतेअ ।
को लेवा आवइ किशूं, कारण कडब तणेअ ॥ ८८ ॥

---

૮૫. રંગ છે તમને કે તમે અમારો હાથ ઝાલો છો. (શેઠે કહ્યું–) વીરમતિએ આવું બોલવું એ તો અવળું કહેવાય.

૮૬. મજબુત શકુનગ્રંથી બાંધતાં શેઠે કહ્યું, (જ્યારે જ્યારે શુભ શકુન થાય ત્યારે ત્યારે ગાંઠ વાળે) હવે મુહૂર્ત વેળા વીતી જાય છે માટે કામ સિદ્ધ કરો.

૮૭. મોટા મામા ખેતરમાં છે, તેમને પૂછ્યા વગર કેમ થાય? (વીરમતિએ એવું કહેતાં) તરત વહેલ જોડીને બધા ત્યાં (ખેતરમાં) પહોંચ્યા.

૮૮. વહેલ આવતી જોઇને મામા મનમાં વિચાર કરે છે કે, કોઈ કંઈ કડબ લેવાને આવતો લાગે છે!

૮૯. મામાને ખેતરમાં ખાતા જોયા. પરૂણાઓએ પાસે આવીને વિનય વિવેકથી પૂછ્યું:—

भोजन करता माउला, दीठा षेत्र मझारि ।
पासइ आवी परहुणा, पूछइ विनय विचारि ॥ ८९ ॥
जे तुम घरी भांणेज छि, ते सरषुं अम कांम ।
ते तेडु ऊतावलु, विमल विमल जस नांम ॥ ९० ॥

## ॥ चुपै. ॥

साद करइ मामा मन हेजि, कडब मेह्लि आवु भांणेज ।
पडखु मामा मिइं शग भरी, आवूं कलस चडावी करी ॥ ९१॥
आविउ विमलकुमर मलपतु, जांणे शीह गफा मांहि हूंतु ।
उलट भरि आल्यंघन मिल्या, वीह्वा मेलि वेह्वाई वल्या ॥९२॥

---

૯૦. તમારે ઘેર ભાણેજ છે તેમનું અમારે કામ છે, માટે તેમને જલદી બોલાવો; જેમનું નિર્મળ નામ વિમળ છે.

૯૧. મામા મનના હેતથી સાદ કરે ( બોલાવે ) છે, ભાણેજ ! કડબ મૂકીને આવ. ભાણેજે કહ્યું, મામા મેં ( ઓઘો–કુંધવું ) કર્યું છે તે જોઈ જાઓ, ( ઓઘા ઉપર ) કળસ ( શગ ) ચઢાવીને આવું છું.

૯૨. મલપતો વિમળકુંવર આવ્યો, જાણે ગુફાસાંથી સિંહ આવ્યો હોય! ઉલટભેર આલિંઘન કરી મળ્યા અને વિવાહ મેળવી ( નક્કી કરી ) વેવાઈ પાછા વળ્યા.

घरि माउला गया ते वार, भाई बहिनर करइ विचार ।
बीहा विमळ तणउ किम हशि, घरि भांणेजु किंमें परणाशि ॥९३॥
आदि वयर मामा भाणेज आगइ एकवां बोल्यां हेज ।
भांणेजु मांणेयो घरे, मांमा जु सुष वंछउ शरे ॥९४॥
बहिनर बंधव मन उलषइ, भाइ मांहि रहि ते झषइ ।
एता दिन रल्या ते फोक, भाई पांहि भला ते लोक ॥ ९५ ॥
जां धन तां सहू आदर करइ, धन विण छेहा भाई धरइ ।
वरवी बहिन भणइ भाषडी, धन विण परणावा आषाडी॥९६॥

---

૯૩ મામા ઘેર ગયા. ભાઇબહેન વિચાર કરવા લાગ્યાં કે વિમળનો વિવાહ ( લગ્ન ) શી રીતે થશે ? ( મામાને ) ઘેર ભાણેજ શી રીતે પરણશે ( ઘરની આવી સ્થિતિમાં ભાણેજને શી રીતે પરણાવશે ) ?

૯૪ ."આદિવેર મામાભાણેજ" એવું (મામા ભાણેજનું) હેત પહેલેથી કહેવાતું આવ્યું છે. જો મામો પોતાનું સુખ ઇચ્છતો હોય તો તેણે પોતાને ઘેર ભાણેજને લાવવો નહિ.

૯૫. બહેને ભાઈનું મન ઓળખ્યું ને ભાઈભેગાં રહ્યાં તે માટે પસ્તાવો કરવા લાગી. "આટલા દહાડા રળ્યાં તે ફોકટ ગયું, ભાઇ કરતાં તો લોક સારા." (એવું એને લાગ્યું.)

૯૬. જ્યાં સુધી ધન હોય ત્યાં સુધી સૌ આદર કરે ( માન આપે ) ને ધન વગર સગો ભાઈ પણ છેહ દે



जहींइ धन सांपडाशि मज्झ, तहीइं पुत्र परणाविशि तुज्झ ।
इम बोलइ वीरमती मात, यम नवि लाजि ताहरु तात ॥९७॥

॥ वस्तु ॥

कृपण सरज्या कृपण सरज्या सवे धनवंत ।
रयणायर जळ पारपण, कमलनाल कंटके भरियां ।
चिंतामणि पाषाण मइ कल्पवृक्ष काठमि करियां ।
चंद्र कलंकी अवतरिउ, सूरिजनि शीर ताप ।
विमल दरिद्रि देषीउ, विहि विलगाड्यां पाप ॥ ९८ ॥

---

ધૂતકારી કાઢે). બહેન હલકા બોલ બોલી, કે ધન વગર પરણાવાની મારે આખડી (બાધા) છે.

૯૭. પુત્ર! જ્યારે મને ધન મળશે ત્યારે તને પરણાવીશ, કે જે રીતે તારો પિતા લાજે નહિ. વીરમતિ માતાએ એવું કહ્યું.

૯૮. સર્વ ધનવાનને કૃપણ કર્યા, રત્નાકર ( સમુદ્ર ) ના પાણીમાં ખારાશ મૂકી, કમળનાળ કાંટાભર્યાં કર્યાં, ચિંતામણિ ( જે મણિ હાથમાં પકડીને ઇચ્છા કરીએ તે તરત સફળ થાય તે ચિંતામણિ) પથ્થરમય કર્યો, કલ્પવૃક્ષ કાષ્ટમય કર્યું, ચંદ્રને કલંકી ( લાંચ્છનવાળો ) કર્યો, સૂર્યને તાપવાળો કર્યો અને વિમળને દરિદ્રી ( નિર્ધન ) બનાવ્યો, એ વિધિ ( બ્રહ્મા અથવા વિધાતા ) એ પાપ વળગાડયાં છે.

## ॥ चुपै. ॥

धन विण यौवन पावशि पंथ, प्रथम सनेहि वियोग वहंत ।
परवशि रहिवूं पामी मुख्ख, पेषउ पंचइ पोढां दुख्ख ॥ ९९ ॥
विमल प्रभाति गयु निज कांमि, गोरू चारइ सूंनइ गांमि ।
दर देषी षोई लाकडी, नवि पाधरी जाइ वांकडी ॥ १०० ॥
धब धब ढलीया पाछां कीध, प्रगटिउ कनक कलस ते लिद्ध ।
विमलिइ वीरमती करि दिद्ध, चिंतइ मनह मनोरथ सिद्ध॥१०१॥
षंडि षडि छि० एतलइ चुथउ षड वषांणि ॥ १०२ ॥

---

૯૯ નિર્ધનતા, યુવાવસ્થામાં દીર્ઘરોગ, ચોમાસાનો પ્રવાસ, પહેલી પ્રીતિમા વિયોગ, અને પરવશ રહેવુ એ પાંચ મોટાં દુખ જાણવા.

૧૦૦ બીજે દિવસે સવારમાં વિમળ પોતાના કામે ગયો, ને સૂના (ઉજડ) ગામમાં ગાય ચારવા લાગ્યો. (એક ઠેકાણે) દર (પોલુ) દેખીને લાકડી ખોશી તે સીધી ઉતરી નહિ પણ વાંકી ચુંકી પેઠી

૧૦૧. (એકદમ) ધબ ધબ ઢેફાં ઉખડી પડયાં, તે આઘાં કર્યાં, તો અંદરથી સોનાનો કળશ નીકળ્યો, તે તેણે લીધો ને ઘેર જઇને વીરમતિને આપ્યો. એથી મનના મનોરથ સફળ થયેલા માન્યા.

૧૦૨. એ રીતે લાવણ્યસમયની વાણિનો ચોથો ખંડ પૂરો થયો.

इति श्री विमल प्रबंधे नव षंडे लेषशाला करण, १८ लिपि, ६४ कला, ६ भाषाभिधांन, पुरुष सामुद्रिक लक्षण. मातुलगृह गमन, विवाह मेलन, विमल निधांनलब्धधनाधिकारे चतुर्थ षड समाप्तं ॥ श्री ॥ श्री ॥ श्री ॥

## ॥ षंड पांचमउ ॥

## ॥ चुपै. ॥

वीरमती लागी हरषवा, मोकलीया कन्या निरषवा ।
जे डाहा लक्षणना जांण, सामुद्रिक बोल्या अहिनाण ॥ १ ॥
चाल्या अति आडंबर करी, पुहता पट्टणि श्रीदत्त घरी ।
निरषइ कन्या नवलूं रूप, जोइ लक्षण सकल स्वरूप ॥ २ ॥

૧. ( ધન મળેલુ જોઈને ) વીરમતિ ખુશી થવા લાગી ને ડાહ્યા તથા સામુદ્રિક અભિજ્ઞાન (ચિહ્ન)ના જાણ હતા એવા લોકોને કન્યાનું નિરીક્ષણ કરવા મોકલ્યા

૨ કન્યા જોવા જનારાઓ મોટો આડંબર-ઠાઠમાઠ કરીને નીકળ્યા ( પોતાને સાસરે અથવા છોકરાને સાસરે જતાં પોતાની મોટાઈ બતાવવા ઠાઠમાઠ કરવાનો રિવાજ સાધારણ છે. ) પાટણમાં શ્રીદત્તને ઘેર પહોંચ્યા, ત્યા કન્યાનું અદ્ભુત રૂપ અને સામુદ્રિક લક્ષણો જોવા લાગ્યા.

## ॥ दूहा. ॥

चद्‍वदनि चंपक वनी, निर्मल हृदय विशाल ।
रामा राता अधर जस, सपति सुख्ख रसाल ॥ ३ ॥
अंकुश कुंडल चक्र ध्वज, मदिर कुंजर कुभ ।
छत्र कमल हय जम करि, राउ तणइ घरि रंभ ॥ ४ ॥
जस करि रेषा रूअडी, तोरण गढ आकारि ।
वरि आवी कुलि दाशनइ, राणी राज दूआरि ॥ ५ ॥

---

૩. ( હવે પછી કવિ સ્ત્રીના સામુદ્રિક લક્ષણો વર્ણવે છે.) ચંદ્રના જેવા મોવાળી, ચંપાના ફૂલ જેવા વર્ણ-રંગવાળી, જેનુ હૃદય નિર્મળ અને વિશાળ છે એવી તથા જે સ્ત્રીના હોઠ રાતા છે એવી સ્ત્રી જેને હોય તેને ત્યાં સુખસપત્તિ ભરપૂર હોય છે.

૪. જે સ્ત્રીના હાથમા અંકુશ, કુડળ, ચક્ર, ધ્વજા, મદિર, હાથી, ઘડો, છત્ર, કમળ અને ઘોડો હોય તે સ્ત્રી રાજાની રાણી થાય.

૫. જેના હાથમાં તોરણ અને કિલ્લાના આકારની શુભ રેખા હોય, તે દાસ ( ગુલામ અથવા એવી બીજી પરાધીન જીવન ગાળનારી જાતિ ) ના કુળની હોય તોપણ પરણીને રાજદ્વારમાં આવે.

पामइ पति नरपति भलु, पुत्र यणइ ते शूर ।
जस नारी करि निरषीइ, रेषा छत्र मयूर ॥ ६ ॥
मृगनयणी मृगकंधरी, मृगपेटी सुकुमाल ।
हंसगमणि सा सुंदरी, भूपतिनि घरि भालि ॥ ७ ॥
जस शरि केस मिलित हुइ मुषमडणानि मोडि ।
दक्षणवलि नाभी वलइ, पति पामइ विण षोडि ॥ ८ ॥
जेह करि लंबी अंगुली, जेह शरि लबी वीणि,
आय घणउ वल्लभ साहित, घरि धन सहजि प्रवीण ॥९॥

---

૬. જે સ્ત્રીના હાથમા છત્ર અને મોરની આકૃતિની રેખા હોય તે સ્ત્રી રાજાને પરણે અને શૂરો પુત્ર જણે.

૭. મૃગ ( હરણુ ) ના જેવી આંખવાળી, મૃગના જેવા કંધવાળી. મૃગના જેવા પેટવાળી, સુકોમળ હોય તે હંસ ગમની ( હંસના જેવી ચાલવાળી ) સ્ત્રી રાજાના ઘરમાં જો જો ( રાજાને પરણેલી જણાશે).

૮. જેને માથે વાળ સ્નિગ્ધ ( સુવાળા ), મોના ચ્હેરો ઘાટદાર અને નાભિ જમણી પાસે વળખાતી ઉંડી હોય, તે સ્ત્રી ખોડ વગરનો પતિ પામે.

૯. જેના હાથની આગળીઓ લાંબી અને માથે વાળ લાંબા, તે સ્ત્રી પોતાના પ્રિય પતિ સાથે લાંબુ આયુષ્ય ભોગવે, અને તે બુદ્ધિશાળી તેમજ ધનવંત થાય.

कृष्ण सरीषी सामली, गोरी चंपक वांनि ।
अंग वदन कर कोमलां, झीलइ रंग निधांन ॥ १० ॥
कनक कमल पाहि पंगली, देहकंति झलकंति ।
मणि मांणिक सोवन तणां, घण आभरण लहंति ॥ ११ ॥
हसतां निलवटि साथीउ, जेह नारीनि थाइ ।
गजरथ घोडां प्रीय घरे, सहस ठामे बंघाइ ॥ १२ ॥
डावइ पासइनइ गलइ, लंछण होइ घणेइ ।
कइमस तिलक ते कामिनी, पाहिलउ पुत्र यणेइ ॥ १३ ॥

---

૧૦. જે શ્રી કૃષ્ણુનના જેવી સામળી, અથવા ચંપાના ફૂલ જેવા વર્ણવાળી હોય અને જેનાં સર્વ અંગ, તેમજ હાથ કોમળ હોય, તે સુખ સમુદ્રમાં ઝીલે (ઘણી સુખી થાય)

૧૧. જેના દેહની કાન્તિ કનક કમળ જેવી પીળાશ પડતી, ઝળકતી હોય–તે સ્ત્રી મણિ, માણેક તથા સોનાનાં ઘણા ઘરેણાં પામે.

૧૨. જે સ્ત્રીને હસતાં કપાળે સાથીઓ પડતો હોય, તે સ્ત્રીના પતિને ત્યાં હાથી, ઘોડા, રથ વગેરે વાહન હજાર તરફ બંધાય.

૧૩. જે સ્ત્રીના ગળાની ડાબી બાજુએ કંઇ લાખુ અથવા મસો કે તલ હોય તે સ્ત્રી પહેલા ગર્ભે પુત્ર જણે.

अंग अलप परशेव जस, अलप रोम शरि जास ।
निद्रा भोजनि थोडली, उत्तम लक्षण तास ॥ १४ ॥
विनयवती नि कुलवती, शीलवती सुविचारि ।
परथल पुण्यिइं पामीइ, कलावती घरि नारि ॥ १५ ॥
सत्थल कदली थंभ जस, करचरणे नही रोम ।
विपुल गुह्य मणि गूढ जस, निलवटि लिद्धउ सोम ॥ १६ ॥
कटि लकि उन्नत हृदय, पुष्टउ पश्चम भाग ।
नारि इशी नर आदरु, यम हुइ लपिमी लाग ॥ १७ ॥

---

૧૪ શરીરે પરસેવા થોડે, રૂંવાટા થોડા અને ઉંઘ તથા આહાર થોડો હોય તે તેનાં ઉત્તમ લક્ષણો કહેવાય.

૧૫. સારા કુળ ( સારા વંશમા ) જન્મેલી, નમ્રતા ભર્યાં વર્તનવાળી, શીલ ( સદાચરણ ) થી ચાલનારી, સદ્‌વિચારવાળી, તેમજ ( ગાવું વગાડવું વગેરે ) કળાઓ જાણનારી કુલસ્ત્રી પરભવનું પુણ્ય હોય તોજ મળે.

૧૬-૧૭. હે નર! જેની સાથળ (જંઘા) કેળના સ્તભ જેવી, જેના હાથપગે રૂંવાટાં નહિ, અને જેની યોનિનો મણિ ગૂઢ, કપાળ ચંદ્રમાના જેવું, કેડ પાતળી, હૃદય ( છાતીનો ભાગ ) વિશાળ પુઠભાગ પુષ્ટ (ભરાવાદાર), એવી સ્ત્રી પરણ કે જેથી લક્ષ્મી પામે.

सत्थल होठ पयोधरिइं, रोमराय घण हुंति ।
जस मुष पलीए पांडरूं, वहिलउ कंत हणंति ॥ १८ ॥
जाडी जंघा येह तणी, कि विधवा कि दाशि ।
कि दारिद्रिणि दुक्खिणी, रामा हृदय विमांशि ॥ १९ ॥

॥ चुपै ॥

जेहनइ पूठिइ हुइ आवर्त्त, ते मारइ पोतानुं भर्त्त ।
नाभि तणां आवर्त्त विचारि, मारइ देव समउ भर्त्तार ॥ २० ॥
कटि आवर्त्त हुइ येह तणइ, ते चालइ छंदिइ आपणइ ।
बोली बाला त्रिहु प्रकारि, परषीनि परणउ संसारि ॥ २१ ॥

---

૧૮. જે સ્ત્રીની સાથળો ઉપર, હોઠ ઉપર અને સ્તન ઉપર ઘણાં રૂંવાટાં હોય, તેમજ જેનું મોં ધોળા વાળને લીધે ધોળું લાગતું હોય, તે સ્ત્રી થોડા વખતમાં ધણીને મારી નાખે છે (થોડા વખતમાં તેનો ધણી મરી જાય છે).

૧૯. જે સ્ત્રીની જાંગો બહુ જાડી હોય, તે કાં તો વિધવા થાય ને કાં તો દાસી થાય; અથવા એવી સ્ત્રી દારિદ્રિણી અને દુખી થાય એમ સમજી લેવું.

૨૦. જેની પૂઠે ભમરો હોય તે પોતાના પતિને મારે, તેમજ નાભિએ ભમરો હોય તો તેનું ફળ પણ દેવ જેવા ધણીનો નાશ કરનારૂં નીવડે.

૨૧. જે સ્ત્રીની કેડે ભમરો હોય તે સ્ત્રી પોતાને છંદે

लंब ललाट उदर भग जास, ससरु देउर वर विणास ।
सामुद्रिकनी मांने शीष, कि छंडे कि पडाशी भीष ॥ २२ ॥
लंब ललाट ससरु सिंहार, लंबोदर देउरनि भार ।
लंब भागिइं पति जाइ मरी, राक्षस रूपि नारि अवतरी ॥२३॥

---

ચાલે (મનસ્વી વર્તનની થાય), (ખોટા ચિહ્ન વાળી) કન્યાઓ ત્રણ પ્રકારની કહી છે, માટે હે સંસારીઓ! તેની પરીક્ષા કરીને પરણો.

૨૨. જેનું કપાળ, પેટ અને યોનિ લાંબાં હોય, તેના સસરા, દીયર અને વરનો નાશ થાય, માટે જો સામુદ્રિકની શિખામણ માને તો એવી સ્ત્રી કાં તો તજી દેવી અથવા જે સંકટ આવી પડે તે સહેવું.

૨૩. લાંબા કપાળથી સસરાનો સંહાર થાય, લાંબા પેટથી દીયરને માથે ભાર રહે, અને લાંબા ભગથી ધણી મરી જાય. (બૃહત્ સંહિતામાં प्रलंबिनि देवरं ललाटे श्वशुरंहं त्युदरे स्फिजोः पतिंच। લાંબા લલાટથી દીયરનો, લાંબા પેટથી સસરાનો અને લાંબા ઢગરાથી (स्फिच् શબ્દનો અર્થ અમરકોષમાં कटिस्थ मांसपिंडयोः એવો આપ્યો છે) પતિને હણનારી થાય એમ કહ્યું છે.) એવી સ્ત્રી તે સ્ત્રીરૂપે રાક્ષસીએ જન્મ લીધો છે એમ જાણવું.

लंब होठ जिह कालु छरु, पीली आंषि साद घोघरु ।
अति गोरी अति सांमालि नारि, वरये छु मांणे संसारि ॥२४॥
हसतां गाले षाडा पडइ, रामा रंगि रमलि ते चडइ ।
चालंतां भुइ कंप अपार, कामिणि वयर तणी करणारि ॥२५॥
पाय तणी विचिली आंगली, टूंकी भुइ साथिइं नवि मिली ।
ते दोभागिणि जाते दीहि, असती मांहि कढावि लीह ॥२६॥
अनामिका पगनी अंगुली, टिचांगुलीनि पासि मिली ।
जेहनइ टूंकी उन्नत रहइ, भर्त्ता नारि अनेरु लहइ ॥ २७ ॥

---

२४. જેના હોઠ લાંબા અને જીભ કાળી ઠીકરા જેવી હોય, આંખો પીળી અને સાદ ઘોઘરો હોય, તેમજ જે બહુ ગોરી કે બહુ સામળી હોય, એવી છ પ્રકારની સ્ત્રી તજી દેવી (પરણવાની હોય તો) લાવવી નહિ.

૨૫. જે સ્ત્રીને હસતાં ગાલે ખાડા પડતા હોય, તે સ્ત્રી રંગ રમવા રમણે ચઢે (વ્યભિચારી થાય), અને જે સ્ત્રી ચાલતાં ભોંય કંપતી હોય તે સ્ત્રી વેર કરાવનારી નીવડે.

૨૬. જેના પગની વચલી આંગળી ટુંકી હોય ને જમીન સાથે અડતી ન હોય, તે દુર્ભાગિણી સ્ત્રી જતે દિવસે અસતીમાં પોતાનું નામ નોંધાવે (વ્યભિચારિણી ગણાય).

**૨૭. જે સ્ત્રીના પગની અનામિકા આંગળી જે ટચલી**

अंगूठानि पासि अडी, एक टूंकी नि उन्नत चडी ।
ते अंगुलिनु करिउ विचार, नारी नवि मांनइ भर्त्तार ॥ २८ ॥
कही कनिष्टा टची आंगली, उन्नत भुइ न लागइ वली ।
कुमरीपणइ जार जांणेइ, यौवन मइ मांणिशि संदेह ॥ २९ ॥
अति ऊची अति नीची वली, जति जाडी नि अति दूबली ।
अति गोरी अति काली नारि, ते अंगणि आपणइ निवारि ॥ ३० ॥

---

આંગળીની પાસે છે તે, જેને ઉંચી રહેતી (બીજી આંગળી-ઓની પેઠે જમીનને અડતી હોય નહિ), તે સ્ત્રી અને તેનો ધણી જૂદાં પડશે એમ જાણવું.

૨૮. પગના અંગુઠાની પાસેની આંગળી ( બીજી આંગળીઓના પ્રમાણમાં ) ટુંકી હોય ને જમીનથી ઉંચી રહેતી હોય, તો તે આંગળીનું ફળ એ છે કે સ્ત્રી ધણીને માને નહિ ( ગાઠે નહિ ).

૨૯. કનિષ્ઠિકા જે ટચલી આંગળી કહેવાય છે, તે ઉંચી રહેતી હોય, જમીનને અડતી ન હોય તો તે સ્ત્રી કુંવારી છતાં જાર કરનારી અને યુવાનીમાં પણ તેવીજ નીવડે, એમાં સંદેહ રાખવો નહિ.

૩૦. પ્રમાણ કરતાં વધારે ઉંચી, બહુ નીચી, બહુ જાડી, બહુ દુબળી, બહુ ગોરી અને બહુ કાળી સ્ત્રી આપણા આંગણાથી દૂર કરવી ( એવી સ્ત્રી પરણવી નહિ ).

काकजंघ नारी म न राषि, घोघर सर नि पीली आंषि ।
जु पति गाढउ जु ठउ थाइ, मारइ दस मसवाडा माहि ॥३१॥
अंग अघोर नाक वांकडु, छापर पग मुहडूं सांकडूं ।
ऊभी रहि जिशी त्राजूई, वनिता विर काजि घरि होई ॥३२॥
पीलूं वदन देह भूतडूं, जांणे रोमरायनूं थडूं ।
राय तणइ घरि जाई होइ, दासपणउं पण पामइ सोइ ॥३३॥

---

૩૧. કાકજંઘ (?) સ્ત્રી ન રાખવી, તેમજ ઘોઘરા સાદની અને પીળી આંખોવાળી (સ્ત્રી પણ ન રાખવી), જો પતિ એવી સ્ત્રી રાખવાની મૂર્ખાઈ કરે તો તેને દશ મહિનામાં મારી નાખે (સ્ત્રીનાં અશુભ ચિહ્નોથી ધણી મરી જાય).

૩૨. જેનાં અંગ (અવયવો) ભયંકર, નાક વાંકું, છાપર પગ (લોકો છપ્પરપગી કહે છે તે–સુપડાની પેઠે પગનો પાછલો ભાગ સાંકડો અને આગળનો ભાગ બહુ પહોળો હોય તેવી), મોં સાંકડું, અને ઉભી રહેતાં ત્રાજવાંના જેવી જણાય એવી સ્ત્રી વેરભાવે ઘરમાં હોય.

૩૩. જેનું મોં પીળું, દેહ ભૂંખરો અને ખરબચડો, જાણે રૂંવાટાંનું થડીયું (રૂંવાટાં અતિશય) હોય એવી સ્ત્રી રાજાને ઘેર જન્મી હોય તોપણુ તે દાસપણું પામે (દાસી થાય).

वदनमांनि जांणेयो गुह्य, गुह्य सरीषां नयणां बुज्झि ।
यस्यां नयण तिशु आचार, हस्त बाहु क्रम जंघ विचार ॥३४॥
करनइ मांनीइं पगनु रंग, बाहु मांन जांणेज्यो जंघ ।
हृदयस्थल शरषु शणगार, सत्त्व मांनि पामइ परिवार ॥३५॥
अति लांवु नि अति कूबडु, अति जाडु नि अति दूबलु ।
अति गोरु नि कालिं वांनि, ए छि भग दोभागी मांनि ॥३६॥
काछबपूठि यशु गजषंध, अति संकोच पदमनु गंध ।
अति उन्नत नि वृत्ताकारि, छ भग शुभ बोल्या संसारि ॥३७॥

---

૩૪. મોના પ્રમાણમાં ગુહ્ય જાણવું અને ગુહ્યના સરખાં નેત્ર જાણવાં; જેવી આંખો તેવું વર્તન સમજવું, તેમજ હાથ અને બાહુ પ્રમાણે અનુક્રમે જાંઘનું પ્રમાણ જાણવું.

૩૫. હાથના જેવું પગનું સ્વરૂપ અને બાહુના પ્રમાણમાં જાંઘનું સ્વરૂપ સમજવું. હૃદયસ્થળ જેવો શણગાર અને સત્ત્વ પ્રમાણે પરિવાર પામે.

૩૬. બહુ લાંબું, બહુ કુબડું, બહુ જાડું, બહુ દુબળું, બહુ ગોરૂં, અને બહુ કાળાશપડતું, એ છ ભગ દુર્ભાગી (અશુભ) જાણવાં.

૩૭. કાચબાની ઢાલ જેવું, હાથીના કુંભસ્થળ જેવું, ઘણું સંકુચિત, કમળના જેવી ગંધવાળું, ઘણું ઉંચું અને ગોળાકાર એ છ ભગ સંસારે શુભ કહ્યાં છે.

लांबे दांते लहिडि मिली, काकस्वरा नि ऊछांछली ।
हाथ पाय डूंटी पांगली, परण्या विण अणपरण्यां भली ॥ ३८ ॥
थोहरपाए नि थोबडी, बांगड बोली नि बोबडी ।
बाडी बरडी नि बलबली, बिठइ नाकि म आंणे वली ॥३९
चोषभंडि चंचलि चीपडी, सापिणि सुंषिणि सूंचिणि शडी ।
भाइ विण भाडि भूंडा तणी, नारि म आणिशि ते निर्गुणी॥४०॥

---

૩૮. લાંબા દાંતવાળી, લાહિડિ (?) કાગડાના જેવા સાદવાળી, ઉછાંછળી, હાથ, પગ અને ડૂટી એ અંગ બરાબર ન હોય એવી લાડી (કન્યા) મળે તો તે પરણ્યા કરતાં ના પરણવી સારી.

૩૯. થોરપગી (ફાફૂડીયા થોર–થોરી–ના આકારના પગવાળી), થોબડી (?), બાંગડબોલી (તિરસ્કાર ભર્યું બોલનારી), બોબડી, બાડી, ખૂંધી, બડબડાટ કરવાની ટેવવાળી અને બેઠા નાકવાળી સ્ત્રી લાવવી નહિ.

૪૦ ચોખભંડી (?), અનિશ્ચિત વિચારની, ચીપડી, સાપણવાળી, હુંછી વાળવાળી, ગોબરી અને કોહોવારાના રોગવાળી, તેમજ ભાઇ વગરની, લડકણી, ભૂંડાને ત્યાં ઉછરેલી, અને નગુણી (ગુણ કર્યો હોય તેની દરકાર નહિ કરનારી) સ્ત્રી આણવી નહિ.

हड हड हसइ भूड परि भसइ, डोले डारइ धूंघडि धसइ ।
लंपटि लोक न आणइ लाज, ते परण्यानूं केहूं काज ॥ ४१ ॥

हींण षीण दीणां दासनां, ते अपलक्षण नही आसना ।
जे जे लक्षण नारी तणां, श्रीनि अंगि वसइ ते घणां ॥४२॥

कदली थंभ जंघ जूअली, दंतपंति ते दाडिम कुली ।
पुष्टा गाल लाल आंषडी, राता अधर मधुर भाषडी ॥ ४३ ॥

---

૪૧. ખડખડાટ હસનારી, ભૂંડની પેઠે ભસનારી (ઘુરકનારી), ડોળ કરનારી, ધમકાવનારી, ધૂંબડી ( ક્રોધી ), સામી થનારી, લંપટ, અને લોકલાજ નહિ રાખનારી સ્ત્રી પરણ્યાનું શું કામ (શા માટે પરણવી ) ?

૪૨. હીણુ ( કોઈ અંગ ન હોય ), ક્ષીણુ ( કોઇ અંગ બહુ ક્ષીણુ હોય ), કોઇ અગ કદરૂપું હોય, એવાં અપલક્ષણ સારાં નહિ. ( બૃહત્ સંહિતામાં સામુદ્રિક લક્ષણો આપીને છેવટે કહ્યું છે કે "प्रायो विरूपासु भवन्ति दोषा यत्राकृतिस्तत्र गुणा वसन्ति ॥ ७०–२३" ઘણુંખરૂં વિરૂપ એ દોષ રૂપ નીવડે છે, ને જ્યાં આકૃતિ ( સૌંદર્ય ) ત્યાં ગુણ વસે છે) સ્ત્રીનાં જે જે શુભ લક્ષણ તે તે બધાં શ્રીના શરીરમાં ભરપૂર જણાયાં.

૪૩. યુગુલ (બેઉ) જાંઘો કેળના સ્તંભ જેવી, દંતપંક્તિ દાડિમની કળી જેવી, ગાલ ભરાવદાર, આંખ લાલ, હોઠ રાતા, અને વાણિ મીઠી.

हरि लंकी हींडि मलपती, गजबज हंस हरावि गती ।
रूपिइं रंभा कि रोहिणी, कि इंद्राणी कि मोहिनी ॥ ४४ ॥
अमरी कुमरी जे उर्वशी, नागलोकनी नारी यशी ।
जोतां रूप न आवइ पार, उरि पहिरिउ एकाउलि हार ॥४५॥
वीणिदंड लंब लहलहइ, रूपि न रांणी पासिइं रहइ ।
कांने जाडित षरी षीटली, झबकि झालि हाथि बीटली ॥ ४६ ॥
नांमी पनुती श्री सुंदरी, सामुद्रिकने लक्षणि करी ।
पूछइ बोल जि के आकरा, ते ते ऊत्तर आपइ षरा ॥ ४७ ॥

---

૪૪. સિંહના જેવી કેડવાળીની મલપતી ચાલ, હાથી અને હંસની ચાલને પણ હરાવે. રૂપમાં તો અપ્સરા (ઇંદ્રની વારાંગનાઓ), રોહિણી (ચંદ્રની સ્ત્રી), ઇંદ્રાણી, કે મોહની (દૈત્યોને છેતરીને અમૃત લઈ લેવા વિષ્ણુએ સ્ત્રીનું રૂપ લીધું હતું તે), દેવકુમારી ઉર્વશી, અથવા નાગલોકની સ્ત્રી જેવી. રૂપ જોતાં પાર આવે નહિ (આંખ થાકે નહિ), તેણે છાતી-પર એકાવલી હાર પહેર્યો હતો.

૪૬. વેણિદંડ (ગુંથેલો ચોટલો) લાંબો લહેકી રહ્યો હતો. રૂપ જોતાં રાણી પણ તેની પાસે (હરીફાઈમાં) ટકી શકે નહિ. કાને જડાવવાળી ખીંટલી અને ઝાલ ઝબકતી હતી અને હાથે વીંટી પહેરી હતી.

૪૭. આ સુંદરીનું પનોતું નામ 'શ્રી' હતું, સામુદ્રિક

गीत गांन नि नाटक कला, धर्म नीम ते जांणइ भला ।
मंत्र तंत्र जांणइ विज्ञांन, जांणइ ताल तणां सवि मांन ॥४८॥
जांणइ उचित कला जि चित्र, जांणइ वचनभेद वाजित्र ।
जांणइ ज्ञांन क्रिया ये दंभ, जांणइ ये वरतइ जल थंभ ॥४९॥
मेघवृष्टिना जांणइ मर्म, जांणइ जल आकर्षण कर्म ।
वनरोपन गोपन आकार, जांणइ जे जे धर्म विचार ॥ ५० ॥

---

લક્ષણ જોતાં તે ખરેખરી લક્ષ્મીજ હતી. નિરીક્ષકોએ કન્યાને જે જે અઘરા પ્રશ્ન પૂછયા તે તે દરેકના શ્રીએ ખરા ઉત્તર આપ્યા.

૪૮. ( હવે કવિ સ્ત્રીની ૬૪ કળા ગણાવે છે.) ગીત, ગાન અને નાટકની કળા, તેમ ઉત્તમ ધર્મનીમ જાણે, વળી મંત્ર, તંત્ર અને વિજ્ઞાન જાણે, તાળનાં સર્વ માન જાણે.

૪૯. ઘટતી કળાઓ જાણે, ચિત્રકળા જાણે, વચનભેદ (વાણિનો મર્મ) જાણે, વાજું વગાડી જાણે, જ્ઞાન, ક્રિયા અને દંભ (કરી અથવા પરખી) જાણે, જળ થંભાવી (વહેતું પાણી અટકાવી) જાણે.

૫૦. મેઘવૃષ્ટિના મર્મ ( વરસાદ વરસશે કે નહિ અને ક્યારે તથા કેટલો વરસશે તે ) જાણે, જળઆકર્ષણકર્મ જાણે, ઝાડ રોપી જાણે, આકાર છુપાવી જાણે, ધર્મના દરેક સિધ્ધાંત જાણે.

शकुनशास्त्र जांणइ गुरु थकी, जांणइ वांणि ये देवकी ।
जांणइ वस्तु वधारी वांन, जांणइ मधुरां रांधी धांन ॥ ५१ ॥
जांणइ सोना रूपा सिध्धि, आपइ हीअडि ऊत्तर बुध्धि ।
जांणइ मंडावी प्रासाद, जांणइ करी वितंडावाद ॥ ५२ ॥
हयलक्षण सामुद्रिक भणी, जांणइ गति जे लीला तणी ।
जांणइ तेल सुगंधां करी, करइ परीक्षा जे गजतुरी ॥ ५३ ॥
सारि पाशि रमतां रंग वडु, जांणइ जे खूंदी गरवडु ।
करलाघव बोलइ पडवडी, भोजन परि जांणइ चडवडी॥ ५४ ॥

---

૫૧. ગુરૂ પાસે શીખેલું શકુનશાસ્ત્ર જાણે, દેવની વાણિ જાણે, વસ્તુનું ( અથવા વપુનું ) રૂપ વધારી જાણે, મધુરી રસોઇ કરી જાણે.

૫૨. સોનું રૂપું બનાવી જાણે, પોતાના હૈયાની બુદ્ધિથી ઉત્તર આપી જાણે, સારાં મકાન બંધાવી જાણે, વિતંડાવાદ (તત્ત્વ નક્કી કરવાના હેતુથી નહિ, પણ સામાને થકવી નાખવાને માટે કરવામાં આવતો વાદ) કરી જાણે.

૫૩. ઘોડાનાં સામુદ્રિક લક્ષણ જાણે, લીલાવતી ગણિત જાણે, સુગંધીવાળાં તેલ બનાવી જાણે, હાથી ઘોડાની પરીક્ષા કરી જાણે.

૫૪. પાસાથી સારી રીતે બાજી રમીજાણે, ગરબે ખૂંદી ( ગુજરાતના ઘણા ભાગમાં માટલી લઈને અને માતા(જવારા)

जांणइ वणिजकलाना देष, जांणइ पहिरी नव नव वेष ।
नयणे सन्या सघली लहइ, मुषमंडन घरमंडन लहइ ॥ ९५ ॥
गूंथइ वीणि फूल फूटरां, जांणे कथन कहीशि घणां ।
आणइ उगति अनेरा मांहि, ऊत्तर देतां वार न लाइ ॥ ९६ ॥
देश देशनी भाषा भणइ, वैद्यकला लहि डाहिमपणइ ।
जांणइ लोक तणा व्यवहार, जांणइ पहिरी सवि शणगार ॥९७॥
लहि हीयाली अंक अनेक, जांणइ वीणानाद विवेक ।
पर रंजन अंजनना योग, चुराशी आसनना भोग ॥ ९८ ॥

---

લઇને ઘુમે છે તે અથવા ગરબે ફરીને ગાવું તે ) જાણે, હુસ્ત લાઘવ જાણે, ભોજન વિધિ જાણે. મનના ભાવ સ્પષ્ટ અને સરળ રીતે બોલી જાણે.

૫૫. કયા દેશમાં કયો વ્યાપાર ચાલે એવો છે તે જાણે, નવા નવા વેશ પહેરી જાણે, આંખના ઇસારા સમજી શકે, મુખમંડન (મોંનો ચ્હેરો ઇચ્છાનુસાર શોભાવી) જાણે, ઘર માંડી જાણે.

૫૬. ચોટલો અને ફૂલના શણગાર ગુંથી જાણે, ઘણાં કહેવત કહી જાણે, જુદી પડતી વાતને પોતાની વાતમાં ભેળવી જાણે, તરત જવાબ દઇ જાણે, ( હાજર જવાબીપણું. )

૫૭. દેશ દેશની ભાષા બોલી જાણે, ડહાપણથી વૈદ્યકળા જાણે, લોક સાથેના વ્યવહાર જાણે, સર્વ શણગાર પહેરી જાણે.

૫૮. અનેક અંક સંજ્ઞા જાણે, સારી રીતે વીણા વ-

जांणइ बाल चाल हेलवी, जांणइ करि कुंकम केलवी ।
जांणइ सोविन वर्ण विवेक, लिपि अष्टादश लहि अशेष ॥५९॥
लाडी चोडी नि सोरठी, हाडी महयोधी मरहठी ।
कर्णाटी काह्नडी डाहली, लिपि मागधी ससी सिंगली ॥ ६० ॥
खुरासाहाणी गुर्जरि कूंकणी, हम्मीरी परतारी भणी ।
मालवनी लिपि लहइ विचार, बोलि लिपि एतलइ अढार ॥६१॥

---

ગાડી જાણે, બીજાને રંજન કરનારા અંજનના યોગ (અમુક આંજવાથી અમુક વશ થાય એ) જાણે, ભોગનાં ચોરાશી આસન જાણે.

૫૯. બાળકને હેળવી (પોતાના તરફ પ્રીતિવાળું કરી) જાણે, તેને ચાલતાં શીખવી જાણે, પોતાના હાથે કંકુ કેળવી જાણે, સોના વગેરેની કસોટી કરી જાણે, પૂરેપૂરી અઢારે લિપિ જાણે.

૬૦ લાટી (લાટ દેશ—ભરૂચની પાસેની), ચોડી (હાલના તંજાવરની આસપાસના પ્રદેશની. એના પ્રાચીન રાજકર્તાઓનાં નામમાં 'ચોડદેવ' શબ્દ જોડાયેલો છે), સોરઠી, હાડી (બુંદીકોટા પાસેની), મહયોધી (મથુરાંની આસપાસની), મરાઠી, કર્ણાટકી, કાહ્નડી (કાનડાની), ડાહલી (મધ્ય પ્રદેશની) માગધી (પટણાની આસપાસની), સસી (?), સિંગલી (સીંગાપુરની અથવા સિંહલદ્વીપ—લંકાની.)

૬૧. ખુરાસાણી (કાબુલ તરફના પ્રદેશની,) ગુર્જરી,

चउसठी कळा नारिनी भणी, जांणइ अधिक वली तेह तणी ।
सवि पारषां लइ बोलतां, पहिरइ वस्त्र अंगि सोहतां ॥ ६२ ॥
करइ वात डाहिम आपणी, जांणइ पंच काव्य ते भणी ।
जांणइ सकल चूर्ण अभिधांन, जांणइ पर ऊतारी मांन ॥६३॥
जांणइ ये देव डाकिणि ग्रही, भूत प्रेत जांणइ निग्रही ।
जांणइ दोही हलूआ हथी, जांणइ गोरस गोली मथी ॥ ६४ ॥
सवि व्यवहार सकल व्याकर्ण, स्वजन वर्ग शेवकना भर्ण ।
नारि तणा ये वरतइ धर्म, ते ते जांणइ सघला मर्म ॥ ६५ ॥

---

કુંકણી, હુમ્મીરી (?) પરતારી (?) અને માલવાની એ પ્રમાણે અઢાર લિપિ કહી છે તે જાણે.

૬૨. સ્ત્રીની ચોસઠ કળા કહી છે, પણ શ્રી તેથી પણ વધારે જાણતી હતી. બોલતાં બધી પરીક્ષા કરે, અને શરીરે શોભતાં વસ્ત્ર પહેરે.

૬૩. પોતાના ડહાપણથી વાત કરે, પંચકાવ્ય ( રઘુવંશ, કુમાર સંભવ, નૈષધ, કિરાત અને માઘ ) જાણે, બધાં ચૂર્ણનાં નામ જાણે, ને સામાનું માન (ગર્વ) ઉતારી જાણે.

૬૪. દેવ, ડાકિણી ને ગ્રહ પીડા સમજી જાણે, ભૂતપ્રેતને દૂર કરી જાણે, હળવે હાથે દોહી જાણે, ગોળીમાં ગોરસ વલોવી જાણે.

૬૫. સર્વ વ્યવહાર જાણે, સંપૂર્ણ વ્યાકરણ જાણે, સ્વજન

भैरव पंचम नाटक संत, मेघ राग श्री राग वसंत ।
अकेकानी छ छ नारि, ए छत्रीसं भाष विचारि ॥ ६६ ॥
त्रिणि ग्रांम सर सत्त सुरंग, लहि उगणीस मूर्छना चंग ।
तांन मांन उगण पंचास, श्रुत बावीस तणा अभ्यास ॥ ६७ ॥
जांणइ ताल कोडि छप्पन्न, पंच वाद्य वसुहां व्युतपन्न ।
करइ परीक्षा यम यम कसी, जिहां जिहां जोइ तिहां तिहां तिशी॥६८॥
कि बाला त्रिपुरा मुषि वशी, मूरतिवंती सरसति हशी ।
ये वलतूं पूछइ बालिका, नुहि ऊत्तर दिइ सहू तालिका ॥६९॥

---

વર્ગ અને સેવકોનું પોષણ કરી જાણે, ને સ્ત્રીના જે જે ધર્મ ગણાતા હોય તે સર્વનો મર્મ જાણે.

૬૬. ભૈરવ, પંચમ, નાટક, મેઘરાગ, શ્રીરાગ, વસંત એ છ રાગ જાણે, દરેક રાગની છ છ નારી ( રાગણી ) તે છત્રીસે જાણે.

૬૭. ત્રણ ગ્રામ, સપ્ત સુર, સારી પેઠે જાણે, ઓગણીસ મૂર્છના પણ સારી રીતે જાણે, ઓગણ પચાસ તાનમાન અને બાવીસ શ્રુતિનો પણ જેને અભ્યાસ છે.

૬૮. છપ્પન કોટિ તાલ જાણે, પૃથ્વીપર જણાતાં પંચ વાદ્ય જાણે, જેમ જેમ કશીને પરીક્ષા કરવા લાગ્યા તેમ દરેક વિષયમાં નિષ્ણાત જણાતી ગઇ.

૬૯. આને તે બાલાત્રિપુરા જીભે વસી હશે, કે આ તે

करी निरीक्षण हरष्या हीइ, कारि सूषडी सवल ते दीइ ।
अति परगण्यां सुजनशूं मिल्या, लेई लगन घरि पाछा वल्या॥७०॥
आवी वीरमतीनि कहिउं, त्रिभोवनि रूप एकठूं थयूं ।
ये लक्षण सामुद्रिक तणां, ते ते अंगि अनोपम घणां ॥ ७१ ॥
अवगण एक नहीं आसनु, महिमा एक वड्ड वासनु ।
रत्नयोनि पाटणनूं ठाण, विनय विवेक तणउं अहिठांण॥७२॥

---

મૂર્તિમંત સરસ્વતી હશે ? કન્યા વળતા પ્રશ્ન પૂછે તેનો કોઇથી ઉત્તર આપી શકાય નહિ ને તેથી બધા તાળી દઇને હસે.

૭૦. કન્યાનું નિરીક્ષણ કરીને (નિરીક્ષકો) હૈયે હરખ્યા, ને હાથમાં સુખડી (નિરીક્ષકોએ કન્યાને ખાવાનું આપવા નિમિ-તે સુખડી આપી અથવા નિરીક્ષકોને ભાથાને માટે સુખડી) આપી. ઘણી પરોણીગત પામ્યા, સ્વજનોને મળ્યા, અને લગ્ન લઇને ઘેર પાછા વળ્યા.

૭૧. ઘેર આવીને વીરમતિને કહ્યું કે (શ્રીમાં) ત્રિભોવનનું રૂપ એકઠું થયું છે. સામુદ્રિકનાં જે જે શુભ લક્ષણ છે તે સર્વે શ્રીના અવયવોમાં ઘણાં અનુપમ છે.

૭૨. અવગુણ એક પણ નથી અને પૃથ્વીપરના બધા ગુણ એક ઠેકાણે ભેગા થયા હોય એવું છે. પાટણની ભૂમિ રત્નયોનિ છે. વિનય વિવેકમાં તો નમુના તરીકે છે.

जे जे अम साचवणी करी, ते जांणे परमेश्वर परी ।
फोफल पांन फूल पकवांन, देह तणा अह्मे वाल्या वांन ॥७३॥
करु सजाई विह्वा तणी, गहूं पल्हालि सोहाशिणी ।
पापड वडी करिआं पकवांन, सालि दालि सोध्यां सवि धांन ॥७४॥
घाल्या मंडप वेगि विशाल, आण्या सवि सोनाना थाल ।
मेल्हा आसण नि आंडणी, रूपानी मांडी मांडणी ॥ ७५ ॥
ठांमि ठांमि गै कंकोतरी, आव्या सजन सह्वे नुहतरी ।
बिठी पाति पांति बेवटी, हाथ पाय धोया धुंसटी ॥ ७६ ॥

---

७३. જાણે પરમેશ્વરની સેવા કરતા હોય, તેવી અમારી બરદાસ ઉઠાવી. પાન, સોપારી, ફૂલ, પકવાન્ન (બધું અમે પામ્યા,) અમારા દેહનાં વાન વળી ગયાં (અમે તાજા થઈ આવ્યા).

૭૪. વિવાહની તૈયારી કરો. સોવાસણોએ ઘઉં પલાળ્યા. વડી, પાપડ અને પક્વાન્ન કર્યાં. સાળ (ભાત), દાળ વગેરે ધાન્ય વીણાયાં.

૭૫. સત્વર મોટો વિશાળ માંડવો ઘાલ્યો, બધા સોનાના થાળ આણ્યા. આસન અને આડણી મૂકયાં અને રૂપાની માંડણી માંડી ( જૈનો જમવા બેસતાં થાળી બાજઠ ઉપર મૂકે છે અને પોતાના ઢીંચણ નીચે અઠીંગણ તરીકે આડણી મૂકે છે).

૭૬. સ્થળે સ્થળે કંકોતરીઓ મોકલી. સજ્જનો

पाहिलूं मेहलि फलहुलि पूर, षाजां लाडू पच्छइ कूर ।
दालि सूंहाली घृतनी नालि, सोल सालने बांधी पालि ॥ ७७ ॥
आव्यां घोल भर्यां मांटलां, भरी भरी मेहल्यां वाटलां ।
ठार्या कूर करबां करी, कर धोइ जल झारी भरी ॥ ७८ ॥
पांन फूल केवडीउ काथ, सज्जन कीजि टाढा हाथ ।
चूआ चंदन नि चांपेल, मंडपि रंग वहावी रेल ॥ ७९ ॥

---

સર્વ સ્થળે નોતરાં દઇ આવ્યા. હાથપગ ધોઇને બે હારમાં પંગત જમવા બેઠી.

૭૭. પહેલાં પુષ્કળ ફળફૂલ પીરસ્યાં, પછી ખાજાં, લાડુ અને છેવટે ભાત પીરસ્યો. દાળ, સુંવાળી અને ધારે (તામડીએ) ઘી પીરસ્યું. સોળ સાલના (ઉર્દુ શબ્દ છે–શાકે) પાળ બાંધી ( ફરતાં પીરસ્યાં ).

૭૮ ઘોલ (છીણેલું દહીં–મઠો) ભર્યાં માટલાં આવ્યાં, તેનાં ચલાણાં ભરી ભરીને મૂક્યાં. ઠારેલા ભાતનો કરંબો (દહીંમાં રાખી મૂકેલો ભાત) (પીરસ્યો.) (જમી રહ્યા પછી) ઝારીમાં ભરેલા પાણીથી હાથ ધોયા.

૭૯. (સૌને) ફૂલહાર અને પાન આપ્યાં, તેમાં કેવડીયો કાથો નાખ્યો હતો, જે લઇને સજ્જનોએ હાથ ટાઢા કર્યા (સંતોષ પામ્યા). ચુવા, ચંદન ને ચંપેલ (આપ્યાં). મંડપમાં રંગની રેલ વહી.

खूंप भरिउ खूंणालउ षंति, भूंगल भेर ढोल ढमकंति ।
मुगट असा बि मोती सिरी, जै कूंअर परणेशि सिरी ॥ ८० ॥
मामा त्यंहि मामहिरूं करइ, चाउ न चूकइ वीह्वा वरि ।
साथिइं रथ घोडाना घाट, मोटा गायण वायण भाट ॥ ८१ ॥
घोलइ मंगल ये जांद्रिणी, चंद्र जमलि येहवी चांद्रिणी ।
विमल कूंअर वर चंचालि चडइ, ऊंचउ अंब समाणउ अडि ॥८२॥
जोतां तेह तणइ मुषवटइ, लाषीणां लूंछणडां घटइ ।
माहाजननि मेलावि घणइ, पुहता पर सर पाटण तणइ ॥८३॥

---

८०. હોંસથી ખૂણાવાળો ખૂંપ ભર્યો. ભૂંગળ, ભેર તથા ઢોલ ઢમક્યાં. મુકુટે મોતીની બેવડી સેર છે. (આવી રીતે તૈયાર થયેલો) કુંવર જઇને શ્રીને પરણશે.

૮૧. મામા ત્યાં મામેરૂં કરે છે. લગ્નની રિતભાત કરવામાં જરા પણ ચુકતા નથી. સાથે રથ અને ઘોડાઓનો સમૂહ, તેમજ અદ્ભુત વાજાં વગાડનારા, ગાયન ગાનારા અને ભાટ હતા.

૮૨. જાંદરણીઓ મંગળગીત ગાવા લાગી, તે ચંદ્રની પાસે ચાંદરણીઓ દેખાય તેવી લાગતી હતી. વર (વિમળ કુંવર) ઘોડે ચઢયા, તે ઉંચો આંબો હોય એવો લાગ્યો.

૮૩. તેની સુંદર મુખમુદ્રા જોતાં મહા કીંમતી રૂમાલ જોઇએ. મહાજનના મોટા મેળાવા (જાન) સાથે પાટણ નગરની ભાગોળે પહોંચ્યા.

साहामाना साचव्या विवेक, ऊतारा आप्या अनेक ।
घरि चुरी बांधी चुवडी, सोना रूपानी ते घडी ॥ ८४ ॥
कूंअरि अंग करइ मांजणउं, सिंगारी सोहावी घणूं ।
पहिलूं आंज्यां आछां नेत्र, पटउलूं पहिरइ पांनेत्र ॥ ८५ ॥
लंब वीणि लहकि गोफिणउ, रूअडू रंग राषडी तणउ ।
मन रंगिइं माता पूरीउ, शरि साहिथउ ते सिंदूरीउ ॥ ८६ ॥
निलवटि टीली व्युतपति घणी, झालि झबूकि सोना तणी ।
मादलीयां वलीयां वेढलां, कंचू कसण कासि ते भलां ॥ ८७ ॥

---

૮૪. વહેવાઇએ સામઇયું કરવાનો વિવેક સાચવ્યો ને અનેક સ્થળે ઉતારા આપ્યા. ઘેર ચોવડી ચોરી બાંધી, તે સોનારૂપાથી ઘડેલી હતી.

૮૫. કુંવરીને સ્નાન કરાવીને શણગારી, તે બહુ શોભવા લાગી. પહેલાં નેત્ર આછાં આંજ્યાં, ને પાનેત્ર પટોળું (વસ્ત્ર) પહેર્યું.

૮૬. લાંબી વેણિ અને ગોફણો લહકી રહ્યા, રૂડા રંગની રાખડી બાંધી. માએ હોંસથી માથે સિંદૂરીયો સેંથો પૂર્યો.

૮૭. કપાળે ટીલડી દીપી રહી છે, (કાને) સોનાની ઝાલ ઝબૂકે છે; વળી માંદળીયાં, વળેલા વેઢ, પહેર્યા છે. કંચુકી સારી રીતે કસીને બાંધી છે.

करि चूडी कंकण षलकती, शरि बावन चंदन बहिकती ।
रिमिझिमि पयल करि झांझरां, जांणे मयण तणां पांजरां ॥८८॥
मुष जोइ आरिसा मांहि, वींजणडे वीजावि वाइ ।
सहीयर सहीयर सरसी मिलइ, टोलइ टोडर घालि गलइ ॥८९॥
उढी घूघरीआली घाट, वेगिइं जोइ वरनी वाट ।
आवइ वर जोइ जन कोडि, खूंपमांहि नवि दीसि षोडि ॥९०॥
शरि करि छत्र चमर बंबाल, तलीया तोरण झाकझमाल ।
पूठिइं चंचल ऊपरि चडी, लूंण ऊतारि वर बहिनडी ॥ ९१ ॥

---

૮૮. હાથે ચૂડી અને કંકણ ખળકે છે માથે બાવન ચંદન બહેકે છે, પગે ઝાંઝર રમઝમ કરી રહ્યાં છે, તે જાણે કામદેવનાં પાંજરાં હોય !

૮૯. (આવી રીતે શણગારાઈને કન્યા) આરસામાં મોં જુએ છે. વીંજણેથી તેને વા નંખાવવામાં આવે છે. સહીયરો પોતાની સહીયર શ્રીને ભેટે છે અને ટોળ કરતી કરતી તેને ગળે પુષ્પના હાર પહેરાવે છે.

૯૦. કન્યા ઘુઘરીયાળો ઘાટ (ઓઢણું) ઓઢીને આતુરતાથી વરની વાટ જુએ છે. અનેક લોકો જેને જોતા હતા એવો વર આવ્યો, એના ખૂંપમાં કંઈ ખામી નથી.

૯૧. વરના માથા પર છત્રચમર કરતા હતા અને અબદાગિરિ ધરી હતી. ઝાકઝમાળ તરીઆતોરણ હતા

धूल देइ जांणइ धुलही, ते गाइ मांहिइं अणकही ।
नाचइ पात्र कथारस कहि, दांन मांन ते वंछित लहइ ॥९२॥
मल्लयुद्धश रमि तरूआरि, चालि साहबाला परिवार ।
न फेरी भेरी वाजते, गुण गाइ अंबर गाजते ॥ ९३ ॥
पुहता तोरणि जोइ लोक, सीप्या साला कहि शलोक ।
विमल वांणि श्रवणे सांभली, ग्या साला ते दह दिशि टली ॥९४॥

---

( અહીં વરના સંબધમાં તરીઆતોરણ કહેવામાં કવિનો ઉદ્દેશ, કેટલાક લોકોમાં વરને કપાળે તોરણ જેવું બાધે છે તે સૂચવવાનો લાગે છે ) વરની પાછળ ઘોડાપર બેગીને વરની બહેન લૂંણ ઉતારે છે.

૯૨. એક તરફ ધોળ ગાઇ જાણે એવી ગાનારીઓ વગર કહ્યે ધોળ ગાય છે, (એક તરફ) પાતર (નાટકમાં વેશ ભજવનાર વ્યકિતને પાત્ર કહે છે, એ પાત્ર શબ્દ ઉપરથી નૃત્ય કરનારી સ્રીને ગુજરાતીમાં "પાતર" કહે છે), નાચ કરે છે, (એક તરફ) કથા કહેવાય છે, અને એવાં સર્વ લોક મનવાંચ્છિત દાનમાન મેળવે છે.

૯૩. મલ્લ લોકો યુધ્ધ કરે છે અને તલવારથી પટા બાજી ખેલે છે. સાહુબેલાની હારનીહાર ચાલે છે. નફેરી, ભેરી વાગે છે અને આકાશ ગર્જી ઉઠે એવા જોરથી ( ભાટ ચારણો ) ગુણ ગાય છે.

૯૪ ( આવી રીતે ચાલતો વરઘોડો ) તોરણે પહોંચ્યો, જ્યાં અનેક લોકો જોવા મળ્યા હતા. સાળા શલોકા

पुंहकइ सासू प्रेमिइं भरी, वर माहरि गयु संचारि ।
जोसी समय वरतावइ यशइ, बिमलि करग्रह हौउ तिशइ ॥९५॥
कर मेलाप कि धन आपीयां, मंगल च्यारिइं वरतावीयां ।
वर परणी ऊतारइ रहिउ, प्रहिं ऊगमति गुरव लहिउ ॥९६॥
वली वरुठी तणा विचार, कीधा वीह्वाना आचार ।
मेहल्यां मोदक भरीयां माट, आगलि मेहल्या सोवन पाट ॥९७॥

---

( શ્રાવકો અને બીજી ઘણી જ્ઞાતિઓમાં શલોકા બોલવાનો ચાલ છે) શીખ્યા હતા તે કહેવા લાગ્યા. (તેના જવાબમાં) વિમળની વાણી ( વિમળે કહેલો શલોકો ) સાંભળતાં સાળા દશ દિશાએ ભાગી ગયા ( વિમળનો શલોકો સાંભળીને ફિક્કા પડી ચાલ્યા ગયા ).

૯૫. સાસુએ પ્રેમપૂર્વક પહોંક્યા. વર ચાલતો માંયરામાં ગયો. જોશીએ લગ્નનો સમય વર્તાવ્યો તે વખતે વિમળે કન્યાનું પાણિગ્રહણ કર્યું ( હસ્તમેળાપ કર્યો ).

૯૬. વરકન્યાનો હસ્તમેળાપ થતાં (કન્યાના પિતાએ) ધન આપ્યું. ચારે મંગળ વર્તાવ્યાં. પરણીને વર ઉતારે રહ્યો ( ખાસકરીને કાઠિયાવાડમાં વર પરણે તે દિવસે સસરાને ત્યાંજ રાત રહે એવો રિવાજ છે) બીજે દિવસે ગોરવ કર્યો.

૯૭-૯૮. વળી વરોઠી (વરના તરફથી જમણ આપવામાં

पग पडणिये धन परखीइ, तेणि सासूनूं मन हरखीइ ।
तुट्ठी सासू दि आसीस, जीवु अगणित कोडि वरीस ॥९८॥
सासण देवि तणइ पसाइ, चडती कला हजो जगमांहि ।
कंत सरीसां करयो राज, माय वहूं जु भेट्यां आज ॥९९॥
नणदर फैअर सासू वहू, रूडूं सगूं सणीजूं सहू ।
जिनवर गुरु गुरणी प्रीय तणी, भगति करइ श्री सुंदरि घणी॥१००॥

---

આવે છે તેને વરોઠી કહે છે) અને વિવાહના બીજા આચાર કર્યા. લાડુ ભરેલાં માટલાં અને આગળ સોનાના બાજઠ મહેલ્યા (આપ્યા). ( વહુએ ) પગે લાગીને સાસુને ધન ભેટ મૂક્યું, એથી સાસુનું મન હરખાયું. પ્રસન્ન થયેલી સાસુએ આશીર્વાદ દીધો કે 'અગણિત કોટિ વર્ષ જીવો' !

૯૯. "શાસનદેવી (જૈન ધર્મની અધિષ્ઠાતા—ચક્રેશ્વરી)ની કૃપાથી જગત્‌માં તમારી ચઢતી કળા થજો. કંથની સાથે રાજ્ય કરજો" ( અહીં રાજ્ય શબ્દથી ગૃહરાજ્ય કહ્યું છે. "સસરાના રાજ્યમાં" "ધણીના રાજ્યમાં," " સારા રાજ્યમાં સાવરણી " વગેરે અનેક વાક્યોમાં રાજ્ય શબ્દ ગૃહ-રાજ્યને ઉદ્દેશીને બોલાય છે). એ પ્રમાણે વરની મા અને વરની વહુ ભેટયાં.

૧૦૦. શ્રી (વહુ)એ પોતાની નણંદ, ફોઇજી, અને બીજાં નજીકનાં સગાંસંબંધીઓને માન આપ્યું તેમજ

पट्टणि पिता तणउं अहिठांण, वीह्वा तणउं मांडिउं मंडाण ।
पिता तणि नामि लागता, सुजन कोडि मिल्या मागता ॥१०१॥
बाप थकी ये पडतु पुत्र, ते किम राषइ घरनूं सूत्र ।
महीअलि न रहि तेहनूं माम, बाप तणउं लोपाइ नाम ॥२॥
बाप थिकी ये चडतु होइ, कूंअर करमी कहाइ सोइ ।
यम यम मोटां करणी करइ, तात नाम त्रिभुवनि विस्तारि ॥३॥
विमल मंत्रि तव कर वावरइ, मागतजन मोकलामण करइ ।

---

પતિના જિનવર ( પતિ જે પ્રતિમાની પૂજા કરતા હતા તે પ્રતિમા)અને ગુરૂ (ગોરજી)ગુરૂણી (આર્યાજી)ની ઘણી ભકિત કરી.

૧૦૧. પાટણમાં (વિમળના) પિતાનું નામ જાણીતું હતું, તેથી (ત્યાં) વિવાહનું મંડાણ માંડ્યું. પિતાના નામે ઓળખતા અનેક સુજન માગણો ભેગા થયા.

૨. જે પુત્ર બાપથી ઉતરતો ( બાપથી ઓછો પ્રતાપી હોય, બાપની મીલકતવડેજ નિર્વાહ ચલાવનારો ને બાપની કીર્તિ હોય ત્યાંજ ઓળખાતો ) હોય તે શું ઘરસૂત્ર રાખે ? ( તે શું કુળની કીર્તિ વધારે ? ) પૃથ્વી તળપર એનો મોભો જળવાય નહિ ને બાપનું નામ લોપાય.

૩. જે પુત્ર બાપથી ચડતો હોય તે કર્મી કહેવાય. ( એવો પુત્ર ) જેમ જેમ મોટાં કામ કરતો જાય તેમ તેમ બાપનું નામ ત્રિભુવનમાં પ્રસિદ્ધ થતું જાય.

मनगमता तेजी तोषार, आपइ कनक कोडि शणगार ॥४॥
छ दरिशण पूरां पोषियां, स्वजनवर्ग सवि संतोषियां ।
देव दीप्य दीजइ दोकडा, चांगा चित करइ चुपदा ॥ ५ ॥
*गडगडतां दीजइ गुडीयां, भारे भिरवनां जोडीयां ।
मेघाडंबर नि मुहवटा, कट्टपीठ पिठाणी पटा ॥ ६ ॥
दिइ षर्वास षेस षांडिकी, गजवाडि निर्मल गंगा थकी ।
दिइ झूना नि झरमर तली, नीलनेत्र मुहवस्त्रावली ॥ ७ ॥

---

૪. (મંત્રી કુળમાં જન્મેલા) વિમળે ઉદાર હાથે દાન દઈને માગણોને વિદાયગીરી આપી. મનગમતા પાણીદાર ઘોડા અને કડાંકંઠી વગેરે સોનાના દાગીનાની અનેક પહેરામણીઓ આપી.

૫. છએ દર્શનને પોષ્યાં (છએ દર્શનના (ભિક્ષુકોને દાન આપ્યું), તેમજ સ્વજનવર્ગનાં સર્વને સંતુષ્ઠ કર્યાં. દરેક દેવસ્થાનમાં ભેટ મૂકી અને જનાવરોની પણ સારી પેઠે કાળજી કરી (જાનનાં જનાવરો ઉપરાંત પાંજરાપોળ વગેરેના જનાવરોને પણ ઘાસદાણા આપીને સંતુષ્ટ કર્યાં).

૬–૭ ગડગડતાં ગોડીઆં (મારવાડમાં એ નામની કોઇ

---

*આ અને હવે પછીની ત્રણ ટુંકોમા તે કાળે વપરાતા દાગીના, પહેરવેશના વસ્ત્રો વગેરેનું વર્ણન છે, પણ અત્યારે તેમાની ઘણીખરી વસ્તુઓ વપરાતી બંધ થઈ છે, કેટલીક રૂપાંતર પામી છે અને કેટલીકના નામ બદલાયા છે તેથી તે વસ્તુઓનું ખરૂં સ્વરૂપ સમજવું ને બતાવવું કઠણ છે.

बासत्था सोहि शरि व्याप, पट्टकूल प्रगटीया प्रताप ।
पोता परदेशी साडला, मिश्रु मनवंछितयज भला ॥ ८ ॥
दिइ घण वेलि कणा उपटी, धूली धूमराई नि घटी ।
चोषां चीर चंग चारसा, लिप्या हंस सूडा सारसा ॥ ९ ॥

---

જણુસ પહેરાય છે તે અથવા નગારાં), ભારે ભેરવ જોડા (કાનને. દાગીનો છે), મેઘાડંબર (છત્ર), મુખવટો (હાથીના કુંભસ્થળ પર બાંધવામાં આવતી સુશોભિત અંધારી), કઠુપીડ (કાડડો-અંબાડી-હોદ્દો), પેંઠાણી પટા (પેંઠના રેશમી તંગ), ખર્વાસ (?) ખેસ, અને ખાંડકી (?) અપાયાં. ગંગા જેવી નિર્મળ ગજવડી (?) ઝૂના, ઝરમર, તલ્રી, નીલનેત્ર અને મુહુવન્ના (?)

૮–૯. બાસ્તાના માથે ફેંટા (ઉત્તર ગુજરાતમાં બ્રાહ્મણ વાણિયા હવે ફેંટા બાંધવાને બદલે પાઘડી પહેરે છે, પણ તે સિવાયના બીજા તમામ લોકો હજુ ફેંટા બાંધે છે. કાઠિયાવાડમાં તો ભાવનગર બાદ કરતા આખા દ્વીપકલ્પમાં બ્રાહ્મણવાણિયા વગેરે સર્વ લોકો પાઘડીને બદલે ફેંટા બાંધે છે. તે વખતે બાસ્તા નામના કાપડના ફેંટા વખાણાતા હશે.) શોભે છે. પ્રતાપગઢમાં બનેલાં પટ્ટકુળ (હીરાગળ વસ્ત્ર), સારા પોતવાળા પરદેશી (ગુજરાતની બહાર બનેલા) સાલ્લા, અને મનગમતા મશરૂ આપ્યા. જેના ઉપર ઘણી વેલબુટ્ટી અને દાણા પાડેલા છે એવી ધોળી

नर्म षर्म साजां सालूर, वाश्यां वस्त्र वहाव्यां पूर ।
आछां छाइल दिइ दांमणी, संतोषि सवि सोहाशणी ॥१०॥
कमलवनां कमषा घाटडी, के काली फाली फूटडी ।
नारंगी नवरंगी जाति, ताजी तारामंडल भाति ॥ ११ ॥
बहू मूलां मोटां मीणीयां, देतां पहिलां मन प्रीणीयां ।
धज सनाथ जिनमंदिरि बहू, संतोषिउं गुरगुरणी सहू ॥१२ ॥

---

ધૂમરાઈ (છીંટ ?) અને ધટી (કટિવસ્ત્ર–ઘાઘરા), નિર્મળ ચીર, સુંદર ચોરસા (કાઠિયાવાડમાં વપરાય છે), જેના ઉપર હંસ, પોપટ, સુડા અને સારસ આલેખ્યા છે.

૧૦. નરમ ખર્મ (?) સાજા સાલુર (?) ઉપરણા વગેરે વસ્ત્રોની વહેંચણીનાં પૂર વહેવરાવ્યાં (ઘણાં વહેંચ્યાં). આછાં છાયલ અને દામણી આપીને સર્વ સોવાસણીઓને (સંસ્કૃત 'સુવાસિની' ઉપરથી પ્રાકૃત 'સોહાસિણી' ને તે ઉપરથી હાલમાં વપરાતો 'સોવાસણ' શબ્દ થયો છે) સંતુષ્ટ કરી.

૧૧. કમળના વનની છાપવાળા કમખા (ચોળી) અને ઘાટડીઓ (આપી), કોઇ વસ્ત્રનો રંગ કાળો, કોઈ ફૂગ્ગા વાળું નારંગી અને બીજા નવે રંગે રંગેલાં અને તારામંડળની ભાત પાડેલાં (છાપેલાં) (વસ્ત્ર આપ્યાં).

૧૨. બહુ કીંમતી અને મોટાં મીણીયાં (છત્રીને સ્થાને

लेई जांन वलीयां घरभणी, ससरि कीधी पहिरामणी ।
आविउ विमल कि ऊगिउ सूर, जै गेहडी वजाव्यां तूर ॥१३॥
साहामु आविउ नगरनरेस, वाडि वरि वर किद्ध प्रवेश ।
प्रीयशूं प्रेमपूर मांडती, इक आछण पांणी छांडती ॥ १४ ॥
देवालइ पुहतां वरवहू, रामति रमतां जोइ सहू ।
गुरुगोत्रजनि करि प्रणांम, पुहचइ वास तणउ यहां ठांम ॥१५॥

---

તે કાળે મીણુ પાયેલાં ગોળ છાપરાના ઘાટનાં મીણીયાં વપરાતાં હતાં, તેનું સૂચન હોય એમ લાગે છે,) જે આપતા પહેલાં (જોનારનાં) મન રાજી થયાં. ઘણાં જિનમંદિરો પર ધ્વજા ચડાવરાવી અને સૌ ગોરજી તથા આર્યાજીઓને સંતુષ્ટ કર્યાં.

૧૩. જાન લઇને ઘર તરફ આવવા નીકળ્યા. સસરાએ પહેરામણી (જાનમાં આવેલાં સ્રીપુરૂષોને સગાઇના સંબંધ પ્રમાણે રોકડ અથવા કપડાં આપવાં તે) કરી. આ તે વિમળ આવ્યો કે સૂર્ય ઉગ્યો! ઘેર જઇને તૂર (મોટો ઘોર કરતું એક જાતનું વાજું થાય છે તે) વગાડાવ્યાં.

૧૪. નગરનો રાજા (આવકાર આપવા) સામો આવ્યો. મોટા ઠાઠથી વરઘોડીઆંએ નગરમાં પ્રવેશ કર્યો. (વધૂ) પ્રિય પ્રત્યે પૂર્ણ પ્રેમ કરતી એકાશન (એક વખત ખાવું) ને કાચું પાણી (ઉનું કર્યા વગરનું) તજી દેતી થઇ.

૧૫. વરવહૂ દેવાલયે ગયાં ને બધાંના દેખતાં રમત

परणिउ वर पिसारु हूउ, मागत जन ते मागिउ दूउ ।
दांनि मांनि रलीआअति थयूं, संतोषिउं सहूइ घरि गयूं ॥१६॥
नव यौवन बे नवला वेस, बिहुं मांनइ नगरनरेस ।
बिहु शारि अगर बहूकइ वास, बे लहूआं बे लीलविलास ॥१७॥
बेहु विचक्षण बे गुणवंत, बिहुंनि पोति पुण्य अनंत ।
हसतां हरषिइं पाडइ होड, बेहू सुरंगां शरषी जोड ॥ १८ ॥

---

(થાળીમાં રૂપિયો, પૈસા ને વીંટી નાંખી વરવહૂને રમાડે છે તે) રમ્યાં. ગુરૂ અને ગોત્રજને પ્રણામ કરીને પોતાનું વાસ ભવન હતું ત્યાં ગયાં.

૧૬. પરણેલા વરે ઘરપ્રવેશ કર્યો. માગણોને માગ્યું તે આપ્યું. દાનમાનથી સંતોષ પામીને સૌ પોતપોતાને ઘેર ગયું.

૧૭. વરવહુ બેઉ નવયૌવન (નવી જુવાનીમાં) છે. બેઉ નવા વેશમાં છે, બેઉ રાજમાન્ય (પ્રતિષ્ટત) છે, બેઉને માથે અગરનો બહેક બહેકે (બેઉ શોખીન) છે, બેઉ પ્રવીણ છે ને બેઉ સર્વ સુખભોગથી સંપન્ન છે.

૧૮. બેઉ વિચક્ષણ ને બેઉ ગુણવંત છે. બેઉનું પુણ્ય ઘણું પહોંચતું છે (બેઉ ભાગ્યવાન છે), બેઉ હસતાં હસતાં હર્ષથી હોડ બકે છે, બેઉ રસિક અને જુકતું જોડું છે.

वाडी वन छि रुलीयामणा, बहकइ फूल अमूलिक घणां ।
चंपक कुसम मुगट शरि धरइ, षडोषली जलक्रीडा करइ॥१९॥
विमल श्री बे शरषा नेह, बेहू शरषा दीपइ देह ।
बिहुनि मनि वशु जिनधर्म, उदयवंत छि बिहुनां कर्म ॥२०॥
बे यौवन रूडि योगवइ, बे मनवंछित सुष भोगवि ।
घणा दिवस हवं वुल्या यशइ, सकटंबा पट्टणि ग्या तिशइ॥२१॥
षंडि षंडि० एतलइ पंचम षंड वषांणि॥२२॥

---

૧૯. રળિયામણા બાગબગીચામાં અનેક પ્રકારનાં સુગંધિત ફૂલ બહેકી રહ્યાં છે, ત્યાં (બેઉ વનવિહાર કરે છે), ચંપાના ફૂલનો મુકુટ બનાવીને એક બીજાને માથે પહેરાવે છે અને હોજમાં જળક્રીડા કરે છે.

૨૦. વિમળ અને શ્રી બેઉનો એક બીજા ઉપર સરખો સ્નેહ છે, બેઉના દેહ સરખા દીપે છે, બેઉના મનમાં જૈનધર્મ વસ્યો છે અને બેઉનાં કર્મ ઉદયવંત (આગળ ચઢતી થાય તેવાં) છે.

૨૧. બેઉ યૌવનનો સદુપયોગ કરે છે. બેઉ મનવાંચ્છિત સુખ ભોગવે છે; ઘણા દિવસ એમ વહી ગયા પછી (તેઓ) સહકુટુંબ પાટણ ગયાં.

એ પ્રમાણે લાવણ્ય સમયની વાણિનો પાંચમો ખંડ પૂર્ણ થયો.

इति विमलप्रबंधे नवषंडे सामुद्रिककथित स्त्रीलक्षण । चउसठि स्त्रीकला, अष्टादश लिपिनांमकथन । छ राग, ताल मांन श्री वर्णन । कन्यानिरीक्षण, पाणिग्रहण, पत्तनगमने पंचमं षंडं ॥ श्री ॥ श्री ॥ श्री ॥



## ॥ षंड छठउ ॥

### ॥ दूहा ॥

पुहता पट्टणि वेगिशूं, प्रेमिइं पूर्या वास ।
रहितां मंदिरि रंगभरि, छाना हूआ छ मास ॥ १ ॥

### ॥ ढाल ॥

इणि अवसरि गणधर वडा, श्री धर्मघोष सूरिंदू हे ।
आव्या अर्बुद तलहटी, ऊपनि अति आणंदू हे ॥ १ ॥

---

१. થોડા વખતમાં પાટણ પહોંચ્યા, ને હર્ષથી વાસ પૂર્યો. ઘરમાં આનંદભેર અપ્રસિદ્ધપણે રહેતાં છ મહિના વીતી ગયા.

१. એ પ્રસંગે વડા ગણધર શ્રી ધર્મઘોષસૂરીંદ્ર અર્બુદ (આબુ) તળેટીમાં આવ્યા, જ્યાં (તેમને) ઘણો આનંદ ઉપજ્યો.

जोउ जोउ अर्बुद अभिनवु, नही नही जिनप्रसादू ए।
देषी डूंगर दीपतु, ऊपनु मनि बिषवादू ए ॥२॥ जोउ जोउ०
गुर गच्छपति ध्यांनिइं रह्या, समरी देवि अंबावी ए।
अर्बुदि तीरथ यम हुइ, बोलु सरल सभावी ए जोउ० ॥ ३ ॥
वीरसुतन पुर पाटणिइं, वाशिइं विमल प्रधांन रे।
पुहुचु प्रभु वंदेववा, जु तम तीरथ काज रे ॥ जोउ० ॥ ४ ॥
वचन कही देवति वली, गणधर पाटणमाहि हे।
संघ सहू उत्सव करइ, विमल वांदिवा जाइ हे ॥ जोउ० ॥ ५ ॥

---

૨. આબુ નવો (પહેલીવાર) જોયો, આવા શોભિતા ડુંગર ઉપર એકે જૈન દેહરાસર નહિ જોતાં (મુનિના) મનમાં ખેદ ઉપજ્યો.

૩. ગચ્છપતિ ગુરૂએ ધ્યાન કરીને અંબાજીદેવીનું સ્મરણ કર્યું, (અંબાજી પ્રત્યક્ષ થતાં તેને પૂછ્યું,) જે રીતે અર્બુદ (જૈન) તીર્થ થાય, તે રીત પ્રસન્નતાપૂર્વક કહો.

૪. (અંબાજીએ કહ્યું,) જો તમારે તીર્થનું કામ હોય (તીર્થ કરાવવું હોય), તો પાટણપુરમાં વીરનો સુપુત્ર વિમળપ્રધાન રહે છે, ત્યાં પ્રભુ વંદાવવા (ગુરૂને વંદના કરાવવા) જાઓ.

૫. વચન કહી દેવી ગઇ, ને ગણધર પાટણ ગયા. (પાટણના) સૌ સંઘે ઉત્સવ કર્યો. વિમળ ગુરૂને વંદના કરવા ગયો.

गुरु उपदेस देई घणा, सांभलि विमल प्रधांन रे ।
अर्बुदि तीरथ थापिवा, तम यश मेर समांनूं ए ॥जोउ०॥६॥
विमल भणि सहि गुरु सुणउ, नही धन एतलूं आजू ए ।
कुहु जिनमंदिर किम करूं, मोटां तीरथ काजू ए ॥जोउ०॥७॥
आराधन अंबाविनूं, आपि सहि गुरुराय रे ।
चतुर्विध संघ सहित मिली, जात्रा आसण जाय रे ॥जोउ० ॥८॥
मत्र जपि मंत्रीसरू, बिठउ अन्न परताविं रे ।
चक्केसरि पदमावती, त्रीजी देवि अंबावि रे ॥ जोउ० ॥ ९ ॥

---

૬. ગુરૂએ ઘણો ઉપદેશ દીધો ને વિમળ પ્રધાને સાંભળ્યો. અર્બુદાચળે તીર્થ સ્થાપો, જેથી તમારો યશ મેરૂના જેવો ( સદા કાયમ રહે તેવો ) થશે.

૭. વિમળ કહે, સદ્ગુરૂ સાભળો! આજે મારી પાસે એટલું ધન નથી, તો જિનમંદિર શી રીતે કરૂં ? તીર્થનાં કામ તો મોટા છે!

૮. સદ્ગુરૂરાયે ( વિમળને ) અંબાજીની આરાધના આપી ને ચતુર્વિધ (સાધુ, સાધ્વી, શ્રાવક, અને શ્રાવિકા એ ચારેનો સમૂહ તે ચતુર્વિધ ) સંઘ લઈને આરાસણ (કુંભારિયા) ની જાત્રા કરવા નીકળ્યા.

૯–૧૦ મંત્રીશ્વર અન્નનો ત્યાગ કરીને મંત્ર જપવા બેઠો. ત્રણ ઉપવાસ થયા ત્યારે ચક્રેશ્વરી, પદ્માવતી, અને

त्रिहु उपवासे देवता, आवी झाकझमाल रे ।
मागु वर मंत्रीसरूं, त्रूठी त्रिणि ततकाल रे ॥ जोउ० ॥ १०॥

॥ चुपै ॥

सिंहनाद अंबाई दिद्ध, अति अजेय पउमावइ किद्ध ।
चक्केसारि दिइ लषिमी घणी, ते पामी गिउ पाटण भणी ॥११॥
पुहुतु मंदिरि चिंतइ वीर, लहिर पुरष प्रसिद्धउ वीर ।
ते आगि दंडनायक हूउ, हूं तां ते कुलथी नही जूउ ॥१२॥
प्रहि ऊठिउ शरि उद्यम गयु, परगट पाटण मांहिइं थयु ।
जोई थांनक मांडी साथरी, बिठउ मणिमांणिक पाथरी ॥१३॥

---

ત્રીજી દેવી અંબાજી દેદીપ્યમાન સ્વરૂપે આવી. ત્રણેએ તુષ્ટમાન થઇને કહ્યું, મંત્રીશ્વર વર માગ!

૧૧. અંબાજીએ સિંહનાદ (સિંહના જેવો ઘોર સાદ) આપ્યો, પદ્માવતીએ અતિ અજેય (કદી નહિ જીતી શકાય એવો) કર્યો અને ચક્રેશ્વરીએ ઘણી લક્ષ્મી આપી. એ પ્રમાણે વરદાન પામીને (વિમળ) પાટણ ભણી ગયો.

૧૨. ઘેર પહોંચ્યા પછી ધીર પુરૂષ વિચાર કરવા કરવા લાગ્યો કે, લહિર પ્રસિધ્ધ વીર હતા, તે આગળ દંડનાયક (સેનાપતિ) થયા હતા, તો હું કંઇ તે કૂળથી જૂદો નથી.

૧૩. સવાર થતાં ઉઠીને પાટણમાં જાહેર થઇ ઉદ્યમ

राउ तणा राउत झूझार, आवी शर्मे करि हथीआर ।
मांडइ वेझां सांधइ बांण, वार अकेकी चूकि जांण ॥ १४ ॥
विमल पंडि बोलइ पडवडु, मिइं प्रीछिउ राउतनु घडु ।
भीम कटकनूं भलूं परांण, जिहां आहावा राउत छि जांण ॥१५॥
उपायु अतिघणउ अमर्ष, भीम भूपनि करशि हर्ष ।
परदल आगलि रहशि पाज, भीम भूपना सरसि काज ॥१६॥
तव राजा आविउ संचरी, सवि परवार रहिउ परवरी ।
भीम बांण जव मेहलइ धसी, चूकि मंत्रि विमल मनि हशी ॥१७॥

---

કરવા ગયો. સારા સ્થળે પથારી નાખી (દુકાન માંડી) ને મણિમાણેક પાથરી બેઠો.

૧૪. (એ ઠેકાણે) રાજાના લડાયક યોદ્ધાઓ આવીને હથિયારની રમત રમવા લાગ્યા. નિશાન માંડે અને તાકીને બાણ મારે, એ પ્રમાણે કરતાં બધાએ એક એકવાર નિશાન ચૂકવા લાગ્યા.

૧૫-૧૬ (એ જોઇને વિમળ મર્મનો બોલ બોલ્યો. મેં રાવતોનું પાણી જોયું. ભીમ રાજાનું સૈન્ય બહુ કેળવાયલું લાગે છે ! જયાં નિશાન મારનાર, આવા સૈનિકો છે. બીજા કોઇ રાજાના સૈન્ય સામે આ સૈનિકો અડગ રહી સારૂં જોર મારશે ને ભીમ ભૂપનાં કાર્ય સિધ્ધ થશે ! એ પ્રમાણે કહીને સૈનિકોને બહુ ક્રોધ ઉપજાવ્યો.

૧૭. સૌ સૈન્ય અને પરિવાર ચાલ્યા ગયા પછી

हतु भरुसु भागु आज, मूरष हाथि चडिउं छि राज ।
मुहु मचकोडि मोडि मूंछ, भीम सहित छि सघला मूंछ ॥१८॥
रहिउ हाटि हसतु वांणीउ, भीमिइं परषिउ तव आंणीउ ।
बांण तणां कांई जांणउ कला, ऊठउ वणिग आवु आवलां॥१९॥
बोलि विमल अह्मे वांणीया, घिइसि छासि बांध्या प्राणीया ।
तेल टीप तिलाववूं हींग, बांणी जुइ तह्माशत धीग ॥ २० ॥

---

ભીમ રાજા આવ્યો, ને જ્યારે તેણે ધસીને બાણ માર્યું, ત્યારે તે પણ ચૂકી ગયો. વિમળ પોતાના મનમાં હસવા લાગ્યો.

૧૮. મારા મનમાં ભરોંસો હતો તે આજ ભંગ થયો, ભોટના હાથમાં રાજ્ય આવી પડ્યું છે. મોં મરડીને અને મૂછ આમળીને (વિમળે) કહ્યું, ભીમ સહિત બધા ભોટ છે.

૧૯. હાટે હસતો બેઠેલો વાણિયો જોઇને ભીમે તેને પરખી કાઢયો ( આ કોઇ બાણવિદ્યાનો જાણીતો લાગે છે એમ ધાર્યું) અને તેને કહ્યું, શેઠ બાણની કંઇ કળા જાણો છો? ઉઠો આ તરફ આવો.

૨૦. વિમળ કહે અમે તો વાણિયાભાઇ ! ઘેંશછાશથી અમારા દેહ બંધાયલા, તેલની પળી (ભરી જાણીએ) ને હીંગ તોળી જાણીએ. બાણકળાને માટે તો તમારા જેવા ધીંગા (મજબુત) માણસો જોઇએ.

आंणउं मीठउं पाली भरी, राजा जमला जाईं डरी ।
तुला घरंतां धूजि हाथ, बांणी जुइ तुह्मारा साथ ॥ २१ ॥
इम करतां जु तुमनि कोड, बांण तणा देषाडूं मोड ।
बाल सूआरी करु साथरु, पेटि पांन अट्ठोत्तर घरउ ॥२२॥
कूहु तेतां वीधूं मनरंगि, बांण न लागि बालक अंगि ।
जु अधिकूं उछउं वींधाइ, तु माथूं अह्मारूं जाइ ॥ २३ ॥

---

૨૧. અમે તો મીઠાની પાલી (કેટલાક જીલ્લામાં અનાજ, મીઠું વગેરે પદાર્થો તોલને બદલે માપથી ભરી આપવાનો રિવાજ ચાલે છે, ત્યાં હમણાં પણ પાલીનું માપ ચાલે છે ) ભરી જાણીએ. રાજાની પાસે ડરી જઇએ. તાજવું પકડતાં અમારા હાથ ધ્રુજે, બાણુને માટે તો તમારા જેવા ( ક્ષત્રીઓ અને બળ વાન પુરૂષો ) જોઇએ.

૨૨–૨૩. એમ છતાં ( ઉત્તરગુજરાતમાં હજુ પણ 'એમ છતાં' એ અર્થમાં 'ઇમ કરતાં' બોલવાનો ચાલ છે ), જો તમને કોડ ( હું બાણ મારી બતાવું એ જોવાની હોંસ) હોય તો બાણનાં નિશાન મારી બતાવું. ( એક તો એમ કરો કે ) પથારી કરીને બાળકને સુવાડો ને તેના પેટ ઉપર એકસો આઠ પાન મૂકોઃ એ પાનમાંથી કહો તેટલા પાન બાણ મારીને વીંધું; અને બાળકના શરીરને બાણ વાગે નહિ. તમે કહો તે કરતાં જો વધારેઓછું પાન વીંધાય તો મારૂં માથું જાય ( તમારે કાપી નાખવું ).

कला दिषाडूं अवर प्रकारि, विलोणउं विलोवइ नारि ।
झबकइ वेधी जाइ झालि, षंपण षसर न लागि गालि ॥२४॥
त्रीजी कला कहूं तुम जांण, जु कीजि पुहचनूं परांण ।
जाउ नि जोउआवि बांण, पुहचइ गाऊ पंच प्रमांण ॥ २५ ॥
वांणी विमलि इशी उच्चरी, भीम तणी शीगिणि करि धरी ।
बांणकला देषाडी इशी, भीम तणइ मनि भारे वशी ॥२६॥
तुट्ठउ तुरी पंचसइ दिद्ध, दंडनायकनी पदवी किद्ध ।
रंगिइं रांणिम लीधी घणी, गाजंतु आवीउ घरभणी ॥ २७ ॥

---

૨૪. બીજી રીતે કળા બતાવું:-સ્ત્રી વલોણું વલોવે અને હું બાણ મારીને (તેના કાને) ઝબકતી ઝાલ વીંધું, છતાં તે સ્ત્રીને ગાલે જરા પણ ઘા ઘસારો લાગે નહિ.

૨૫. તમારી જાણ માટે ત્રીજી કળા કહું, જો બળનું પારખું કરવું હોય તો જઇને જોઈ આવો. પાંચ ગાઉ જેટલે છેટે બાણ પહોચશે.

૨૬. વિમળે એવા શબ્દ કહીને ભીમનું ધનુષ્ય હાથમા લીધું. ને બાણકળા એવી બતાવી કે ભીમના મનમાં બહુ અસરકારક નીવડી.

૨૭. રાજા ખુશી થયો ને પાંચસે ઘોડા તથા દંડનાયકની પદવી આપી. અનેક લોકો તરફનું સન્માન મેળવીને (વિમળ) ગર્જતો ઘેર આવ્યો.

## दूहा.

एक राजन रयणां तुरी, सही शेलडी समुद्र ।
कहि कविजन दिन पद्धरा, तेह घरि दूरि दरिद्र ॥ २८ ॥

## ॥ चुपै. ॥

पहिलूं जिनवर किद्ध प्रणांम, पुहचइ यहां जिनमंदिर ठांम ।
दिनि दिनि वाधइ घण व्येपार, मांड्या सकल देस व्यवहार ॥२९॥
करइ पुण्य नि कर वावरइ, सहि गुरु वचन सदा मनि धरइ ।
यम धन घरि वाधइ आपणइ, विमल न कहिनइ मांनइ गणइ ॥३०॥

---

૨૮. કવિજન કહે છે કે જો દિવસ પાધરો હોય ને રાજા, રત્ન, ઘોડો, મિત્ર, શેરડી કે સમુદ્ર, એમાનું હરકોઇ તુષ્ટમાન થાય તો તેનું દારિદ્ર દૂર થયું જાણવું.

૨૯. પહેલાં જિનવરને પ્રણામ કર્યા અને જયાં જિન મંદિરનું સ્થાન હતું ત્યાં ગયો. દિવસે દિવસે ( વિમળનો ) વ્યાપાર બહુ વધ્યો, સર્વ દેશ સાથે વ્યવહાર ચાલતો કર્યો.

૩૦. પુણ્ય કાર્ય કરે ને દાનમાં હાથ વાપરે, સદ્ગુરુનું વચન (ઉપદેશ) હંમેશ ધ્યાનમાં રાખે. જેમ જેમ પોતાને ઘેર ધન વધતું ગયું તેમ તેમ વિમળ નિસ્પૃહતાથી વર્તવા લાગ્યો.

गजघोडां देसाउर तणां, गरथिइं विमल अणावि घणां ।
यम यम चालइ विमलनु चाल, विरीनि शारि वाधइ साल ॥३१॥
घर मोटां भूपतिना पांहि, वालिइं गजघोडां बंधाइ ।
करि मूंद्रडी रूप जिन तणउं, अवर न शर नामि आपणउं ॥३२॥
देहरासर घरि करइ पवित्र, षीरोदक धोतीयां विचित्र ।
चामर छत्र अनोपम करी, सोइ वात बाहरि विस्तरी ॥ ३३ ॥
विरी मिली विघारि वात, भूपति आगलि बोलि घात ।
थापिउ स्वांमी विमल प्रधांन, तम पाहिं तिहां अधिकूं मांन ॥३४॥

---

૩૧. દેશાવરના ઘણા હાથીઘોડા વિમળે ધનવડે મંગાવ્યા. જેમ જેમ વિમળની ચઢતી થતી ગઇ તેમ તેમ વિમળના શત્રુઓને શલ્ય (સાલ) વધવા લાગ્યું. (વિમળની ચઢતી તેમને સાલવા લાગી)

૩૨. રાજાના કરતાં મોટાં ઘર બંધાવ્યાં; ને ઉત્તમોત્તમ હાથીઘોડા બંધાવ્યા, હાથની વીંટીમાં જિનનું રૂપ (છબી) રાખ્યું હતું, તે (જિન) વગર પોતાનું માથું કોઇને નમાવે નહિ.

૩૩. પોતાને ઘેર પવિત્ર દેહરાસર કર્યું. દૂધ જેવાં નિર્મળ તરેહવાર ધોતીયાં (પૂજા વખતે પહેરવા રાખ્યાં) અને અનુપમ છત્રચામર કરાવ્યાં, એ વાત બહાર ફેલાઇ.

૩૪. દુશ્મનોએ મળીને વાત વધારી, ને રાજા આ-

रहि रानि मृगला तृण चरइ, माछी नीर विणासि करि ।
सज्जन सुषिइं रहि घरमांहि, त्रिहु निकाराणि विरी थाइ ॥३५॥
जिनवर टलत न नामइ कोट, उद्धत अभिमांनी आरोट ।
करि जिन मूरति मुद्रा धरइ, तुम प्रणांम ते आगलि करइ ॥३६॥
घरि बंध्या गज मोटी आस, वालिइं वली तुरंगम लास ।
चामर छत्र सजाई घणी, लेशि भीम राज अवगणी ॥३७॥

---

ગળ તેનું ભૂંડું બોલવા લાગ્યા. સ્વામી ! તમે વિમળ પ્રધાન સ્થાપ્યો છે, તેનું માન તો તમારા કરતાંએ વધારે વધી પડ્યું છે.

૩૫. હરણો રાનમાં રહે છે ને ઘાસ ખાય છે, માછલાં પાણીમાં રહે છે, સજ્જન કોઇને અડચણ કર્યા વગર પોતાના ઘરમાં રહે છે, છતાં વિનાકારણ એ ત્રણેના શત્રુઓ થાય છે.

૩૬–૩૭. (વિમળ) જિનવર વગર કોઇને માથું નમાવતો નથી, એવો એ મોટો ઉદ્ધત અને અભિમાની થઈ ગયો છે. પોતાને હાથે જિનની છબીવાળી વીંટી રાખે છે, તે હાથ લાંબો કરીને પછી આપને પ્રણામ કરે છે, જેથી આપને કરવાના પ્રણામ તે જિનને પ્રણામ થાય છે. ઘેર હાથી બાંધ્યા છે, ઉત્તમોત્તમ વાળી ઘોડા રાખ્યા છે, છત્રચામર વગેરે ઘણી સજાઈ કરી છે ને મનમાં મોટી આશા રાખે છે. આપની

राउ अंगि लागी चटपटी, थै वरसामु फीटी घटी ।
क्षत्री षेस धरइ मन मांइ, जोइ वाट विमलनी राय ॥ ३८ ॥
सहू बिठउं छि थै एकमती, आविउ विमल विमल जस मति ।
करिउं प्रणांम आगलि कर करी, बिठउ राउ सभामांहि धुरी॥ ३९॥
तां डमरु नि तां डाकलां, तां भूंगल कंसालां भलां ।
तांन विचालइ चक्का पूर, जा नीसाहण वाजइ तूर ॥ ४० ॥
तां चंदा नि तां चांद्रिणी, दीपइ दीप झलामल घणी ।
तारा तेज तणां तां पूर, जां नवि ऊगइ अबारि सूर ॥ ४१ ॥

---

અવગણના કરીને રાજ લેશે ( વિમળના દુશ્મનોએ ભીમરાજાને ભરાવ્યું )

૩૮. રાજાના મનમાં ચટપટ લાગી, ઘડી જાય તે વર્ષ જેવી લાગવા માંડી, ક્ષત્રિ (રાજા) મનમાં દ્વેશ રાખીને વિમળની વાટ જોવા લાગ્યો.

૩૯. સૌ (રાજા અને પ્રધાનો) એકમત થઇને બેઠા. એ પછી જેની મતિ પવિત્ર છે, એવો વિમળ આવ્યો અને માથા આગળ હાથ લાંબો કરી રાજાને પ્રણામ કર્યા અને સભામાં અગ્રેસર થઇ બેઠો.

૪૦. ત્યાં ( રાજસભામાં ) ડાકલાં, ડમરૂ, ભૂંગળ, કાંસી જોડાં, નગારાં અને તૂર વાગે છે, અને ભરપૂર તાલ ટપ્પા ચાલી રહ્યા છે.

૪૧. ત્યાં ચંદ્ર અને ચાંદરણીઓ તેમજ દીવાનો ઝઘ-

सोहि सभा मद्धि सुरि धणी, विसहर विकट शेष जिम फणी
तरुअरि कल्पवृक्ष यम सीम, मणिमांहिइं चितांमणि जीम ॥४२॥
भूपति मांहि रह्या यम रांम, रूपवंत शरि सोहि कांम ।
दातारिइं अवतरीउ कर्ण, उपइ सकल सभा आभर्ण ॥ ४३ ॥
साहसि सूरु विक्रम वीर, मेरु सरीषु महीअलि धीर ।
न षमि तेज भीमते भयु, मझ मत्था ऊपहरु थयु ॥४४॥
सभा सरोवर सोहइ कमल, भीम हशी बोलावि विमल ।
सुणि महिता अम हर्ष अपार, तुझ घर नवि दिठ्ठउं एकवार ॥४५॥

---

ઝઘાટ દીપો રહ્યા છે. ત્યા તારાનાં તેજ પ્રકાશી રહ્યાં છે. જયાં આકાશમાં સૂર્ય ઉગી શકતો નથી (સભાગૃહનું બંધારણ એવા પ્રકારનું કે દિવસ છતાં રાત્રિ જેવું લાગે).

૪૨-૪૩. ભયંકર સર્પોમાં જેમ શેષનાગ, તરૂવરોમાં કલ્પવૃક્ષ, મણિમાં ચિંતામણી, રાજાઓમાં રામ, રૂપવંતાઓમાં કામ અને દાતારોમાં કર્ણ દીપે તેમ રાજસભામાં સભાના શણગારરૂપ વિમળ સૌથી પ્રતાપવંત લાગ્યો.

૪૪. સાહસમાં વીરવિક્રમ જેવો શૂરો, અને પર જેવો મેરૂ પર્વત ધીર (અડગ), તેવો વિમળને જોતાં ભીમથી તેનું તેજ ખમી શકાયું નહિ, તેને (ભીમને) ભય ઉપજ્યો અને લાગ્યું કે આ મારા માથાઉપરવટ (મારાથી ચઢતો-મને ઝાંખો પાડનાર) થયો.

૪૫. સભારૂપી સરોવરમાં વિમળ કમળ જેવો

विमलमांत्रे मनि कूड न किशूं, जांणइ राजानि रंगाणि हशूं ।
स्वांमी घर तुह्मारां अछइ, पुहुचु भोजन करशूं पछइ ॥४६॥
साथिइं तेडिउ सवि परवार, के पाला केता असवार ।
जव दिठ्ठउं मंदिर मंडांण, राजा हैआडि थयु हराण ॥४७॥
प्रथम पोलि पहिलु प्राकार, जांणउं ए छइ घरनूं द्वार ।
अनुक्रमि पिसइ सातं पोलि, राजा रषे पाडि दंदोलि ॥ ४८ ॥

---

દીપતો હતો. ભીમે હસીને તેને બોલાવ્યો, "મહેતા ! તમારાં ઘર એકેવાર જોયાં નહિ, અમને તે જોવાની બહુ હોંસ છે!"

૪૬. વિમળમંત્રિના મનમાં કાંઇ કૂડ નહોતું, (એને એમ લાગ્યું કે) રાજા ગમ્મતને ખાતર બોલે છે; (તેણે કહ્યું), " સ્વામી ! ઘર આપનાં છે, પધારો, ભોજન ત્યાં જઇને કરીશું."

૪૭. રાજાએ પોતાનો સૌ પરિવાર સાથે લીધો અને કેટલાક પાળા ( પગે ચાલનારૂં પાયદળ લશ્કર) તથા કેટલાક સ્વારો પણ લીધા. રાજાએ જ્યારે વિમળના મંદિરની બાંધણી જોઈ ત્યારે તે આશ્ચર્યચકિત થયો.

૪૮. પહેલી પોળનો પહેલો કોટ જોતાં તેણે જાણ્યું કે આ વિમળના ઘરનું બારણું હશે, પણ એવા એવા સાત કોટ અને સાત પોળો તેને ઓળંગવી પડી. તેને મોટો સંશય ઉત્પન્ન થયો (પોતાને કેદ કરી લે એવે ઠેકાણે તો નથી લઈ જવામાં આવતો! એવો).

जव दिट्ठउं घरनूं बारणउं, स्वर्गविमांन करिउं पारणउं ।
मांडी आरीसानी उलि, तलीया तोरण पेषइ पोलि ॥ ४९ ॥
दोरे संचारी पूतली, दि उभ्भोषण नीची वली ।
के लीला के नंषइ वाय, नारी निरति न जांणइ राय ॥ ५० ॥
काच तणां ये ढाल्या ढोल, जांणि पांणीनां कल्लोल ।
जे मूरष नवि जांणइ भेउ, ऊतारि पग मोजां तेउ ॥ ५१ ॥
चित्रसाली छि चंगु ठांम, ऊपरि चंद्रावि चित्रांम ।

---

૪૯. જ્યારે ઘરનું બારણું જોયું, ત્યારે તેને લાગ્યું કે સ્વર્ગના વિમાનનું પારણું બનાવ્યું છે ! ઘરમા હારબંધ આરસા બાંધ્યા હતા અને બારણે સુશોભિત તોરણ બાંધ્યાં હતાં.

૫૦. પૂતળીઓમાં એવો દોરીસંચારો રાખ્યો હતો કે તે નીચી નમીને ઘરમાં આવનારાઓને સન્માનકારક વસ્તુઓ આપે, કોઈ પૂતળી નૃત્ય કરે, તો કોઇ વા નાખે, આ તે પૂતળી છે કે સ્ત્રી છે, તે રાજા સમજી શકયો નહિ.

૫૧. કાચની એવી બાંધણી કરી હતી કે તે કાચ છતાં જોનારને પાણીના હોજ ભર્યા હોય એમ લાગે ! જે મૂર્ખ એ મર્મ સમજે નહિ તે (એ સ્થળ ઓળગતાં પાણીમાં પોતાના પગ પલળશે એમ ધારીને) પગના મોજા ઉતારે.

राजकुली छत्रीसिइ लिषी, रा मंदिर जोइ चिहुं पषी ॥ ५२ ॥
दीठा मयगल ये माचता, दीठा तुरी तेषि नाचता ।
ठांमि ठांमि बिठा छि थोक, घडइ घाट व्यवसाई लोक ॥५३॥
गज घोडाना पाषर पडी, षांडां षेडां छापर छडी ।
आंगा टोप रंगाउलि रूप, ते देषीनि भटकिउ भूप ॥ ५४ ॥
दीठां मेघाडंबर छत्र, दीठां चामर पुहवि पवित्र ।
भोजन भलि सजाई भालि, यमवा बिठउ सोविन थालि ॥५५॥

---

૫૨. ચિત્રશાળા ઘણું સુંદર સ્થળ છે, ઉપર ચંદરવો પણ ચિત્રેલો છે (ચિત્રામણમાં) છત્રીસે રાજકૂળો (જુઓ કાન્હડદે પ્રબંધ "રાજવિંશ છત્રિસઈ મિલીઆ" ૧-૧૮૪) ચિતર્યાં હતાં. રાજા મંદિરમાં ચારે તરફ જોવા લાગ્યો (આશ્ચર્યચકિત થયો).

૫૩. હાથી ઝુલતા જોયા, તેજી ઘોડા નાચતા જોયા, સ્થળે સ્થળે અનેક કારીગરો બેઠા બેઠા હથિયારો વગેરે ઘાટ ઘડતા જોયા

૫૪. હાથીઘોડાનાં પાખર તૈયાર પડ્યાં છે, તલવારો, ઢાલ, (આગળ પહોળા ફળ વાળું) છાપર, છડી, બખ્તર, ટોપ, અને બીજાં તરેહવાર હથિયારો જોઈને રાજા ભડક્યો.

૫૫. મેઘાડંબર (જે ધરવાથી વાદળ ચઢી આવતાં છાયા થાય એવી ઘમઘોર છાયા થાય તે) છત્ર દીઠાં, પૃથ્વી

मोटा मोदक जव महमह्या, मीशां शाक पाक विष थयां ।
साव दूध अणघोल्यं घोल, लिद्धां चलू दिद्ध तंबोल ॥ ९६ ॥
सपरवार पहिराविउ भीम, करीं भेट जग जांणइ जीम ।
राउ यमी जव पाछउ वलइ, भूलु भवन मांहि आफलइ ॥९७॥
आविउ मंत्रि राउ तव धरी, रा वुलाविउ निज मंदिरी ।
रा जांणइ ये माहारूं राज, विमल लाच्छि आगलि ते त्याज॥९८॥

---

પર પંકાતાં પવિત્ર ચામર દીઠાં, ભોજનની ઉત્તમ તૈયારી જોઇ અને સોનાની થાળમાં જમવા બેઠો.

૫૬. મોટા લાડુની સુગંધી પ્રસરી, અનેક પ્રકારનાં પક્વાન્ન અને શાક પીરસાયાં, ઉકાળેલું દૂધ અને વગર ભાગેલું ( ચોસલાં ) દહીં આવ્યું, છેવટે હાથ ધોતાં પાન બીડી આપી.

૫૭. ભીમને તેના પરિવાર સાથે પહેરામણી આપી અને લોકોમાં વાહુવાહ કહેવાય એવી (કીંમતી) ભેટ મૂકી. રાજા જમીને જ્યારે પાછો વળ્યો ત્યારે ભૂલથી ભીંત સાથે અફળાયો ( કાચની ભીંત, ભીંત રૂપે નહિ જણાવાથી).

૫૮. તે વખતે વિમળે આવીને રાજાનો હાથ ઝાલી તેને ઘેર વળાવ્યો. રાજાએ જાણ્યું કે વિમળની લક્ષ્મી આગળ મારૂં આ રાજ્ય કંઇ લેખામાં નથી.

विमलमंत्रि वुलावी वलिउ, राउनूं मन्न बीजाशूं मिलिउ ।
राइ भणि तुह्मे कहउं सहू, ते मिइं दृष्टिइं दीठउं बहू ॥५९॥
मनशूं अह्मे विमांशूं आज, ए जीवइ तु जाइ राज ।
कीजि कांइं किशु उपाइ, विरी वणिग विलइ यम जाइ ॥६०॥
गुण नवि जांणइ जे जेहना, आदर न करि ते तेहना ।
देषि काग कविजन इम भणइ, मेहली द्राष लींबोली चणइ ॥६१॥
द्राष सरीखु विमल प्रधांन, दुर्जननि मनि लींब समांन ।
काग सरीखु राजा कहिउ, दुर्जननि मानि दोषीलीउ ॥ ६२ ॥

---

૫૯–૬૦ વિમળમંત્રી વળાવીને પાછો વળ્યો એટલે રાજા બીજા પ્રધાનો સાથે વાત કરવામાં ગુંથાઇ ગયો. તેણે કહ્યું કે, "તમે કહ્યું હતું તે સર્વ મેં આજે મારી નજરે જોયું. મારા મનમાં એજ ફિકર થાય છે કે, એ જીવતો રહેશે તો મારૂં રાજ્ય જશે, માટે કહો કે હવે એવો શું ઉપાય કરીએ કે જેથી વેરી વણિક્ નષ્ટ થાય."

૬૧–૬૨. જે જેના ગુણ જાણે નહિ, તે તેનો આદર કરે નહિ. કવિજન કહે છે કે, કાગડા પાસે દ્રાક્ષ મૂકી હોય તો તે તેને લીંબોળી જાણીને ખાવા જાય છે. વિમળપ્રધાન દ્રાક્ષ જેવો છે, પણ દુર્જનતા મનથી તે લીંબોળી જેવો નકામો છે. રાજા કાગડા જેવો છે, તેથી તે દુર્જને પોતાના મનથી વિમળને દૂષિત માની લીધો.

## ॥ दूहा. ॥

मंत्रि भणि भूपति सुणउ, जव प्रहि विमल प्रधान ।
आवइ तुम भोजन भणी, तुम्हे देयो बहु मांन ॥ ६३ ॥
वाघ मेल्हावे मोकलु, त्रास हुइ ततकाल ।
विमल वकारे वीरसुत, सभामद्धि भूपाल ॥ ६४ ॥
विमल वकारिउं नही षमइ, तेज तणउ ते पूर ।
शींगिइं सांकल ऊतरइ, दूषण हुइ दूरि ॥ ६५ ॥
गुलिइं मरइ ये मांनवी, ते विस दीजइ कीम ।
काज सरइ कलकल टलइ, सांभलि राजा भीम ॥ ६६ ॥

---

૬૩-૬૪-૬૫-૬૬. પ્રધાન કહે છે, રાજા સાંભળો ! કાલે સવારે આપના ભોજન સમય પહેલાં વિમળ પ્રધાન આવે ત્યારે તમે તેને બહુ માન આપજો. ને એ વખતે વાઘ છોડી ભૂકાવજો, એટલે તરતજ આખા શહેરમાં ત્રાસ વર્તાઈ રહેશે. એ વખતે તમે વીરપુત્ર વિમળને ઉશ્કેરજો. તેજને અંબાર ( આગના ભભૂકા જેવો ) તે ઉશ્કેરેલો બેશી રહેશે નહિ. એ રીતે શીંગડે સાંકળ ઉતરી જશે, ને ફાંસ નીકળી જશે. જે માણુસ ગોળે મરતો હોય તેને શા માટે ઝેર દેવું ? રાજા ભીમ ! આમ કરવાથી કાર્ય સિદ્ધ થશે ને પીડા પતી જશે.

राय राणा मंडलीक नर, सभा मिली सुविशाल ।
आविउ विमल विकटकटकि, मांन दीइ भूपाल ॥ ६७ ॥
बिठउ चाउरि चंपि करी, जू ठउ यमनूं रूप ।
ससली न सकइ कोइ नर, मनि आकंपिउ भूप ॥ ६८ ॥
वाघ विछूटउ भय थयु, राय करइ कयवार ।
विमल विछेदिइं ऊठीउ, तेजग्गल तेणी वार ॥ ६९ ॥

## ॥ ढाल लोकीक पवाडानी ॥

विमल राउलि जव आवीउ, छोडावीउरे तव वाघ विकराल तु ।
काल यशा पय नष वशा, मूछि विलग्गा विसहर यशा वाल तु॥७०॥

---

૬૭. રાજાના માંડલિકો અને બીજાઓ મળીને મોટી સભા ભરાઈ તે વખતે મોટા બળવાન સૈનિકો સાથે વિમળ આવ્યો. રાજાએ તેને માન આપ્યું.

૬૮. વિમળ રાજાને પ્રણામ કરીને બેઠો. જાણે યમ (બીજો યમ) આવી બેઠો હોય! (વિમળનો એવો તેજ પ્રભાવ કે) કોઈ માણસ સસળી (હલનચલન કરી) શકે નહિ, રાજા મનમાં ભય પામ્યો.

૬૯. વાઘ છૂટયો ને ભય ફેલાયો. રાજા (લોકોની) દયાખાવા લાગ્યો, તરતજ તેજસ્વી વિમળ, વાત પડતી મૂકીને ઉભો થઇ ગયો.

૭૦. વિમળ રાજસભામાં આવ્યો તે વખતે વિકરાળ

वेढि वेढालउ वांणीउ, ए तु जांणी राउलि रोसनुं रेड तु ।
केडि विलाउ वाघनी, ए तु झागडीनि परि थाइ नीमेड तु ॥वेढि०॥
घोघर सादिइं घरघरइ, थरहरि भूमि आकंप अपार तु ।
षडषड षांडां षडषडइ, अरे लडथडि लाषगमे असवार तु ॥वेढि०॥
भड भडवाय हता घणा, ते तु आपणा लेई गया जीवतु ।
माल तणइ माथइ चडा, ए तु के पडि राउत करतला*रीव तु॥वेढि०॥

---

વાઘ છોડાવ્યો, કાળ જેવા (તરત પ્રાણ લે એવા) જેના પગે નખ છે અને સાપના જેવા જેની મૂછના વાળ આવી રહ્યા છે.

૭૧. વાણિયા (વિમળ)ને રોશથી તપી ગયેલો જોઇને રાજાએ તેને ઉશ્કેરીને વાઘની સાથે વઢવા વળાવ્યો કે જેથી ઝાગડી (?)ની પેરે નિકાલ આવી જાય.

૭૨. વાઘ ઘોઘરા (ભયંકર) સાદથી ઘૂઘવવા લાગ્યો. મોટો ધરતીકંપ થયો હોય એવો લોકોમાં થરથરાટ થયો. તલવારો એક બીજી સાથે અફળાઇ અને સ્વારો આમ તેમ લથડી પડયા.

૭૩. મોટા મોટા જોરાવર યોધ્ધાઓ પોતાનો જીવ

---

*કરતાને બદલે કરતલા અથવા કરતેલા શબ્દ હજુ પણ સુરત જીલ્લામાં કેટલાક અભણવર્ગના લોકો વાપરે છે. જૂનાં લગ્ન ગીતોમાં આવા શબ્દ વપરાયેલા જણાય છે. " રામતિ રમતેલા દીઠા, દકુંલે મારાં મન વસ્યાંરે."–"નિશાળે **ભણતેલા** દીઠા"..."ઘોડિલે **ચડતેલા** દીઠા"...વગેરે.

पूंछ वाली पूठिइं ठवइ, अरे नव नवि रंगि [illegible]लु वीर तु ।
पाटण परगट डमडमइ, ए तु को कोम तेहनि ता[illegible] तीर तु ॥वेढि०॥
हीर हीरागल हाटडां, ए तु कापडां फूटरां चिहु पषि चीर तु ।
वीर धाई गया धूंसटी, अरे घीहटी धाहटी वहि घृत नीर तु ॥वेढि०॥
दोशी देई गया हाटडां, ए तु माटडां फूटडां वहि रंगरेलि तु ।
फडीया वाडि फडी गया, ए तु फूलनां डाल माली गया मेहिलि तु
॥ वेढि० ॥
पान ते पांनकुंडिइं रह्यां, ए तु घांचीनि घरि ढल्या तेलना कूड तु ।
हृड हूआ ते हाथीया, ए तु साथीया सवि बलवतंइ वूड तु
॥ वेढि० ॥ ७७ ॥
पारषि पगि पीडी चडइ, ए तु घाट घड्या सोनार दि पूठि तु ।
मूठि बांधी मणीयारडा, भारडा मेल्हि हूआ नर ऊठि तु ॥वेढि०॥
लोट करइ गढ कोटडी, अरे झोटडी कामकि मोटडी षाइ तु ।
वाउ वींटाविउ वाघलु, ए तु आघतु कोइ न घालइ घाउ तु ॥वेढि०॥

---

લઈને નાશી ગયા ! કેટલાક રાવતો (લશ્કરી લોકો) નાસતા પડી ગયા ને બૂમો પાડવા લાગ્યા, કેટલાક માળ (મેડા) પર જઈ ભરાઈ ગયા.

૭૪. પૂછડું વાળીને પૂઠપર મૂકી નવનવા ચાળા કરતો વાઘ શહેરમાં ફરવા લાગ્યો. આખું પાટણ ખળભળી ઉઠ્યું, કોઈ એના પર શી રીતે તીર તાકી શકે ?

**૭૫.–૭૬.–૭૭.–૭૮.–૭૯. રેશમ અને રેશમી કાપડ**

**हाट ते गाढ कोहाडी ए, पाडि मंदिर हाटनि घाट तु ।**
**वाटं न को सलकी सकइ, जोरे भणतेला भाट नाशी गया नाट तु**
**॥ वेढि० ॥**

---

વાળા હાટમાં કીંમતી કાપડ ચારે તરફ પડતું મૂકીને (નાસે તે મર્દ) દોડતા જઈ સંતાઈ ગયા, ઘીયા ઘીના ઘડા ઢળતા મૂકીને નાશી ગયા, ને પાણીની પેઠે ઘી વહેવા લાગ્યું; દોશી દુકાનો બંધ કરીને નાશી ગયા, રંગારાનાં રંગનાં માટલાં ફૂટી ગયાં ને રંગના રેલા ચાલ્યા, કણીયા અનાજના ઢગલા મૂકીને નાશી ગયા, માળી ફૂલનાં ડાળ જેમનાંતેમ મૂકીને નાઠા, પાનવાળાનાં પાન કુંડામાં પડયાં રહ્યાં, ઘાંચીના ઘરમાં તેલનાં કૂડા ( કુલ્લાં ) ઢળી ગયાં, હાથી ભડકી ઉઠયા અને તેના બળવાન માવતો સંતાઈ ગયા, પારખને પગે ગોટલા ચડી ગયા, સોની ઘાટ ઘડેલા મૂકીને જતા રહ્યા, મણીયાર મૂઠીઓ વાળીને નાઠા, ભરડા દેવસેવા પડતી મૂકીને દોડયા. લોકોએ ઘરનાં બારણા બંધ કરી દીધાં, ભેંસો ચમકીને નાસતાં ઉંડી ખાઈમાં પડી ગઇ, વાયરે ચઢેલા વાઘ ઉપર કોઈ ઘા કરી શકતું નથી.

૮૦. **એની કુહાડો તીક્ષ્ણ કોહવાડી જેવી છે. એણે બજારનો, ઘરનો, તેમજ ઘાટ ( કુવા, તળાવ, નદી વગેરે ) નો રસ્તો બંધ કરી દીધો, એના ભયથી રસ્તે કોઇ**

बाला नि बालक टलवलइ, जोरे षलभलि नगारि नही रषवाल तु।
साल संभाल न को करइ, नर को घरि वाघलु देव दयाल तु
॥ वेढि० ॥ ८१ ॥

वीरजणणि को जाईउ, ए तु आईउ एतलि विमल प्रधांन तु।
भांन परिइं भड दीपतु, ए तु जीपतु ए घटि वाघनु वांन तु
॥ वेढि० ॥ ८२ ॥

गोल गरवि किशूं गडगडि, ए तु तडफाडितुं किशूं पाटण पोलि तु
पोलि षभां बालि आवीउ, ए तु विमल बोलावीउ बांगड बोल तु
॥ वेढि० ॥ ८३ ॥

---

ફરકી શકતું નથી, ભણુતા ભાટ અને ખેલ કરતા નટ પણ નાશી ગયા.

૮૧. ૮૨. માબાપે પડતાં મૂકેલાં હોવાથી છોકરા છોકરીઓ (બાળકો) ટળવળાટ કરવા લાગ્યાં, જાણે રક્ષક વગરનું થઇ પડયું હોય, તેમ આખું નગર ખળભળી ઉઠયું, કોઈ કોઇની ખબર લેતું નથી, હે દયાળુ દેવ! આ વાઘને કોણ પકડે? કોઈ વીર માતાએ એવો વીર જાયો (જન્મ આપ્યો) હોય (એવી લોકો પ્રાર્થના કરે છે,) એટલામાં સૂર્યના જેવો દીપતો વીર પુરૂષ વિમળ પ્રધાન આવ્યો, એને જોતાની સાથેજ વાઘનું તેજ નરમ પડી ગયું અર્થાત્ જીતાઇ ગયો).

तड तड लोचन तरडीयां, ए तु कड कड करडीयां कूंच नि मूंछ तु।
भूंछ जिशु मूंषर भयु, घणउ गहगहिउ रे, भुइ थापडि पूंछ तु
॥ वेढि० ॥ ८४ ॥

दंत *दातरडी दाषतु, ए नांषतु रे घरा फूंकनि फाल तु ।
काल यशु कालुतरु, अति आकरु ए करि वलगवा ताल तु
॥ वेढि० ॥ ८५ ॥

थाप धरी जव धाईउ, तव साहीउ रे यशु काबरु कांनि तु ।

---

८३. પાટણની પોળો તરફડે છે ( એવું વિમળે જોયું ). ખભા ખુલ્લા કરીને-ખભો થાબડીને ( પહેલવાનો કુસ્તી લડતાં પોતે પોતાનો ખભો થાબડે છે, ) બળવાન આવ્યો, મોટી નોબત ગર્જતી હોય ( તેવા સાદે વિમળે તુચ્છકારથી વાઘને બોલાવ્યો.

૮૪. વાઘની આંખો (ક્રોધથી) ઠરડાઈ ગઇ, તે મૂછ અને કેશના વાળ કરડવા લાગ્યો, ગાંડાની પેઠે તે ઉશ્કેરાયો અને જમીન સાથે પૂછડું પછાડી ઘણું ઘૂરકવા લાગ્યો.

૮૫. વાઘ દાંતની દાતરડી દેખાડવા અને પૃથ્વીપર ફૂંફડા નાખવા લાગ્યો, કાળોતરો ( દુષ્ટ ) કાળ જેવો-બહુ આકરો છો, તે ( વિમળને ) વળગવાનો લાગ જોવા લાગ્યો.

---

*આ શબ્દ બીજી ત્રીજી પ્રતિમાંથી લીધો છે પહેલી પ્રતિમાં "દેખાડી" શબ્દ છે, જે નજર ચૂકથી લખાયો હશે એમ લાગે છે.

विमल करिउ करि मांकडू, लीउ सांकडु रे देवी अंबिका ध्यांनि तु
|| वेढि० || ८६ ||
जयजयकार शबद हूआ, हुइ घरि घरि वरति मंगल च्यारि तु।
वाघलु रा आगलि धरिउ, अरे विमलि करिउ जो उपगार तु
|| वेढि० || ८७ ||
विमल गयु घरि आपाणि, अरे राउ भाणि मंत्रि न शीधलूं काज तु।
राज रषे लिइं वांणीउ, ए प्रांणीउ दुष्ट मइ जांणीउ आज तु
|| वेढि० || ८८ ||

---

८६. જ્યારે તે (વાઘ) ધાયો, ત્યારે થપ્પડ મારીને જેમ બકરાને કાનથી પકડે તેમ વિમળે તેને પકડયો ને પોતાના હાથમાં માંકડા જેવો બતાવ્યો. અંબિકા દેવીના ધ્યાનથી તેને વશ કરી દીધો.

૮૭. વિમળની "જય" બોલાવી લાગી, ઘેર ઘેર ચારે મંગળ વર્તાયાં, વાઘને રાજા પાસે રજુ કર્યો. એ પ્રમાણે વિમળે ઉપકાર કર્યો.

૮૮. વિમળ પોતાને ઘેર ગયો. રાજાએ કહ્યું, મંત્રી! કાર્ય સિદ્ધ થયું નહિ. રખે વાણિયો રાજ લે! આજ મેં જાણ્યું (મારી ખાત્રી થઇ) કે એ દુષ્ટ પ્રાણી છે.

मंत्रि भणइ जाणउ छउं अह्मे, तह्मे चित म आणशु ऊचाट लगार तु।
माल करु बल पारखूं, ए सारषिसारषुं टालशि साल तु ॥वेढि०॥
मालशूं मंत्रि विचारिउं, भलु मारीउ भागडा थाए तू भीम तु।
विमल हणे करि ताहारि, ए तु मागजे सबल हुइ जे सींम तु
॥ वेढि० ॥ ९० ॥

## ॥ दूहा ॥

प्रहि ऊगमति प्रगटीउ, वहिलु विमल प्रधांन ।
राउलि राजसभां लहि, वली विशेषिइं मांन ॥ ९१ ॥
माल अछइ पारि आपणइ, आणइ गर्व अपार ।
महिता तेह बल पारखूं, करु न केती वार ॥ ९२ ॥

---

૮૯. મંત્રી કહે, હું જાણું છું, તમે મનમાં ઉચાટ કરશો નહિ, મલ્લના બળની પરીક્ષા કરાવો, એ સરખેસરખા સાલ ટાળશે.

૯૦. મંત્રીએ મલ્લની સાથે મળીને ઠરાવ કર્યો ને કહ્યું, ભીમ ખુશી થાય એવી આ સરસ ગોઠવણ કરી છે, તું તારેજ હાથે વિમળને મારજે ને પછી જે સારામાંસારી જમીન હોય તે (ઇનામ) માગજે.

૯૧. સવાર થતાં વિમળપ્રધાન વહેલો આવ્યો, રાજાની રાજસભામાં વળી વધારે માન પામ્યો.

૯૨. ( રાજાએ વિમળને કહ્યું, ) આપણો મલ્લ છે

वाघ तुह्मे वासि आंणीउ, जे अति वसमु वंक ।
मांन करइ छइ मालडा, ते तुह्म आगालि रंक ॥ ९३ ॥
एणि अवसरि तेडावीया, माले मांडी ताल ।
सुभट शरोमणि ये हुइ, ते मोकाळि भूपाल ॥ ९४ ॥
माले वाई बाकरी, गरवी बोलि गालि ।
आवु अलजइ आपणइ, ये पुहचइ भुज प्रांणि ॥ ९५ ॥
वीर जणया वीरा सुतन, ये हुइ बहु बलवंत ।
उठ्ठवणी उठ्ठी करि, ये वीर कहावि कत ॥ ९६ ॥

---

તે બહુ ગર્વ રાખે છે, માટે મહેતા ! તેના બળની પરીક્ષા કરો, કંઈ વખત ખોશો નહિ.

૯૩. જે બહુ વસમો ને ભયંકર હતો, તે વાઘ તમે વશ કર્યો, તેના સામે ગર્વ કરનારા બિચારા મલડા રાંક છે ( કંઈ લેખામાં નથી )

૯૪. એ વખતે રાજાએ મલ્લને તેડાવ્યા. મલ્લે યુકિતથી વાત છેડી રાજાને કહ્યું, જે કોઇ બળવાનમાંબળવાન યોદ્ધો હોય તેને ( મારી સાથે લડવા) મોકલો.

૯૫. મલ્લે બાકરી બાંધી, ગર્વથી ગાળ દઇને કહેવા લાગ્યો, જેના હાથમાં બળ પહોંચતું હોય તે આવે, આપણે ભેટીએ.

૯૬. જે વીરમાતાથી જન્મ પામેલો અને વીર

॥ छंद ॥

तेणि वयणि रोसिइं चडिउ, भड उट्ठिउ भडवाय ।
घाइ ति पहिलुं जालवी, पच्छइ परठिउ पाय ॥ ९७ ॥

॥ छंद ॥

तरे परठ्ठीय पाय रहियु रढ मांडी, भीमि भडाडीय माल भडं ।
घण घाय घडक्किय, सूर थरक्कीय, शेष सलक्कीय भार वडं ।
चल चंद चमक्किय, मेरु फरक्कीय, तांम ध्रु सक्कीय, धीरधरा ।
जय विमल जमलि मही माल भडंतइ, पिष्षइ सुरवर कोडि नरा॥९८॥
घण मिल्लइं मुट्ठि, कि भज्जइ पुट्ठि, कि उट्ठविउठ्ठ चडंत वडइ ।
घण हत्थोहत्थिइं, बत्थोबत्थिइं, सत्थोसत्थिइं, शीस वडइ ।
करि करइ कडक्किय, भज्जइ हड्डकि, धुज्जइ गुड्डकि, भार भरा
॥ जय० ॥ ९९ ॥
करशूं कर मोडइ, कंड विछोडिइ, कोइ न होडकि हारि करइ।
ऊप्पाडीय लंषिइ, दीण न भष्षइ, आवीय पष्षइ, वेगि हरइ ।

---

પિતાનો પુત્ર હોય, જે મહા બળવાન હોય અને જે વીર (ભાર્યાનો) વીરમર્દ કહેવાતો હોય તે ઉઠીને ઉભો થાય. !

૯૭. તેના (મલ્લના) વચનથી ખીજવાયેલો યોધ્ધો (વિમળ) તરત ઉઠયો પહેલો ઘા સંભાળી લઈને પછી પોતાનો પગ સ્થિર કરીને લડવા ઉભો રહ્યો.

घड धूंबड धाइ, कि माहोमाहि, कि लद्धइ वाहि, कि घाय
करइ ॥ जय० ॥ १०० ॥

घण पूरीय मांणि, कि जांणइ ठांण, कि सवे संघांण कि, दूरि करइ।
जड जोड न भज्जइ, हक्क ति वज्जइ, अंबर गज्जइ, इंद धरा ।
विमलिइं बल ऊरकि, कीय तव चूर कि, मल्लह पूरि कि, आयपरा
॥ जय० ॥ १०१ ॥

---

૯૮–૯૯–૧૦૦–૧૦૧. વિમળ પગ સ્થિર કરીને લડતો ઉભો રહ્યો. ભીમે તેની સાથે બળવાન મલ્લ વળગાડયો. ( એક બીજા પર કરતા) ઘા ધમધમવા લાગ્યા, સૂર્ય ઝાંખો પડવા લાગ્યો, બળપૂર્વક લડતા યોધ્ધાઓના ભારથી શેષ સળવળવા લાગ્યો, ચળકતો ચંદ્રમા ડોલવા લાગ્યો મેરૂ ધ્રુજવા લાગ્યો, ધ્રુવ પોતાનું નિશ્ચિત સ્થાન છોડીને ખસવા લાગ્યો, વિજળી વિમળની સાથે પૃથ્વીપર ચાલતી મલ્લની લડાઇ કરોડો મનુષ્યો અને મોટા મોટા દેવતાઓ જોવા લાગ્યા. વાંસો ભાગી જાય એવી એક બીજાને મૂકીઓ મારે, પડે ને પાછા ઉઠીને વળગે, વારંવાર હાથોહાથ અને બાથંબાથ આવી જાય, એક બીજાના માથા સાથે માથું અફાળે, એક બીજાના હાથ ઉતરી જાય, એક બીજાનાં હાડ ભાગી જાય, એક બીજાના ગુડા ( સાંધા ) નરમ થઈ જાય, એવા બળથી લડવા લાગ્યા. એક બીજાનું કાંડું છોડાવતાં હાથ મરડી

## ॥ अथ कलश ॥

विमल जमलि जव आण, मल्ल रक्खिउ मही मंडलि ।
रायंगणि झूझंत, नांम रक्खिउ आषंडलि ।
झडपड करि षण एक, छेक जित्तउ जगि जांणउ ।
जेणि वग्घ वाशी करिउ, तेह कुण मल्ल सपराणउ ।
लावण्यसमइ कहि विमल ते,.दहादीशि लंषिउ फेरवी ।
आवे विमल पाए पडि, जे जनि हुउ छे रवी ॥ १०२ ॥

---

નાખે, કોઈ કોઇને નમ્યું આપે નહિ, કોઈ કોઇથી નમતું બોલે નહિ, એક બીજાને ઉંચકીને ફેંકીં દે, ફરી પાછા આવીને એક બીજાને વળગે અને ઝટ છૂટા પડી જાય, ક્રોધ ભર્યા દોડતા આવીને વળગે, એકએકની ઉપર પડે અને એક એકને ઉપાડી જાય, એક બીજાપર ઘા કરે, સાધાના મર્મસ્થાનના જ્ઞાતા એક બીજાના મર્મસ્થાનપર મારીને એક બીજાને છૂટો પાડે, જડ જેવા કોઇ કોઈથી હઠે નહિ, સામસામે કરતા હોંકારાથી મેઘ ગર્જના પેઠે આકાશ ગાજી રહ્યું, વિમળે મલ્લને સંપૂર્ણ બળ અજમાવવા દીધા પછી જીવવાના લોભવાળા તે મલ્લનો ચૂરો થઇ જાય એવો વિમળે તેને પછાડયો.

૧૦૨. રાજ દરબારમાં વિમળ સામે વળગાડેલા મલ્લ સાથે લડીને વિમળે અખંડ ભૂમંડળમાં અમર નામ મેળવ્યું. ઝપાટાથી એક ક્ષણમાં સંપૂર્ણ જીત

षंडि षंडि०                    एतलइ छट्ठउ षंड वषांणि ॥१०३॥

इति विमलप्रंबधे नवरंगनवषंडे श्री चक्केश्वरीअंबिकाराधना, श्री अर्बुदाचल प्रासाद प्रतिबोधन, बाण त्रित्रय प्रगटी करणे, व्याघ्र मल्ल युद्ध जयाधिकारे षष्टं खंडं संपूर्ण ॥६॥ श्री ॥ श्री ॥ श्री ॥



## षंड सातमउ

मंत्री राउ विमांसण करइ, देवशक्ति ए किणिहि न मरइ ।
आपणि ये ये कर्या उपाय, ते विसराल थया कहि राय ॥१॥
भणि मंत्रि राजन सुणि वात, आगइ विमल पितानु तात ।

---

મેળવેલી જગે જોઇ. જેણે વાઘ વશ કર્યો તેના આગળ મલ્લનું શું ગજું ! લાવણ્યસમય કહે છે કે જયારે દશ દિશાએ ફેરવીને મલ્લને ફેંકી દીધો, ત્યારે તે (મલ્લ) આવીને પગે લાગ્યો. લોકોમાં વિમળનો સૂર્યના જેવો પ્રતાપ પડયો.

૧૦૩ એ પ્રમાણે લાવણ્યસમયની વાણીથી છઠ્ઠો ખંડ પૂરો થયો.

૧. રાજા અને પ્રધાન ચિંતા કરવા લાગ્યા કે વિમળમાં દૈવીશકિત છે, માટે તે કશાથી મરવાનો નથી. રાજાએ કહ્યું, આપણે જે જે ઉપાય કર્યા તે બધા નિષ્ફળ ગયા.

लहिर आदि लेष लागीइ, छप्पन कोडि *टंका मागीइ ॥२॥
इणि मर्मि धन लीजि कसी, धन हीणउ शुं करशि वशी ।
धन विण माणसनुं मद टलइ, धन विण मोटाइ सवि गलइ॥३॥
धन विण कोइ न मांनि बोल, धन विण थाशि रंक निरोल ।
धन लीधूं तु लीधा प्राण, नीर विहूणउं यशूं निवांण ॥ ४ ॥

---

૨. પ્રધાન કહે રાજા સાંભળો ! આગળ વિમળના વડાઉઆ લહિર (દંડ નાયક) હતા, ત્યારથી લેણું નીકળે છે એવો હિસાબ કરીને છપ્પન કોડિ ટંકા માગો.

૩. એ યુક્તિએ કરીને ધન ખેંચી લઇએ, પછી ધન વગરનો અહીં રહીને શું કરશે ? ધન ન હોય તો માણસનું અભિમાન રહે નહિ, ને ધન વગર મોટાઈ પણ રહે નહિ.

૪. ધન વગર કોઈ કહ્યું માને નહિ, ધન જશે એટલે ગરીબ જેવો થઇ જશે. ધન લીધું એ પ્રાણ લીધા જેવું જ છે. ધન વગરનો માણસ તે પાણી વગરના નવાણ જેવો છે.

---

* ટંકા એ એ વખતનું મુખ્ય ચલણી નાણું હતુ હજી આપણે "ટકાનું વ્યાજ," "ટકે શેર ભાજી ટકે શેર ખાજાં," વગેરે શબ્દોમા 'ટકો' શબ્દ વાપરીએ છીએ, તે તે કાળના 'ટંકા' શબ્દ ઉપરથી ચાલતો આવેલો છે.

मंत्रि सभा माहिं ऊगमि गयु, +रा रूठउ उफराटउ थयु ।
नरसमुद्र पाटणनु धणी, राउ रीसाविउ कुहु शा भणी ॥ ५ ॥
मणइ मंत्रि सुणि विमलमंत्रीस, रानि लेषानी छि रीस ।
छपन कोडि टंका घर भरु, कि आवीनि लेखं करु ॥ ६ ॥
जु तुम्हे रानी वंछउ मया, करु बोल ये तुह्मनि कह्या ।
विमलमंत्रि जव मंदिर जाइ, आपइ लेषां को करमांहि ॥७ ॥

---

૫. બીજે દિવસે સવારે વિમળ રાજસભામાં ગયો, ત્યારે રાજાને રીસાએલો અને પોતાનાથી ફરી બેઠેલો જોયો, (વિમળે કહ્યું-) સમુદ્ર જેવા વિશાળ અને ભરચક વસ્તી વાળા પાટણ શહેરના ધણી-રાજા, કહો શા માટે રીસાયા?

૬. પ્રધાન કહે, વિમળમંત્રી સાંભળો, રાજાને હિસાબને માટે રીસ છે. ગમે તો છપ્પન કોટિ ટંકા આપો અને ગમે તો હિસાબ કરીને ખાતું પાડી આપો.

૭. જો તમે રાજાની કૃપા ઇચ્છતા હો તો તમને જે વાત કહી તે પ્રમાણે કરો. વિમળમંત્રી ઘેર ગયો ત્યારે કોઇએ તેના હાથમાં હિસાબ આપ્યો.

---

+અપભ્રંશ ભાષાના કાળે રાજાને "રા" કહેતા હતાઃ "રા ખેંગાર," "સધ્ધ(સિદ્ધ) રા જેશંગ," "રા મંડલિક," "રા નોંઘણ,(નવ+ઘન)" એ શબ્દો હજુ સુધી વપરાય છે.

वांचिउ लेष विछेदिइं करी, वाणुत्रे वुहर्याता तुरी ।
दिद्ध दांणचोरीनूं आल, राउ पडिइ लीया समकाल ॥ ८ ॥
जु थाइ तु ऊपर करु, नहीतरि लेष लिषी दिउ षरु ।
राय सरीसु नहीं संतोस, वली अधिक ऊपायु रोस ॥ ९ ॥
वलता लेप लिप्या पडवडा, छडे पीयाणे* आव्या छडा ।
दृष्टि लेष चिंता परहरी, वात तुरीनी छि पाधरी ॥ १० ॥

૮. પરબીડીયું ફાડીને લેખ વાંચ્યો, (તો જણાયું કે લહિર સેનાપતિના) વાણોતરે ઘોડા વહોર્યા હતા, એ ઘોડાનું દાણ તેણે આપ્યું નહોતું, એવું તેના ઉપર આળ ચડાવ્યું છે અને તે કાળથી માંડીને વિમળના વખત સુધીનો રાજા હિસાબ માગે છે.

૯. જો બને તો નાણું આપી દો, નહિ તો નવેસર લેખ લખી આપો. રાજાને સંતુષ્ટ કર્યા વગર બીજો રસ્તો નથી ને જો તેમ નહિ કરો તો તેમને વધારે રોસ ઉપજાવશો.

૧૦. (વિમળે) કરડા શબ્દોથી વળતો જવાબ લખ્યો. (એમાં લખ્યું કે) અમે છેડેછડા (એકલા અને હાથ હલાવતા) આવ્યા હતા (વડીલોની કોઈ મિલકત મને મળી

*પીયાણું શબ્દ સંસ્કૃત प्रयान ઉપરથી થયો છે પ્રાચીન કવિઓ છૂટથી એ શબ્દ વાપરતા આવ્યા છે જુઓ 'પીયાણાને પહોંચ્યાં રે તેડાં તતબર થયાં રે' બાપુ ગાયકવાડ

लेष मिशि फांडि पाडाशि, धन लेई विरी ताडाशि ।
किशूं करि जु अति आकलु, गाढउ सीह सबल सांकलिउ॥११॥
कूड रचाव्यां आगइ ढेढि, वाघ मालि मंडावी वेढि ।
पहिलूं धुरि जु षाधी षता, पाछि जेह कीजि उरता ॥
दुर्जन हासां करशि घणां, जाशि महत पितामह तणां ।

---

નથી, એટલે વડીલના નામનું લેણું મારી પાસેથી લેવું વાજબી નથી.) વિમળે લેખ જોઇને ચિંતા તજી દીધી. (રાજાનો હેતુ સમજી ગયો કે) ઘોડાની વાત પાધરી છે (એ તો એક બાનું છે).

૧૧. લેખને બાને ફંદામાં નાખશે (પછી ધન હરી લેવાનું બાનું મળશે) ને ધન લઈ લીધા પછી દુશ્મનો હેરાન કરશે. બહુ આકળો સિંહ પણ મજબુત સાંકળે બંધાયા પછી શું કરે ?

૧૨. પહેલાં વાઘ અને મલ્લ સાથે યુદ્ધ કરાવ્યું, એ બધા જુઠ્ઠા પ્રપંચ કર્યા. પહેલેથી (ખરો મર્મ) નહિ સમજવાની મોટી ભૂલ કરી એટલે હવે પાછળથી શા વિચાર કરવા ?

૧૩. હવે દુર્જન લોકો મનગમતી ચેષ્ટા કરશે ને પિતા મહનું મહત્ત્વ (કીર્તિ) નષ્ટ થશે. કાચાકાનનો રાજા ભીમ, એનું રાજ પણ રહેશે કે જશે તેનો કંઇ

दुब्बल कन्नउ राजा भीम,+विणठइ राजि न रहीइ नीम॥१२॥

जै मंदिरि सामहणी करी, सांढि सोलसिइं सोविन भरी।

पक्खरि पंचसयां असवार, बीजा पंच सहस तोषार ॥ १४ ॥

पायक सहस मिल्या दस सार, अवर अनेरा वर्ण अढार।

पोताना गज साथिइं लीध, बीजा तुरी अडाणी किद्ध ॥१५॥

---

નિર્ધાર નથી.

૧૪. (આવો વિચાર કરીને વિમળે) ઘેર જઇને તૈયારી કરી. સોળસેં સાંઢપર સોનું ભર્યું, પાંચસે સ્વાર તૈયાર કર્યા અને બીજા પાંચ હજાર ઘોડા લીધા.

૧૫. દશ હજાર પાળા મેળવ્યા અને બીજા અઢારે વર્ણના લોક સાથે લીધા તે જુદા. પોતાના હાથી હતા તે પણ લીધા અને કેટલાક ઘોડા ભાડે લીધા.

---

= સં. विनश्यति ઉપરથી પ્રા. विणठइ અને ગુજરાતી 'વણુસે' થયું છે. "વણુસે વણુસેવના થકી" દલપતરામ. 'કાચનો કુંપો કાયા તમારી વણુસતાં ન લાગે વાર." ધીરો.

रथ वाहिणि ऊंटे नीसांण, रषत भर्यां साथिइ साबांन ।
अंतेउरि दहेरासर+ साथि, घरिथी लीधी सघली आथि॥१६॥
मेली कटक थयुं असवार, भीम भेट कीधी तेणीवार ।
राउ पुठि जव देई रहिउ, वलतु बोल विमलि इम कहिउ॥१७॥

## दूहा.

मझ दीद्धी ये विरीयां, वली म देयो भीम ।
इम भणी पाटण तणी, विमलि वुलि सीम ॥ १८ ॥

---

૧૬. વાહનને માટે રથ વગેરે લીધા, ઉંટપર નિશાન ચડાવ્યાં, સર્વ પ્રકારની સામગ્રી સાથે ભરી રાખી, ઘરમાંનું દેહરાસર સાથે લીધું અને ઘરમાં જે કંઇ સમૃદ્ધિ હતી તે પણ લઈ લીધી.

૧૭. સર્વ સૈન્ય મેળવીને વિમળ સ્વાર થયો, તે પછી ભીમ રાજાની મુલાકાત લીધી. જ્યારે રાજા મળીને છૂટો પડયો ત્યારે વિમળે છેવટનો બોલ કહ્યો.

૧૮. "દુશ્મનોએ મને જેવી હેરાનગતિ પહોચાડી, તેવી ફરી (કોઇને) પહોંચાડશો નહિ." એમ કહીને વિમળે પાટણનો સીમાડો ઓળંગ્યો.

---

+શ્રીમંત શ્રાવકો પોતાના ઘરમાં દેહરાસર રાખે છે.

## ॥ चुपै ॥

चालिउ मंत्रि मालवणि रहिउ, तिहांथु टबक नीसाहणे भयु ।
एणि अवसरि चंद्रावइ* धणी, आविउ षेत्रि षडाली भणी ॥१९॥
सुण्या विमल नीसाहाणे घाय, धराणि ढलिउ चंद्रावइ राय ।
नाहाठा बेटा सवि मन मटइ, रा पंडी पाशिइं ग्या ठठइ ॥२०॥
आविउ विमल अषंड अगाजि, जै बिटउ चंद्रावइ राजि ।
सीमाडा जे सवि सामटा, आवी विमल मिल्या एकठा ॥२१॥

---

૧૯. વિમળ ચાલ્યો ચાલ્યો માલવણુ જઈને રહ્યો, ત્યાં (પોતાનાં સત્તાધીશ તરીકેનાં) નિશાન ધારણ કર્યાં. એ વખતે ચંદ્રાવતીનો રાજા ખડાલી ગામ તરફ આવ્યો.

૨૦. વિમળના ડંકાનો અવાજ સાંભળીને ચંદ્રાવતીનો રાજા મૂર્છા પામ્યો (ભયભીત થયો), તેના છોકરાઓ બ્હીને નાઠા, તે ઠઠ્ઠાના રાજા પાસે જઇ રહ્યા.

૨૧. વગર હરકતે વિમળ આવીને ચંદ્રાવતીની ગાદીએ બેઠો. આસપાસના સૌ સામંતો આવીને વિમળને મળી ગયા.

---

*ચંદ્રાવતીના ખંડેરો આબુરોડ સ્ટેશનથી દોઢ બે મૈલપર આવ્યા છે અર્બુદ (આબુ) દેશનું રાજનગર તે વખતે ચંદ્રાવતી હતું ગુજરાતપર ચઢી આવતા અલ્લાઉદ્દીનના સૈન્યે તે ઉજડ કર્યું. વધારે હકીકત માટે જૂઓ ઉપોદ્ઘાત.

जेहनां न नम्यां कहिनइ डील, उलग करइ भला ते भीम ।
गांम ठांम लीधा परदेस, सेव मनाव्या नगरनरेस ॥ २२ ॥
बिठउ विमल सभा समधरी, आविउ नर को देशाउरी ।
सांभलि स्वामी देस बंगाल, रोम नगर छि अति सुविशाल ॥२३॥
एकं नगरि बार सुलतांन, बार बार जोअण मंडाण ।
वावि सरोवर वाडी कूआ, देस अछि सवि कहि जूजूआ॥२४॥
जिहां जिहां जांणइ हींदू नांम, तिहां तिहां देस उजाडइ गांम ।
हींदुनु अवतरीउ काल, जु चालि तु करि संभाल ॥ २५ ॥

---

૨૨. જેનુ શરીર કોઇને નમ્યું નથી, ભીમદેવ જેવા મોટા મોટા જેની તાબેદારી કરે છે (તેવા વિમળે), ગામ ઠામ, અને દેશ પરદેશપર અધિકાર મેળવ્યો, મોટાં મોટાં નગરોના રાજાઓને પોતાની તાબેદારી કબુલ કરાવી.

૨૩. સમુદ્ર જેવી મોટી સભા ભરીને વિમળ બેઠો છે, ત્યાં કોઈ દેશાવરી માણસ આવ્યો (ને કહ્યુ) સ્વામી સાંભળો, બંગાળ દેશમાં મોટું વિશાળ રોમનગર છે.

૨૪. એક નગરમાં બાર સુલતાન છે ને બાર બાર યોજન (લાંબુંપહોળું)માં નગર વસ્યું છે. વાવ, સરોવર બાગ, કૂવા અને રાજ કરવાનો પ્રદેશ દરેકનો જૂદો જૂદો છે.

૨૫. જ્યાં જ્યાં હિંદુનું નામ જાણે છે, ત્યાં ત્યાં તે તે

ते बारं रवि पारि दीपता, दोहिला देव अछइ यीपता ।
सांभलि हो चंद्रावइ धणी, रोम नगर ते पूरव भणी ॥ २६ ॥
भणइ मंत्रि सी मंडी यात्र, ते सुलतांन कह्या कुणमात्र ।
एक एकनी छायां रहइ, ते सुलतांन नांम किम लहइ ॥२७॥
मालव मगध देस नमीयाड, जीता कच्छ मच्छ मेवाड ।
कलि कर्णाट लाट नि भोट, जीती मारूआडि नव कोटि॥२८॥
दहदिशि वरति आण अषंड, मेह लिउ गूजरातनु डंड ।

---

દેશ અને તે તે ગામ ઉજડ કરે છે. હિંદુઓનો કાળ અવતર્યો છે, માટે જો બનીશકે તો રક્ષણ કરો.

૨૬. તે બારે સૂર્યના જેવા દીપે છે, ને દેવથી પણ જીતાવા કઠણ છે. ચંદ્રાવતીના ધણી સાંભળો ! રોમ નગર પૂર્વ તરફ છે.

૨૭. મત્રી કહે, શી વાત કરો છો ! એ સુલતાન શા લેખામાં છે ! એક એકને આશરે રહે તે સુલતાન પદવી શી રીતે પામે !

૨૮–૨૯(મેં)માળવા,મગધ,નમીયાડ(?) કચ્છ,મચ્છ, મેવાડ, કલિ(વૃંદાવન), કર્ણાટક, લાટ,ભોટ(ભૂત દેશ-ભૂતાન)અને નવકોટિ મારવાડ જીતી છે.દશ દિશાએ મારી અખંડ આણ વર્તાય છે, મેં ગુજરાતનો દંડ લીધો છે, ભીમદેવ મારો રાજા છે, એમ જાણીને મે

भीम न भांजिउ ठाकुर भणी, किम लोपूं कुलवट आपणी ॥२९॥
गौड देसनु रा गांजीउ, भोट तणउ भटवा भांजीउ ।
पंचालु ते पालिउ पलइ, काह्नडीउ कोढारे रलइ ॥३०॥
कासमीर कंपिउ भडवाय, चौड देसनु चंपिउ राय ।
बाबरीउ बिठउ बाराणि, कन्नूजु ते कीरति करइ ॥३१॥
अंग देसनु उलग परु, जीवी मागइ जालंधरु ।
वागडीउ ते लंषइ वाय, सोरठीउ ते शेवि पाय ॥३२॥

---

તેને રાજભ્રષ્ટ કર્યો નથી, હું મારા કુળની વટ કેમ લોપું ? (જેનું લૂણ ખાધું તેને રાજભ્રષ્ટ કરૂં તો મારા કુળની વટ (ટેક) ને કેમ છોડું ?)

૩૦-૩૧-૩૨-૩૩-૩૪-૩૫-૩૬.(મેં) ગૌડ દેશના રાજાને ગાંજ્યો (હરાવ્યો) છે, ભોટના રાજાને રાજભ્રષ્ટ કર્યો છે, પંચાળ (પંજાબ) મારૂં પાળ્યું પળે છે, કાનડા મને ખંડણી આપે છે, કાશ્મીર મારા ભયથી કંપે છે, ચૌડ દેશના રાજાને મેં દબાવ્યો છે, બાબરીઓ (બર્બર દેશ) મારે બારણે બેઠો છે (સેવક છે), કનોજ મારી કીર્તિ ગાય છે, અંગદેશ (બંગાળનો ઉત્તરભાગ)નો રાજા મારો તાબેદાર છે, જાલંધર મારી કૃપા ઇચ્છે છે, વાગડ મને પવન નાખે છે (સેવા કરે છે), સોરઠ મારા પગ સેવે છે, હું

अवतरीउ रिपु केरु काल, प्रगटिउ पुण्यवंत प्रतिपाल ।
मथुरा तणउ माल पाठवइ, अर्थ अयोद्धानु आठवइ ॥२३॥
ढीलीनु ते मांनइ ढाक, रोम नयरनी थै तकताक ।
मझ आगालि ए स्यां बल कह्यां, कण उपणतां बूरां रहियां॥२४॥
यमणवारि नवि यमया वडू, करतां पाक रह्या कोरडू ।
घर करतां केघर वीसर्या, के दीशिइं अलगा नीसर्या ॥२५॥
ते सुलतांण तणउं शूं गजूं, जु जांण्या तु किम ऊभजूं ।
करु सजाई महिता जांण, जै जीपूं बारं सुरताण ॥२६॥

---

રિપુનો કાળ થઇ અવતર્યો છું ને પુણ્યવંતનુ પ્રતિપાલન કરૂં છું. મથુરા દેશનો રાજા મને ભેટ મોકલે છે, અયોદ્ધાનો રાજા ખંડણી આપે છે, દિલ્લીનો રાજા મારી બીક રાખે છે, ને હવે રોમનગરની ઘડી ભરાઇ ગઇ છે. મારા આગળ એનું બળ શું વખાણો છો ! દાણા ઉપણતાં એ બૂરાં રહી ગયાં છે (ઉપણતી વખતે બૂરાંવાળા દાણા પણ પવનથી ઉડીને બૂરાં ભેગા જઇ પડે છે ) જમણવારમાં (અનેક પક્વાન્નો જમવાનાં હોવાથી ) એ વડૃ ખાધા વગર રહી ગયું છે, રાંધતાં એ દાણા ઠોડા રહી ગયા છે, ઘર કરતાં એ ગોખલો રહી ગયો છે, ને તેથી એ જૂદા પડતા જણાય છે. એ સુલતાનનું શું ગજું છે ! અને હવે જો મારા જાણવામાં આવ્યું છે, તો એમને કેમ જવા દઉ! મહેતા !

शूरा सूरातनि घडहडु, हय पक्खरीया ऊपरि चडउ ।
चंद्रावय बाहरि मेहलांण, कीधूं तांम हवूं जगि जांण ॥३७॥
हलहल कटक सजाई करी, भड भाथा भालोडे भरइ ।
सगणी शींगाणि पाली पटा, कटारी कातरि करकटा ॥३८॥
गदा गुरज गोला गोफिणी, भल झलकइ भालानां अणी ।
हल मूंसल वर मोगर चक्र, गेडी गंढाली यि वंक ॥३९॥
शंष शक्ति तोमर तरूआरि, नम्मीचा नाराच विचारि ।
षांडां षेडां घण घूघरा, वली वंस नि छापर छरा ॥४०॥
सरसी फरसी नि हडबडी, अणीयाली वाली वांकडी ।
तीषां तोजि तपं त्रिशूल, विरांनि शरि माथाशूल ॥४१॥

---

(પોતાના કારભારીને કહે છે) તૈયારી કરો, જઈને બારે સુલતાન જીતુ.

૩૭. શૂરો શૂરાતનથી ગાજ્યો ને સજ્જ કરેલા ઘોડાપર ચઢયો. ચંદ્રાવતી બહાર જઇને પડાવ નાંખ્યો ત્યારે સર્વ સ્થળે (ચડાઇ જાય છે એવું) જાણ થયું.

૩૮-૩૯-૪૦-૪૧. ઝપાટાબંધ સૈન્યની તૈયારી કરી, લડવૈયાઓએ ભાલોડાંના ભાથા ભર્યા, સગણી, શીંગણી, પાલી, પટા, કટારી, કાતર, કરકટી, ગદા, ગોળા, ગોફણ, ઝળકતાં ફૂળવાળા ભાલા, હળ, મૂશળ, મોગરી, ચક્ર, વાંકી

जरद् जोड जमली जीणसाल, लोहवडी डगली गहींडा ढाल ।
हस्ताभर्ण अंगूठी षरी, दोरी जुरद डाभ कर्करी ॥४२॥
पहिर्या अंगा चंगा टोप, रंगि रंगाउलिना आटोप ।
पहिरी जीवरषी सन्नाह, विरीनि शारि देवा दाह ॥४३॥
मोटा मयगल पर्वत प्राय, बलवंता के काला काय ।
पक्खर पय घूघर घमघमइ, रणि रलिआता रोसिइं रमइ ॥४४॥

---

અને ગાંઠાવાળી ગેડી, શંખ, શકિત, તોમર, તલવાર, તમંચા, નારાચ, ખાંડાં, ઘણ, ઘુઘરા, વાંસી, પહોળા ફળ વાળું છાપર, છરા, તીક્ષ્ણ ધારવાળી ફરસી, અને હુડબડી જે અણીવાળી અને વાંકી વાળેલી છે તે તથા તીક્ષ્ણ અને તેજવાળાં ત્રિશૂળ વગેરે વેરીના માથાને ભેદનારાં અનેક હથિયારો લીધાં.

૪૨. મજબુત અને બંધ બેસ્તી જીણુસાલ (બખ્તરના વર્ગનું અંગરક્ષક હથિયાર લીધું તેમજ બખ્તર અને ગેંડાની ઢાલ, હાથના શણગાર રૂપ વીંટી અને પણછને માટે મીણ પાયેલી દર્ભની કર્કરી દોરીઓ લીધી.

૪૩. પોતાને બંધબેસતા સુંદર ટોપ (માથાના રક્ષણ માટે) પહેરી લીધા, જે સુંદર રંગે રંગેલા અને શોભિતા છે. દુશ્મનને દાહ દેવા મજબુત જીવરખી પહેરી.

૪૪-૪૫-૪૬-૪૭. પર્વત જેવા મોટા હાથી, જે મહા

दंतूसल यम डाढा यशी, सरली सूंढि धाइ धसी ।
रीसि चीसि छंडइ सारसी, परि परि सवि प्रीछि पारसी ॥४५॥
पग करि थंभ्या मोटा थंभ, सिंदूरिइं सोझाल्या कुंभ ।
सवाभारनी सांकल धरी, रणकि चरणि यशी नेउरी ॥४६॥
अंबाडी पुठिइं आठवी, ते ऊपरि धज लहकि वली ।
बिठा नवि माठा पुंतार, रणि जूठा रूठा झूझार ॥४७॥
अंगि रंगि रूडा चित्रांम, के मयगल जयमंगल नाम ।

---

બળવાન અને શરીરે કાળા છે, તે યુદ્ધમાં આનંદ પામનારા અને ક્રોધથી ફરનારા છે. તેમને પાખર અને પગે ઘમઘમતા ઘુઘરા છે. યમની દાઢો જેવા તેમને દંતુસળ છે. સરળ સૂંઢના રીસથી એક સરખી ચીસો પાડતા ધસતા દોડે છે. વિવિધ પ્રકારની સંજ્ઞાઓ સમજી શકે છે ( યુદ્ધને માટે કેળવાયેલા છે ) મોટા થાંભલાના જેવા પગ રોપીને ઉભા છે, જેમનાં કુંભસ્થળ સિંદુરે રંગ્યાં છે, જેમને સવાભાર (ત્રીસમણ)ની સાંકળો પગમાં ઝાંઝરની પેઠે રણુકે છે, જેમની પીઠ પર અંબાડી નાંખેલી છે અને તેના ઉપર નિશાન ફરકી રહ્યાં છે, દક્ષ મહાવતો અને યુદ્ધમાં કુશળ એવા બહાદુર નાયકો તેના ઉપર બેઠા છે.

૪૮-૪૯. આ હાથીઓના શરીરપર તરેહવાર રંગ અને ચિત્રો ચિતર્યાં છે, એ હાથીઓમાં કોઇનું નામ જયમંગળ,

फूंकफोड के सांकलत्रोड, के विषछोड महामदमोड ॥४८॥

पर्वतढोल धरणिधंघोल, परदलबोल कि विरीरोल ।
एकताल के दुर्जनसाल, के विषकाल चमरबंबाल ॥४९॥

गढगंजण भंजण वड ठांम, सिंघलीयाला साचां नांम ।
वाटं मयगल मद कल्लोल, चिहु पाशे चालि चकडोल ॥५०॥

तेजी तेषाला तरवरिया, रणि सूरा नि रोसिइं भर्या ।
हाजर मोती नि हरीयडा, भारीजल होडा नीकडा ॥५१॥

---

કોઇનું ફૂંકફોડ, સાંકળતોડ, વિષછોડ અને કોઈનું નામ મહા-મદમોડ છે. વળી, પર્વતઢોળ, ધરણીઢંઢોળ, પરદળબોળ, વેરી રોળ, એકતાલ; દુર્જનસાલ, કાળવિષ, કે ચમરબંબાલ એવાં નામ છે.

૫૦. ગઢ તોડનારા અને મોટાં મોટાં બાંધકામ ભાગી પાડનારા સિંહલદ્વીપના હાથી નામ પ્રમાણે ગુણવાળા છે. મદ ઝરતા હાથી માર્ગમાં ચારે તરફ ઘુમતા ચાલે છે.

૫૧. તીખા અને ચંચળ ઘોડા રણમાં શૂરા અને રોસ ભર્યા સ્વભાવના છે. જેમને મોતીના હાર પહેરાવ્યા છે અને જેમનાપર કીંમતી લીલા હોડા નાખ્યા છે.

सवि सजोडा भमर मोरींग, सारंगा नवहथ नारिग ।
जूंगा ऊंबाणा उंदिरा, वीणाही षरसाहाणी× षरा ॥५२॥
होला हारूडा रूपडा, सरला शेहलारा सूंनडा ।
केहाडा कबची काळूआ, जलवट्टा गंगाजल जूआ ॥५३॥
कोहाणा मोटा महूअडा, मल्हावीया मूंगल मांकडा ।
ऊघसीया नीघसीया घोर, झाकटीया झोकटीया मोर ॥५४॥
पांणपिंथा पंचकल्यांण, पवनवेगि पोढा केकाण ।
पारकूरा वच्छेरा येह, जातिशुद्ध नवि थाकइ तेह ॥५५॥
कपिल किंसोरा घोटक जाति, अछि अनेक भलेरी भाति ।
जगि जोड जडती जांणीया, जाणे रवि रथना आंणीया ॥५६॥

---

૫૨-૫૩-૫૪-૫૫-૫૬. દરેકની જોડી છે. ભમર ભોરીંગ (ઉડણુ ભ્રમરી), સારંગા, નવહુથા, નારીંગા, ઝૂગાં, ઉંબાણુ, ઉદિરા, વીણુાહી, ખુરાસાણુી, હોલા, હારૂડા, રૂપડા, સરલા, શેહલારા, સૂંનડા, હાડા, કબચીયા, કાળુડા, જળવટ્ટા, ગંગાજલી, કોહાણુ, મોટા મહૂઅડા, માળવીયા, મૂંગલ, માંકડા, ઉઘસીયા, નીઘસીયા, ઘોર, ઝાકટીયા, ઝોકટીયા, મોર, પાણીપંથા, પંચ કલ્યાણુ, પવગવેગી, વગેરે જાતના મોટા મોટા ઘોડા છે. પારકરના જાતિશુદ્ધ વચ્છેરા છે તે કદી થાકતા નથી. વળી

---

×ઘોડાઓની જાત માટે જુઓ 'કાન્હડદે પ્રબંધ' પ્રથમ ખંડનું ટુંક ૧૫૦ પછીનું ગદ્ય.

हंस धवल हीसइ हांसला, नाचइ माचइ महीयलि भला ।
पुहलइ पंथि सविह पहिलीया, वेगि वडा वारू वहिलीया ॥५७॥
पुठिइ पुहला पगि नीसला, वंकमुहा नि षंधग्गला ।
एक वर्ण नि टुंका कर्ण, ऊपरि आरोप्यां आभर्ण ॥५८॥
पडीयां पाषर नि पल्लाण, चडीयां रणसागर ऊघांण ।
ऊरबंध गाढा पट्टाट, बांध्या येरबंधना साट ॥

---

કપિલ અને કિંસોરાની જાતના ઘોડા છે અને બીજી પણ અનેક ઉંચી જાતો છે. અમુક દેશમાં અમુક ઘોડા સારા છે, એવું જ્યાં જ્યાં જણાવ્યું ત્યાં ત્યાંથી ખોળી ખોળીને મંગાવેલા જે સૂર્યના રથના છોડી આણ્યા હોય તેવા પ્રતાપવંત છે.

૫૭. હંસના જેવા ઉજળા હાંસલા જાતિના ઘોડા હીસ દેતા નાચતા રમતા ચાલેછે. વિશાળ રસ્તામાં વહેલવાળા એક બીજાથી આગળ નીકળવા બધા હુરીફાઇ કરે છે

૫૮. પાછલા પગ પહોળા, વાંકા મોંવાળા અને પહોળી પીઠવાળા, એક રંગના અને ટુંકા કાનવાળા ઘોડાઓને શણગાર્યા છે.

૫૯. પાખર (લશ્કરી ઘોડાઓને રક્ષણને માટે લોઢાનાં પાખર બાંધે છે. (જુઓ કાન્હડદે પ્રબંધઃ—"સાવલોહપાખર નઇ ચામર"ને પલાણ પડયાં. સમુદ્ર ઉભરાયો હોય એવું દળ ચડયું, પહોળા તંગ કસીને બાંધ્યા અને સોટા જેવા જેરબંધ લીધા.

कुडी चंग चमर चुकडां, मषीयारडां अनि मुहरडां ।
रूप थाप शरषां झलकतां, बिहु पषि पाषडलां ढलकतां ॥६०॥
पाछिम पट्टकूल बांधीयां, वग्घदोर वारू साधीयां ।
गली गली जल वादल भर्या, षलकइ तोबर षांभिइं भर्या ॥६१॥
व्युतपतियाला ले वींजणा, तेजी ते येवा ताजिणा ।
कसी कसण बांधी वासणी, धुरी चारि दीधी चासणी ॥ ६२ ॥
के गढफेडणा गिरिऊडणा, माता मयगल मदमोडणा ।
षाडोणा ऊडण नि पूर, रणि झाडि झडकइं झडपइं सूर ॥६३॥

---

૬૦. સુંદર મહોરડા, ચોકડાં અને મખીરડા (આંખ-પર બાંધે છે તે) બાંધ્યાં છે. તથા માખથી રક્ષણ કરવા માટે ચમર રાખ્યાં છે, એવા ઘોડાઓને બેઉ પાસે આરસી જેવાં ઝળકતાં પેંગડાં લટકે છે.

૬૧. પાછળ ઝૂલ બાંધી છે અને વાઘદોરી કસી છે. પાણી ગાળીને વાદળીઓ (સૂતરની મીણપાયેલી મસકો) ભરી લીધી છે અને ખોરાક ભરેલા તોબરા ખળકે છે.

૬૨. સ્વારોએ શોભિતા વીંઝણા લીધા છે. તાજણા ઘોડા હોય તેવા બધા ઘોડા છે. દરેકને કસીને તંગ બાધ્યાં છે, અને ચારે પગના ખર જડી લીધા છે.

૬૩. ઘોડાઓ ગઢફેડણા, ગિરિઉડણા, હાથીમદ

हरणमुहा हीसइ हणहणइ, तेजी ते नवि जीता कणइ ।
वाडि वेगि नवि लागि वार, चंचलीए चडीया असवार ॥६४॥

धडक्या रथ धरणी धडधडी, रणि वाजित्र रह्या रणझणी ।
चलइ विमल चंद्राउलि धणी, कटके रोमनगर दिशि भणी ॥६५॥

च्यारि सहस सरिशी किरि भरी, सांढि सोलसइ कूलिरि भरी ।
साथिइ चालि पांणी पाट, कुहाडे चोषालि वाट ॥ ६६ ॥

---

મોડણા, ખાડઉડણા, પૂરતરણા ભયંકર યુદ્ધમાં ઘુમનારા અને સૂર્યને ઝડપ મારનારા એવા નામવાળા છે.

૬૪. હરણાસુખા હીંસ દે છે ને હણહણે છે. તે કોઇ જીતી શકાય નહિ તેવા છે. બહુ વેગવાળા છે ને ધારેલે ઠેકાણે પહોંચતાં વાર કરતા નથી, એવા ઘોડા ઉપર સ્વાર ચડયા.

૬૫. રથના ગડગડાટથી ધરતી ધ્રૂજી, રણ વાદ્યવાગી રહ્યાં, એ રીતે ચંદ્રાવતીનો ધણી વિમળ સૈન્ય સહિત રોમ નગરની દિશાએ ચાલ્યો.

૬૬. ચાર હજાર સાંઢો પર ધન લાદી લીધું અને સોળહજાર સાંઢાપર ખોરાક ભરી લીધો. પાણી ભરેલાં પાટ સાથે રાખવામાં આવ્યાં અને કોહાડીએ રસ્તા સાફ કર્યા ( રસ્તામાં નડતાં વાડવળગણાં કાપી નાખ્યાં ).

ऊंट सबल साबांने भरियां, चालइ काठ तणा गढ करिया ।
मारगि मंडाइ बाजार, वर्ण अढार करइ व्यापार ॥ ६७ ॥
साथिइं सांढि पलाणी येय, घडीया जोयण जाइ येय ।
गाजइ गज हणहणइ तुषार, पाला लाष कोडि नवि पार ॥६८॥
सुषासण आसण पालषी, के बिठा शेजवाले* सुषी ।

૬૭. ઉંટોપર સર્વ સામાન ભરી લીધો. જોઇએ ત્યાં ઉભા કરી શકાય એવા લાકડાના કોટ કરી લીધા. સૈન્ય જે માર્ગે થઇને જતું હોય તે માર્ગપર બજાર મંડાય અને અઢારે વર્ણ વ્યાપાર કરે ( લશ્કર લૂંટી લેશે કે માલ લઇને પૈસા નહિ આપે એવી કોઇને ધાસ્તી નહિ ).

૬૮. ઘડીએ ચાર ગાઉ કાપે તેવી ચાલની સાંઢો-પર પલાણ કર્યું. હાથી ગર્જના કરે છે અને ઘોડા

*પ્રબંધ ચિંતામણીમા લખ્યું છે કે સિદ્ધરાજ માળવાપર ચઢાઇ લઇને જતો હતો ત્યારે રસ્તામાં ‘વારાહી’ ગામના કણબીઓને પોતાની ‘સેજવાલ’ રાખી મૂકવા આપી ને આગળ ચાલ્યો પટેલોએ તેના કડકા કરીને દરેકે એક એક કડકો પોતાના ઘરમાં સાચવી રાખ્યો. સિદ્ધરાજે પાછા આવી ‘સેજવાલ’ પાછી માગતાં પટેલોએ કડકા રજુ કર્યા. કડકા કરવાનું કારણ પૂછતાં તેમણે કહ્યું કે લૂટારાના ભયથી આખી સેજવાલ સાચવી શકાય એવું નહોતું, માટે જે રીતે સાચવી શકાય તે રીતે અમે રાખી. સિદ્ધરાજે હસીને તેમને બુચટ (બુઠ્ઠા) કહ્યા.

सीगरणा विगरणा वाहिआ, आपआपणे थांनिक रह्या ॥६९॥
सेनानी सवि चिंता करइ, भंडारी ते मेहलिउ वरइ ।
रातिइं चुकी पुहरा पडइं, सात सहस दीवी परजलइ ॥७०॥
विमल अंगि वाधिउं बलऊर, चालि कटक तणउं ते पूर ।
दलषेहिइं छाहिया शशिसूर, रोमनगरि जै वायां तूर ॥७१॥

---

હણહણે છે, પગે ચાલતા લાખો પાયદળ સૈનિકને શુમાર નથી.

૬૯. આસનોમાં સુખાસન, પાલખી અને કોઇ સુખીઆ સેજવાલ ( મ્યાના )માં બેઠા. રાજમહોર કરનારા, કારકુનો અને વહી ( નિત્યનોંધ ) લખનારાઓ પોતપોતા ના સ્થાને લાગી ગયા.

૭૦. સૈન્યની સગવડ સાચવવા સર્વ કાળજી રાખે, વરા ઉપર ( જોઇતી ખોરાકી પૂરી પાડવા ) ભંડારી મૂકયો, રાત્રે ચોકી પહેરા મૂકાય અને છાવણીમાં સાત હજાર દીવા બળે.

૭૧. વિમળના શરીરમાં ઉત્સાહ અને બળનો ઉભરો ચઢયો નદીના પૂરની પેઠે સૈન્ય ચાલવા માંડયું. સૈન્યના પગના ધસારાવડે ઉડતા ખેર (ધૂળ)થી સૂર્યચંદ્ર છવાઇ ગયા. સૈન્યે રોમ નગર જઈને તૂર વગાડયાં.

## ॥ दूहा ॥

### ॥ राग असाउरी ढाल वेलिनु ॥

रोमनगर तव षलभलइ, दिद्धी पोलिइं पोलि ।
ते बारं सुलतानडा, बिठा बरवि उलि ॥ ७२ ॥
जव नीसांहण ध्रसूकीया, वागा जंगी ढोल ।
मुषि तंबोल षसी पडया, नवि बोलाइ बोल ॥ ७३ ॥
बीबी सवि हशी हशीपडि, कहि किम झूझशि मीर ।
शबद सुणी भंगाण भय, अंगिअ लग्गा तीर ॥ ७४ ॥

---

૭૨. રણવાદ્ય સાંભળીને રોમનગર ખળભળી ઉઠયું, પોળિયે પોળો દઈ દીધી, તે બારે સુલતાનો નિસ્તેજ થઈ સામસામે બેઠા.

૭૩. જયારે વિમળનાં નિશાન ધડુકયાં અને મોટી નોબતો વાગી, ત્યારે સુલતાનોના મોમાંથી તંબોળ નીકળી પડયાં, બોલતાં બોલાયું નહિ !

૭૪. (સુલતાનોનો આવો ગભરાટ જોઇને) બધી બીબીઓ હસીપડી અને કહેવા લાગી કે સરદાર ! (અત્યારથી આમ થાય છે ત્યારે ચઢી આવેલા શત્રુની સામે) લડશો શી રીતે ? શબ્દ સાંભળતાંમાંજ ભંગાણ પડી ગયું ને શરીરમાં બાણ વાગ્યાં હોય તેમ થયું.

उंचे गुषि चडी चडी, जव दिट्ठइ सुलतांण ।
क्या कीजइ आया हवं, षुदा तणां फुरमांण ॥ ७५ ॥
किसका दलि हादरि हूया, जव पुच्छइ सुरतांण ।
आया विमल बकाल ए, मराडि मनावि आण ॥ ७६ ॥
इणि जित्ते सवि देसडे, इणि जित्ते सवि राय ।
कि पयलग्गी माल दिइं, कि लडि चुपड घाय ॥ ७७ ॥
आया हींदू गोबरा, सुणीया बोल बकाल ।
सामा ते सविहूं लेवइ, ते किउं आपइ माल ॥ ७८ ॥

---

૭૫. સુલતાનોએ જયારે ઉંચે ચઢીને અટારીમાંથી (ચઢી આવેલું સૈન્ય) જોયું, ત્યારે ( તેમને લાગ્યું કે ) " ખુદાકા ફૂરમાન આયા " (મોત આવ્યું) હવે શું કરવું ?

૭૬. આ કોનું લશ્કર ચઢી આવ્યું, એવું જયારે સુલતાનોએ પૂછી જોયું (ત્યારે તેમને ખબર પડી કે ) એ " વિમલ બકાલ આયા હૈ, " વાંકા રાખીને તે પોતાની આણ મનાવશે.

૭૭. એણે સર્વ દેશ જીત્યા છે, એણે સર્વ રાજાને જીત્યા છે, હવે કાંતો પગે લાગીને દંડ આપવો કે સામે મોડે લડવું (એ સિવાય બીજો ઉપાય નથી ).

૭૮. બકાલ બોલ સાંભળ્યો હતો તે ગંદો હિંદુ

हीदू हम हकइं गया, लडि विण लित्ता कोट ।
ते कूंण आज बकाल ये, हमकूं देवि दोड ॥ ७९ ॥

हमकूं देवइ दोड बकाला, मागइ माल बिच्यारा ।
हमके हाजरि नही असवारा, नही नही कोइ झुझारा ॥८०॥

हमि सुलतांन सभान समांने, हम किउं नामूं कोट ।
देषी बीबी लोक लूंटाउं, मारि करावूं लोट ॥ ८१ ॥

पकडी तोर पाय पडावूं, तु हूं शाहिब तेरा ।
हींदू कटक करावूं हेजब, किस्या कहूं बहूतेरा ॥ ८२ ॥

---

આવ્યો! ઉલટા સર્વસ્વ લઈ લેનારા તે એને માલ ( દંડ ) કેમ આપે ?

૭૯–૮૦–૮૧–૮૨. ( સુલતાન કહે છે ) અમે અનેક હિંદુઓને હાંકી મૂક્યા છે અને લડ્યા વગર કિલ્લાઓ લઈ લીધા છે, તો શું આજ આ બકાલ અમને હરાવી જશે ? બકાલ અમને જીને છે! બિચારો અમારી પાસે દંડ લેવા આવ્યો છે ! શું અમારી પાસે કોઈ સ્વાર નથી કે અમારી પાસે કોઇ લડવૈયા નથી ? સૂર્યના જેવા અમે સુલતાન તે એને કેમ માથું નમાવીએ? બીબી તું જોજે! એના સૈન્યમાં લૂંટ કરાવું ને એને મારીને લોટ કરી નાખું! એ બકાલને પકડીને તારે (બીબીને) પગે લગાડું તો હું તારો ધણી

हलहल कटक सजाई मांडी, हय पक्खरीया कोडि ।
मदभंभल मयगल मलपंता, मेहल्या बंधन छोडि ॥ ८३ ॥
अंबाडी बांधी दंतूसलि, आडी अरलति बांधी ।
तिहि तरूआरि विलाई सारी, कटारी सोइ सांधी ॥ ८४ ॥
सिंदूरिइ दोए कुंभ सोझाल्या, पोढी पाषर घाली ।
काठ तणा गढ विसमा कीधा, बिसरा त्रिसरा वाली ॥ ८५ ॥
जडकि जोड जडी जडि जाडी, ताडी ते नवि त्रूटइ ।

---

ખરો એમ જાણુજે. હિંદુઓના સૈન્યની ધૂળધાણી કરાવી નાખું, બીજું વધારે શું કહું.

૮૩-૮૪. ઝપાટાબંધ લશ્કર તૈયાર કરવા માંડયુ, સંખ્યાબંધ ઘોડા પાખર્યા, મદમાતા ઝુલતા હાથીઓનાં બંધન છોડીને યુદ્ધને માટે તૈયાર કર્યા, એમના ઉપર અંબાડી બાંધી ને દંતૂશળ આડી અરલતિ (પડદો?) બાંધી, તીક્ષ્ણ તરવારો સારી રીતે ઉતરાવી ને કટારીઓ કમરે ખોસી દીધી.

૮૫. સિંદૂરે હાથીનાં કુંભસ્થળ રંગ્યાં અને મોટાં પાખર બાંધી દીધાં. લાકડાના બેવડા તેવડા મજબુત કિલ્લા બનાવી દીધા.

૮૬. જેનાપર પ્રહાર કરતાં તૂટે નહિ એવી લાકડાંની

पहिर्या अंगा टोप [illegible], भाला भंगि न फूटइ ॥ ८६ ॥
पाट तणा ते तुरी पलाण्या, ते जांणइ रणमोड ।
वालि बांध्या विसहर सरषा, छेरवीया विषछोड ॥ ८७ ॥
के तरकस करकस करि मीडइ, शीगिणि धीगिणि हाथि।
जीवरषी सरषी सोहावइ, मोटा मोगर साथि ॥ ८८ ॥
षांडां षेडां नवल नंमीचा, बीजां ते हथीआर ।
छत्रीसं डंडायुध आगि, अंगि न लागि भार ॥ ८९ ॥

---

જાડી જોડો જડી દીધી, યોધ્ધાઓએ ભાલા ભેદી શકે નહિ એવાં બખ્તર અને ટોપ પહેરી લીધા.

૮૭. પાટના (?) ઘોડા ઉપર પલાણ નાખ્યું, જે ઘોડા યુધ્ધના દાવપેચ સારી રીતે જાણીતા છે. જેમના વાળ સાપ જેવા બાંધ્યા છે અને જે સૂર્યના રથથી છોડી આણ્યા હોય તેવા છે.

૮૮. કોઇ તુર્ક મજબુત ધનુષ્ય હાથમા લઇને તેની અજમાયશ કરી જુએ છે, જીવરખી બધાને સરખી શોભી રહી છે, કેટલાકે પોતાના હાથમાં મોટી મોગરી લીધી છે.

૮૯. ખાંડાં, ખેડાં, નવા તમંચા, તેમજ બીજાં હથિયારો, જે છત્રીસ દંડાયુધ્ધ કહેવાય છે, તે છત્રીસે પહેરી લીધા છતાં તેમને શરીરે ભાર લાગતો નથી.
(જુઓ કા. "પ્ર. છત્રીસઇ ડંડાયુધ લીધાં" ૧–૧૯૦)

ढोल ढमक ददामां देवइ, नफेरीना नाद ।
बारं ते सुलतांन सजोडा, विमल सरीसु वाद ॥ ९० ॥
पोलि थकी जव पगलां मांडइ, तव धुरि ढलीया टोप ।
बीबी बोलि विमल सरीसु, मीरां म करि कोप ॥ ९१ ॥
बीजूं डगलं जांम उपाडि, तुरीयां आवइ ठेशि ।
बोलि बीबी सुणिहो बांदी, साहब जांण म देशि ॥ ९२ ॥
त्रीजि डगालि काल ऊतरीउ, चुथि दक्षण देवि ।
बोलि बीबी मांनज मागी, विमल तणा पय शेवि ॥ ९३ ॥

---

૯૦. ઢોલ ઢમકયાં અને નગારા તથા નફેરીના નાદ થયા. વિમળ સાથે લડવાને બારે સુલતાન સજ્જ થયા.

૯૧. સુલતાને પોળમાંથી નીકળવા માંડયું કે તરત તેના માથા ઉપરનો ટોપ ધૂળમાં ઢળી પડયો (અપશુકન થયા), એ જોઇને બીબીએ કહ્યું કે સરદાર! વિમળની સામે આકળા ન થશો.

૯૨. બીજું ડગલું ભરતાં તુર્કને ઠોકર વાગી, એ જોઇને બીબીએ પોતાની ગુલામડીને કહ્યું કે, બાંદી! સાહેબને જવા દઇશ નહિ.

૯૩. ત્રીજું ડગલું ભરતાં સાપ આડે ઉતર્યો ને ચોથે ડગલે દેવચકલી જમણા હાથ પર ગઇ, એ જોઇને બીબી-

ए हींदू नही देव समांनी, जोणि दालि चडी आव्या ।
यम देखूं तिम वीटि वीटाई, क्या हीदूकी माया ॥ ९४ ॥
रे रे मीरां रहि इक तीरां, म करे मांन परांण ।
जसका षोल्या तीर भी यावि, गाऊ पंच प्रमांण ॥ ९५ ॥
देषी विमल कटक घण कोटि, सिंहनाद शरि त्राठा ।
ये घोडा मयगल मदिमाता, पायक पाला नाठा ॥ ९६ ॥

---

એ કહ્યું કે, સુલતાન! તમારે માન પડ્યું મૂકીને વિમળને નમવું જોઇએ.

૯૪. આ જે લશ્કર લઇને ચઢી આવ્યો છે, તે હિંદુ નહિ પણ દેવના સરખો છે, શું હિંદુની માયા છે! જે તરફ જોઇએ તે તરફ વીંટાઈ વળેલી દેખાય છે (દરેક રીતે તેનું પાસું ચડતું છે એમ લાગે છે).

૯૫. અરે સરદાર! એનાથી એક તીરવા દૂર રહો, અને બહુ માન (ગર્વ) ન કરો, જેનું છોડેલું બાણ પણ પાંચ ગાઉ જેટલું દૂર જાય છે.

૯૬. વિમળે દુશ્મનોનું લશ્કર ઘણું મોટું જોઇને સિંહનાદની ગર્જના કરી, તે સાંભળીને મદમાતા હાથીઘોડા અને પગપાળા નાઠા.

पूछउ मीर मलार्लिम जे जे, जे पयगंबर पाका ।
राज रहि तिम रहिणं राखु, लडी लडी हवं थाका ॥ ९७ ॥
जे दुर्वेसा वेस अनेसा, पूछउ मूलि मलाणा ।
जोगी भोगी जंगल जडीया, शेष सदा सपरांणा ॥ ९८ ॥
पूछ्या जांण कहि तुम्हे मांनु, आंण एहनी आज ।
जु तुम्हे राज करेवा हीडु, रोमनगरि तुम्ह काज ॥ ९९ ॥
मोकलीआ परधांन आपणा, विमल मनावा रोशि ।

---

૯૭. સુલતાનોએ પોતાના વૃદ્ધોને અને ધર્મનિષ્ઠ લોકોને પૂછ્યું, (વાણિયો હારતો નથી એનું કારણ શું છે અને હવે આપણે શું કરવું ?) અને કહ્યું કે હવે જે રીતે રાજ રહે તેમ રહેણે રાખો, અમે તો લડી લડીને થાકી ગયા.

૯૮–૯૯. અનેક તરેહનો વેશ ધારણ કરનારા ફકીરો અને મુલ્લાં તેમજ જોગીઓ, ઘરબારીઓ, જંગલમાં રહેનારાઓ, જડીબુટ્ટી જાણનારાઓ, શેખ અને બીજા જે જે જાણીતા જણાયા તેમને પૂછ્યું, તો તે જાણ (શકુન વગેરે જોઈને ભવિષ્ય ફળ કહી જાણનારા) લોકોએ કહ્યું કે, જો તમે રાજ કરવા ઈચ્છતા હો અને જો તમને રોમનગરનું કામ હોય તો તમે એની આણ (તાબેદારી) માનો.

૧૦૦. (સુલતાનોએ સંધિ કરી) વિમળનું મન

रोम नगरनि मया उधारु, जे मागाशि ते दोशि ॥ १०० ॥
विमल भणी जु बारं बीबी, हींदू वेषिकबाले ।
जउ मणिमांणिक वेगि वधावि, सोविन भरीए थाले ॥१०१॥
आपि डंडज घोडां हाथी, टंका कोडि वि च्यारि ।
मांनि वात प्रधानाजि वलीया, पुहता नगर मझारि ॥ २ ॥
वात सुणावी सवि सुलतांणी, बीबी बोल कहाया ।
हारदोर शणगार भला, हीदूआणी वेस कराया ॥ ३ ॥
मणिमांणिक परवाल घलाया, सोविन थाल भराया ।
विमल वधावणि बीबी आवि, रोम नगरका राया ॥ ४ ॥

---

મનાવવા તેની પાસે પોતાના પ્રધાનો મોકલ્યા અને કહાવ્યું કે કૃપા કરીને રોમનગર બચાવો. તમે જે માગશો તે સુલતાન આપશે.

૧૦૧–૧૦૨–૧૦૩–૧૦૪. વિમળ કહે કે જો બારે સુલતાનોની બારે બીબીઓ નખથી માથાના વાળ સુધી હિંદુનો વેશ ધારણ કરીને સોનાના થાળમાં મણિમાણેક ભરી મને વધાવે, અને દંડમાં હાથી, ઘોડા તથા બેચાર કોડિ ટંકા આપે તો છોડું. પ્રધાનો એ વાત કબુલ કરીને પાછા વળી નગરમાં ગયા, જઇને સુલતાનોને બધી વાત કહી અને બીબીઓને પણ એ બોલ કહાવી મોકલ્યા. બધી

गाइ गोरी कीरति तोरी, भारी भेट मूकाई ।
विमल वधाया पूर बिआया, आपइं आंण मनाया ॥ ५ ॥

## ॥ दूहा ॥

बीबी दीधे कप्पडे, उर दीधे चंगे चीर ।
पहिराव्या सलतांण सवि, विमल वधाव्या वीर ॥ ६ ॥
मीरां सवि मीनति करि, बीबी दि आसीस ।
षिजमति करसि ताहरी, मंत्रि म आंणे रीस ॥ ७ ॥

---

બીબીઓએ હિંદુનો વેશ પહેર્યો ને હારદોર આર્વાને ઉભી રહી. મણિ, માણેક અને પ્રવાળવડે સોનાના થાળ ભર્યા અને વિમળને વધાવવા રોમ નગરના રાજાઓની બીબીઓ આવી.

૫. બીબીઓએ વિમળની કીર્તિનાં ગીત ગાયા કીંમતી ભેટ મૂકી. વિમળને મહાધનથી વધાવ્યો, ને સુલતાનોએ તેની આણ માની.

૬. વધાવાયેલા વિમળ વીરે બીબીઓને કાપડા અને સુંદર ચીર આપ્યાં, તથા સર્વ સુલતાનોને પોશાખ આપ્યા.

૭. બધા સરદારો વિમળની સ્તુતિ કરવા લાગ્યા અને બીબીઓએ આશીર્વાદ દીધા, મંત્રી ! અમે તમારી તાબેદારી ઉઠાવીશું, ગુસ્સે થશો નહિ.

प्रतपे कोडि दीवाल्डी, अमर करइ जयकार ।

खुदा खुसी छि तूंहनि, विमल विमल जयकार ॥ ८ ॥

षंडि षंडि०

इति विमल प्रबंधे नवरस नवषंडे ९६ कोडि धनमार्गण भीमविरोध चंद्रावती राज्यस्थापना, देससाधन गजतुरी वर्णन, रोमनगरीये द्वादश सुरत्राणै जैत्याधिकारे सप्तमं षंडं॥ श्री ॥ श्री ॥ श्री ॥

---

૮. હજારો દીવા કરી દીવાળીના જેવો ઉત્સવ કર્યો; દેવોએ જય જયકાર કર્યો, ખુદા તારા ઉપર ખુશી છે, પવિત્ર વિમળનો જય હો !

૯. એ પ્રમાણે લાવણ્યસમયની વાણિથી સાતમો ખંડ પૂરો થયો.

# षंड आठमउ.

## चुपै.

आविउ नर एक अद्भूत वेष, आगलि मेहलिउ मोटउ लेष ।
पूछइ कुहु क्यांहथु पहूत, ते बोलि बंभणीउ* दूत ॥ १ ॥
मझ स्वामीनूं आयस लही, आविउ पथि घणा दिन वही ।
करि मूद्रा पाछी करि धरी, वांचिउ लेष विछेदि करी ॥ २ ॥
अति प्रतापि पोढउ परचंड, वरतइ येहनी आंण अषंड ।
राउ पंडिउ* पश्चमनु धणी, लिषिउ लेष विमलेश्वर भणी ॥३॥
राउ विरोधि पट्टण परहरी, जै बिठउ चंद्रावइ भणी ।
धरु पुत्र अम उलग आज, एणी परि सरसि ताहारां काज॥४॥

---

૧–૨. વિચિત્ર વેશનો એક માણુસ આવ્યો, તેણુ (વિમળની) પાસે એક મોટો લેખ ( લખોટો ) મૂકયો. તે માણુસને પૂછયું, કહો કયાંથી આવ્યા ? તે બંભણીયા ( બ્રાહ્મણુ ) રાજાનો દૂત બોલ્યો, મારા રાજાનો હુકમ થવાથી ઘણા દિવસનો લાંબો માર્ગ કાપીને હું આવ્યો છું (વિમળે) તે મહોર છાપ-વાળો કાગળ હાથમાં લીધો ને પાકીટ ફાડીને લેખ વાંચ્યો.

૩–૪–૫–૬. ( તેમાં લખ્યું હતું કે ) અતિ પ્રોઢ પ્રચંડ પ્રતાપવાન્ અને જેની સર્વત્ર આણ વર્તાય છે એવા

विसमी अछि अह्मारी रीस, नहीतरि आवी नांमूं सीस ।
विरीलेष वचनि विस्तरिउ, विमलिइ कांन हेठि नवि घरिउ ॥५॥
तिहांथूं प्रगट पीयाणउं करइ, सकल कटक साथिइं संचरइ ।
सिधु सरीसु आणइ षेस, राउ बंभणीयानु ते देस ॥ ६ ॥
वलिउ विमल अति रोशि पहूत, भाणि मंत्र मोकलीइ दूत ।
नवि मानि तु कटकै करु, राजन राजनीति अणुसरु ॥ ७ ॥

પશ્ચિમ દેશના પંડિઆ (પંડયા) રાજા તરફથી વિમલેશ્વર તરફ લખવામાં આવે છે કે, રાજા સાથેના વિરોધથી પાટણ છોડીને ચંદ્રાવતીમાં જઇ બેઠો છે, તો બચ્ચા ! અમારી સેવા કર, એમ કરવાથી તારાં કાર્ય સિધ્ધ થશે. ( તેમ નહિ કરે તો ) અમારી રીસ બહુ આકરી છે, ( તેનો ભોગ થઇ પડીશ). માટે આવીને અમારે ચર્ણે માથું નમાવ. દુશ્મનના લાંબા લેખની વિમળે દરકાર કરી નહિ. બધું લશ્કર સાથે લઇને ત્યાંથી મુસાફરી શરૂ કરી, સિંધુદેશ (સિંધ) ઉપર ખીજવાટ ઉતર્યો, બભણિયા રાજાનો એ દેશ છે.

૭. ઘણા ક્રોધે ભરાયલા વિમળે પોતાનો સંદેશો લઇને

*ઇતિહાસમા જોતા ઠઠ્ઠાના રાજા ઉપર ગુર્જરેશ્વર ભીમની ચડાઇ ગઇ હતી એવો ઉલ્લેખ મળે છે, પણ ત્યાંનો રાજા બ્રાહ્મણ જાતિનો કે પડયો હતો એવો કશો પુરાવો મળતો નથી.

मंत्रीराइ विमांशी दूत, मोकलीउ मोटउ अवधूत ।
बोलंतु ये मुहि बब्बैरु, अलविइ उत्तर आपइ षरु ॥ ८ ॥
वाट घाट उल्लंघी करी, पुहुतु यहां छि+ ठट्ठापुरी ।
सूरु सूरजिशु मंडीउ, दूतिइं दीठउ रा पंडीउ ॥ ९ ॥
भाणि दूत भय नांणइ हीइ, रा बंभणीयाथु नवि बीहइ ।
विमलमंत्रिना आपु तुरी, आवी उलग सारु षरी ॥ १० ॥

---

પોતાના એક દૂતને સિંધ તરફ આગળ મોકલ્યો ને કહાવ્યું કે સીધિ રીતે અમારી તાબેદારી કબુલ કરો, નહિ તો રાજનીતિને અનુસરીને લડવા માટે લશ્કરની તૈયારી કરો.

૮-૯. મંત્રીરાજે (વિમળે) વિચાર કરીને બોલવા વગેરેની કુશળતા ધરાવનારો દૂત મોકલ્યો, બબંરૂ (ગુંચવણ ભર્યું-અસ્પષ્ટ) બોલે અને ધીમે રહીને ચોક્કસ ઉત્તર આપે એવો તે દૂત નદીનાળાં અને લાબી વાટ ઓળગી ઠઠ્ઠાનગર પહોંચ્યો. દૂતે ત્યાંના પંડિઆ રાજાને શૂરો અને સૂર્ય જેવો પ્રતાપિ દીઠો.

૧૦. (વિમળનો) દૂત મનમાં ભય રાખ્યા વગર

---

+સ **आस्त**નુ **आछि** રૂપ થયુ હતું, જેની ગુજરાતીમા **आछि**માંના 'અ'ના લોપ થઇ 'છિ' રૂપ થયુ. સત્તરમા શતક સુધી એ રૂપ વપરાતુ હતું, તે પછી 'છિ' નુ 'છે' થયુ

दूत वचनि लागु साटिकु, राजा मनि ऊठिउ चाटिकु ।
जारे जा कुण ताहरु धणी, दूत भणी किम लांखू हणी ॥११॥
ताहारु स्वांमी विमलड राज, ते नीलजनि नत्थी लाज ।
सूंनु सन्यपात करि थयु, किंइं वाशिइं अग्गासि रहिउ ॥१२॥
अउठ लाष बंभणीउं राज, एकलगामा लेईं आज ।
सात सहस ये लुंडीमुहा, ते उलगू अह्मारि हूआ ॥१३॥
जलवट थलवटना ये राज, आंण अह्मारि मांनि आज ।
अऊठ कोडि साहाण पलणाय, माहारि मनि विमल ते वाय ॥१४॥

---

અને પંડિઆ રાજાના તેજમાં અંજાયા વગર બોલ્યો, વિમળ મંત્રીના ( દંડના ) ઘોડા આપો અને આવીને સેવા કરો.

૧૧. રાજાને દૂતનું વચન સાટકા (ચાબુક) જેવું લાગ્યું, તેના મનમાં ચટકો લાગ્યો ને બોલ્યો, જા જા, તારો સ્વામી શા લેખામાં છે ! ( તારા આવા બોલ સાંભળતાં તને ) મારી નાખત, પણ દૂત જાણીને જવા દઉં છું.

૧૨. તારા સ્વામી નિર્લજ વિમળને લાજ નથી, કાંતો સન્નિપાતથી તે બુદ્ધિશૂન્ય થઈ ગયો છે ને કાંતો અગાસે વાસો રહ્યો છે ( વાયરે ભરાયો છે ).

૧૩–૧૪. સાડાત્રણ લાખ ( ગામો )નું બંભણિયું રાજ્ય, તે આજે એક ગામવાળો લેવા આવ્યો છે ! સાત હજાર લુંડીમુખા ( ખંડિયા ઠાકોરો ) તે અમારા સેવક

सूतु किमहि जगाविउ सीह, तुझ सांमीना नमीया दीह ।
जा रे जा वीनवे अबूझ, ठठ्ठनगरपति मागि झूझ ॥१५॥
अपमांनि अवगणीउ बहूत, वेगिइं वलीउ भैरव भूत ।
विमलमंत्रिनी सभा पहुत, अति दूहवाणउ बोलि दूत ॥१६॥
ते ताहारु विरी वांकडु, अति विसमु तेहनु आंकडु ।
जे तुझ बोल्या बोल अभंड, कहितां यीभ हुइ शतषंड ॥१७॥

---

થઇ રહ્યા છે, સમુદ્રપરના અને પૃથ્વીપરના રાજાઓ અમારી આણ માને છે, અમારી સવારીમાં સાડાત્રણ કરોડ વાહન પલાયાણ છે, મારા મનથી વિમળ તો વા જેવો (તુચ્છ) છે.

૧૫. તારો સ્વામી સુતો સિંહ શા માટે જગાડે છે? એના દહાડા નમતા આવ્યા લાગે છે. જા જા, એ અબુઝ (મૂર્ખ) ને સમજાવજે ને કહેજે કે ઠઠ્ઠાનગરનો પતિ તો યુદ્ધ માગે છે.

૧૬. ઘણું અપમાન અને બહુ અવગણના પામ્યાથી ધુંધવાઇ ભૂત જેવો થયેલો દૂત જલદી પાછો વળ્યો ને વિમળની સભામાં આવીને બહુ દુઃખ ભર્યા બોલ બોલ્યો.

૧૭. તે તારો કટ્ટો શત્રુ છે, તેનું હુંપદ પણ બહુ ભારે છે, તારે માટે એ જે અસભ્ય શબ્દો બોલ્યો તે કહેતાં તો જીભના કડકા થઇ જાય!

दूतकहण जव प्रीछिउं षरु, चालिउ कटक सिधु पाघरूं ।
मारगि छडे पीयाणे थयूं, दिवस केतले ठट्टिइ गयूं ॥१८॥
ढमक्या ढोल ढाक दडवडी, बंभण रा श्रवणे श्रुति पडी ।
आव्यां को परदल दडवडी, जाइ रषे नगरनि नडी ॥१९॥
विमल विशेष कराविउं जांण, सिंधुमहीपति मांनु आंण ।
नहितरि नीसरि थई सजोड, ताहरूं मुष जोवानूं कोड ॥२०॥
ऊठिउ भड भीडी भाथडी, किम जाशि मझशूं आथडी ।
मूंछह मोडी मच्छरी चडि, करि कीधी शींगाणि रातडी ॥२१॥

---

૧૮. દૂતની કહેલી વાત ખરી છે, એવું વિમળને લાગ્યું એટલે તરત સિંધ તરફ સૈન્ય ચલાવ્યું, માર્ગે પોતે બીજાઓથી છૂટો પડીને આગળ ચાલ્યો અને કેટલેક દિવસે ઠઠ્ઠ પહોચ્યો.

૧૯. જ્યારે વિમળનાં ઢોલ વગેરે નિશાન વાગ્યાં અને બંભણિયા રાજાએ તે સાંભળ્યા ત્યારે તેને ખાત્રી થઈ કે કોઇ શત્રુનું સૈન્ય ઝપાટા બંધ ચઢી આવ્યું છે. રખેને તે પોતાના નગરને કંઇ નડી જાય નહિ.

૨૦. વિમળે વળી તેને ખબર પહોંચાડી કે સિંધુ દેશના રાજા ! અમારી તાબેદારી કબુલ કરો, નહિ તો નીકળો ને સામે મોંડે આવી જાઓ, તમારૂં મોં જોવાની મને હોંસ છે.

૨૧. યોદ્ધો (ઠઠ્ઠાનો રાજા) ઉઠયો અને ભાથા

पाला झूझाला झूंबणा, पासइ पायक लीधा घणा ।
गज रथ तुरी पलाण्या तेय, साहामु आविउ सेना लेय ॥२२॥
सूडाव्यां रणषेत्र विशाल, रणकाहल वाजि विकराल ।
बेहू सजोड़ा बे झूझार, बे शूरा बे रणिसिगार ॥२३॥
बिहु दल रथ गज घोडां घाट, बिहु दलि वडिया बोलि भाट ।
बे दल तेजि तपंता येय, बिहुनां बल नवि बूझइ कोइ ॥२४॥

---

ભીડયા, (એણે એમ ધાર્યું કે) એ તે વળી મારી સાથે શું લડી શકશે! મત્સરે ચડીને મૂછ મરડવા લાગ્યો અને હાથમાં રાતી સીંગણી લીધી.

૨૨. યુદ્ધમાં કુશળ અને નિશાન મારવામા પાવરધા એવા સંખ્યાબંધ પાળા અને ખાસ ચુંટી કાઢેલા અંગ-રક્ષકો લીધા, તેમજ રથ અને હાથી, ઘોડા ઉપર પલાણ નાખ્યાં, એ રીતે સજ્જ થઇને ઠઠ્ઠાનો રાજા લડવા સામો આવ્યો.

૨૩. વિશાળ રણક્ષેત્ર સાફ કરાવ્યુ, ભયંકર રણવાદ્ય વાગવા લાગ્યાં, બેઉ સરખા છે, બેઉ યોદ્ધા છે, બેઉ શૂરા છે અને બેઉ યુદ્ધ શોભાવે તેવા છે.

૨૪. બેઉના સૈન્યમાં સૈનિકો, રથ, હાથી અને ઘોડાઓનો સમૂહ છે, બેઉના લશ્કરમાં ભાટો વડાઇનાં (ઉશ્કેરનારાં) કથન કથે છે, બેઉ સૈન્ય પોતપોતાના નાયકના

# राग रामगरी.

आ तूं आ हूं आ प्रभ मोरु, आते मयगल आते दंत ।
बोल्या बोल जि तिइं बळवंता, ते सारा संभारे कंत ॥२५॥
प्रीय तूं प्रेम म आणिशि मोरु, मंदिरशूं म न आणिशि मोह ।
जीवत मरत सदा हुइ साथिइं, जै सुरलोकि वडाविशि सोह॥२६॥
नारि भाणि मझ नयणे नडिउ, तेहज तूं थातु भयभत ।
भारे भल्ल प्रसूक्या पडशि, कंता किम राषि रणि चीत ॥२७॥
माय भणि भड तइं तिम भडवूं, यम नवि लाजि माहरु कंत ।
वीरजणाणि मझ बिरद धरावे, यम वसुधां थाउं विख्यात॥२८॥
केवि भणइ मझ हाक डरीउ, पाए पडतु वारोबारि ।
रूठइ झूठइ रणि किम झूझसि, स्वांमी ते दीहा संभारि ॥२९॥
नयणबांण नवि षमतु निरतां, कायर रणि दोहिला करवाल ।
नाहाठउ नाहा नीसत घरि आविशि, कायरनारि हशि मझ
आल ॥३०॥
सही समांणी हासा हसासि, होशि कायर नारि कलंक ।
सुहडा सारिशूं जु राणि झूझत, प्रीय पाछउ परठाशि पग लंक॥३१॥

---

પ્રતાપથી દીપી રહ્યાં છે અને બેઉનુ બળ કોઇથી જાણ્યું
જાય એવું નથી.

के सुंदरि कहि शेजि सूअतां, कुसम कुली दूहवातु देव ।
सेल भ्रसूक सबलां सहिवाइ, समरंगणि किम सहशू हेव ।।३२।।
के कायर सरि कूंच ल्हावी, सुंदरि वेषि सूवावडि मांहि ।
पुढी पासि प्रीछि बंधावि, नरवरना नर जोई जाइ ।। ३३ ।।
के बाला बोलि बलवंती, नयणे कंता निंद निवारि ।
हय हेषारव भला न होई, वाहाला कि विरी घरबारि ।।३४।।

---

૨૫થી૩૪–(યુધ્ધમાં જતા ઠઠ્ઠાના સૈનિકોની સ્ત્રીઓ વાત કરે છે--) જો આ તારો ફલાણો સગો ચાલ્યો, આ મારો ફલાણો સગો નીકળ્યો, જો આ મારા પતિ, આનું નામ તે હાથી, જો આ હાથીના દંતૂસળ, (આવી વાત કરતાં કરતા) પોતપોતાના પતિ યુધ્ધના સંબંધમા જે જે બોલ બોલ્યા હતા તે સંભારવા લાગી. (એક સ્ત્રી બોલી, મેં તો કહ્યું કે–) પ્રિય ! તમે મારા પર પ્રેમ આણશો નહિ, તેમ ઘરનો મોહ રાખશો નહિ, જીવતાં મરતા સદા હું તમારી સંગાતે છું, દેવલોકમાં જઈને ત્યાંની શોભા વધારીશું. (બીજી) સ્ત્રીએ કહ્યું (મેં તો એમ કહ્યું કે) કંથ ! મારાં નયન (નયન બાણ) પડતાં તેટલામાંજ તમે ભયભીત થઇ જતા હતા, તો યુધ્ધમાં મોટા ભાલા ભોકાઇ જશે, ત્યાં તમે શી રીતે ધૈર્ય રાખી રહેશો ? એકની માએ કહ્યું, બહાદુર બેટા ! રણમાં એવી રીતે લડજે કે જેથી તારા બાપ ને નીચું જોવું પડે નહિ, "વીરજનની" એ પદવી મને

મળે અને પૃથ્વીપર હું વિખ્યાત થાઉં. એક સ્ત્રીએ કહ્યું, મારી હાક (ગુસ્સા)થી ડરીને વારંવાર મને પગે લાગતા હતા, તો ક્રોધે ભરાયેલા યોધ્ધાઓ સામે યુધ્ધમા શી રીતે લડશો? સ્વામી! પાછલા દિવસો સંભારશો? (એકે કહ્યું,) સહજ નયનબાણ નાખતાં તે ખમાતા નહોતાં, તો રણમા દુ:ખદ તરવારો જોઇને ગભરાટ નહિ થાય? નાથ! જો રણમાંથી નિ:સત્વ થઇ નાસી આવશો તો 'કાયરની નારી" એવું આળ મારા ઉપર ચોટશે, સરખેસરખીઓ અને સખીઓ મારી મશ્કરી કરશે, "કાયરની નારી" એવુ કલંક લાગશે, માટે પિયુ! સુભટોની સાથે રણમાં લડતાં જરાએ પાછા પગલા ભરશો નહિ. કોઇ સુંદરીએ કહ્યું, દેવ! શય્યામાં સુતા ફૂલની કળિ પણ તમને ખુંચતી હતી, તો યુધ્ધમા સુસવાટા કરતાં આવતાં બાણ ભલાં સહેવાશે! એ પીડા કેમ ખમાશે? કોઇ કાયર દાઢી મૂછના વાળ કાઢી નંખાવીને સુવાવડી સ્ત્રીનો વેશ લઇ આસ પાસ પડદો બંધાવી સુવા લાગ્યા કે જે જોઇને યુધ્ધને માટે તેડવા આવેલા રાજાના સેવકો પાછા જાય કોઈ બળવતી સ્ત્રી બોલી, કંથ! (યુધ્ધે ચડવાનો વખત થયો,) આંખમાંથી ઉંઘ તજી દો, "હય હેખારવ" કોઇનેએ ભલા નહિ, પછી તે વહાલાને હોય કે વેરીને હોય અથવા ઘરમાં હોય કે બહાર હોય.

कायर थाहरि थरहर धूजइ, देषि अलेषि उघाडां षग्ग ।
अम्हे उलग छांडी छल जोइ, जासिउ लहासिउं घरमग्ग ॥३५॥
अग्गालि अरिदल पूठि प्रथिवीपति, गयणे सुर पेक्खइ मन षंति ।
के सूरा समरंगणि रोशिइं, मयगल देषंते पय दंति ॥ ३६ ॥
सुणि जिणसालि ढोल ढमक्या, आलउ ये ढीलउ सन्नाह ।
सरवरि कमलि जमालि जिम विहसइ, परदलि दिठ्ठइ मोरु नाह॥३७॥

---

૩૫. અસંખ્ય ઉઘાડા ખડ્ગ જોઇને કાયરો ગભરાટથી થરથર ધ્રૂજવા લાગ્યા ને (નાસવાનું બાનું બતાવવા કહેવા લાગ્યા કે) અમારી સાથે અયોગ્ય વર્તન ચલાવવામા આવતું જોઇને અમે રાજાની સેવામા રહેવાનુ છોડી દીધું છે; ઘરનો માર્ગ જોઈશુ એટલે અમે ચાલ્યા જઈશું

૩૬. સામસામે શત્રુઓનાં સૈન્ય અને પાછળ રાજા (એ પ્રમાણે યુધ્ધને માટે તૈયાર થયેલા સમૂહ) એમને હોંસીલા દેવો આકાશમાંથી જોવા લાગ્યા, કોઇ શૂરા યુધ્ધમાં રોસ ભર્યા હાથી અને તેમના ભયંકર પગ તથા દંતૂસળો જોવા લાગ્યા.

૩૭. (કોઇ સ્ત્રી કહે) યુધ્ધભૂમિપર ઢમકતાં ઢોલ સાંભળતાની સાથે મારા નાથને જે બખતર અને જીણસાલ જરા ઢીલાં પડતાં હતાં તે હવે બંધ બેસતાં થઈ જશે, કેમ કે ચંદ્રને જોતા સરોવરમાંનું કમળ જેમ પ્રફૂલ્લ થાય છે,

रडि पडि के क्रायर काचा, पामर झामर पूठि पूलंति ।
समरंगाणि सूराशू समवाडि, धीरा घोरी घशी मिलति ॥ ३८ ॥
सूरा सूरपणइ समरंगाणि, मत्त मतंगज आवी ढालि ।
दतूसल मूसल परि परठी, लिइं मोती कुभस्थल रोलि ॥३९॥
तुरीअ विरोधि विमल बलि आयु, सिंधधणीजु मांडिउं झूझ ।
अति अभिमांनी आंण न मांनइ, रा पडिउ अजांण अबूझ ॥४०॥

---

તેમ શત્રુનું સૈન્ય જોઇને મારા નાથ પ્રફુલ્લ થાય છે.

૩૮. કોઇ કાચા ( દ્દઢ મનના નહિ તે ) કાયરો રડવા, પડવા લાગ્યા, પામરો સૈન્યમાંથી પાછા નાસી જવા માંડયા, અને ધીર યોધ્ધાઓ પોતાના સમોવડીઆ શૂરાઓ સામે ધસતા જઇને મળવા લાગ્યા.

૩૯ માતેલા હાથીઓ યુધ્ધને માટે રણભૂમિપર આવીને હારબંધ ગોઠવાયા છે, ત્યાં કોઈ શૂરા શૌર્યના જુસ્સામાં સાંબેલા જેવા હાથીના દંતૂસળ પકડી લઈ તેનુ કુંભસ્થળ ભેદીને અંદરનું ગજમોકિતક લેવા લાગ્યા.

૪૦. તુર્કો સાથે લડીને બળવાન વિમળ આવ્યો છે અને સિંધના ધણી સાથે યુધ્ધ આરંભ્યું છે, બંભણિયો રાજા અતિ અભિમાની, અજાણ અને અબુઝ હોવાથી વિમળની આણ માનતો નથી.

बे मदिमाता मूंछ मरड्डइ, घोडि पाषरीयां पल्लांण ।
छत्रीसइ दंडायुध शरमइ, करि मइता काला कहिकांण ॥४१॥
काला टोप रंगाउलि काली, काला अंगा नि करवाल ।
काला मयगल ये मतबाला, काला क्रोधि भर्या भूपाल ॥४२॥
अकल अवीह अतुल बल बोलंइ, नवि डोलि बे डुंगर धीर ।
भणि लावण्यसमि जागि जोउ, झूझाला बे झूझइ वीर ॥४३॥

---

૪૧–૪૨. સજ્જિત ઘોડાપર ચઢેલા બેઉ મદમાતા મૂછો મરડે છે, છત્રીસે દંડાયુધ ધારણ કરીને તેઓ પ્રફુલ્લ થયા છે, તેમના હાથમા નાચતા ઘોડાની કાળી લગામો છે, માથાપર કાળા ટોપ પહેર્યા છે, ટોપને કાળા રંગે રંગેલા છે, શરીરે કાળાં બખ્તર પહેર્યાં છે, હાથમાં કાળા મ્યાનની તરવારો છે, તેમની પાસે મતબાલા કાળા હાથી છે અને તેઓ કાળા ક્રોધથી ભરેલા છે.

૪૩. તેમનું બળ અકળ ( કેટલુ તે સમજી નહિ શકાય એવું ), અવિધ ( અમુક કામગિરીમાં તેમનું બળ છે ને અમુકમાં નથી એવું નહિ ), અતુલ ( કોઇની સાથે તુલના કરી શકાય નહિ એવું ) છે, પર્વત જેવા દૃઢ બેઉ લડતાં હઠે તેવા નથી, લાવણ્યસમય કહે છે કે યુદ્ધે ચઢેલા બે વીર યોદ્ધાઓ લડે છે તે જગત્ જુઓ.

# चाली.

झूझाला झूझइ वीर वडा, रणि रोसि भर्या भय भीम भडा ।
धरवै धुरि धूंसटि धाइ धस्या, विरी दलवादालि वाय यशा ॥४४॥
अणिआला काला कुंत यशा,. भड वाजि भाजि भीम तिशा ।
तेषाला काला वांनि वली, पंषाला पूंषइ पूंष मिली ॥४५॥
भड लंषि तीर तूणीर भर्यां, षेडां चुंहुंकी चालणी करियां ।
नव षंड अषंड ति षंड करइ, भड षेले षांडे षंति धरइ ॥४६॥
घण गोला गोफिणि फार फिरइ, रण सागरि रूंध्या वीर तरइ ।
सिरि वाजि गुरज ते सुरज समी, पल खूंटते खूंट ते जाइ नमी ॥४७॥
ताजी तरूआरी हि तेजि तपइ, देषी दोषी जन दूरि छपइ ।
छानाछल जोतां चित्रि चडइ, चकचूर करइ ते चक्र वडि ॥४८॥
मदभीभल गज गर्जित भमइ, असवार रसि समरि रमइ ।
दंतूसलि मूंसलि सूंढि मुडइ, भड चंप्या कंप्या पुहवि पडइ ॥४९॥
तप तपता तपता प्रगट पड्या, करि काती राती के विकटा ।
भडतां भडतां लटकंति ढल्या, जण जांणे झूंबि वृक्ष वटा ॥५०॥

---

४४-४५-४६-४७-४८-४९-५०. युદ્ધે ચઢેલા મહા વીર લડે છે, તેઓ રણમાં રોસભર્યા અને ભયંકર લડવૈયા છે. ક્રોધથી એક બીજાપર ધસતા જાય છે, તે રિપુના દળરૂપી વાદળને વિખેરી નાખવામાં વાયુ જેવા છે

(પવનથી વાદળ વિખેરાઇ જાય તેમ એમના ઘસારાથી શત્રુસૈન્ય વિખેરાઈ જાય છે). અણીદાર ભયંકર ભાલા એવા છે કે જે વાગતાં મહા બળવાન યોદ્ધાઓ પણ ભાગે, વળી તીક્ષ્ણ અને કાળા રંગનાં બાણ જે પંખાળાં છે અને જે વ્યવસ્થાસર ભાથામાં ભરેલાં છે, તેમાંથી કાઢી કાઢીને યોદ્ધાઓ બાણ છોડવા લાગ્યા, જેનાથી દુશ્મનોનાં શરીર જાણે ચાળણી હોય એવાં થવા લાગ્યાં, યોદ્ધા હોંસથી તરવાર વડે ખેલવા લાગ્યા ને આખાં તથા સાંધા વગરનાંના કટકા કરવા લાગ્યા. મોગરીઓ અને ગોફણો સારી પેઠે વીંઝાવા લાગી, ગોળા છૂટવા લાગ્યા, રણસાગરમાં વીરો તરવા લાગ્યા. સૂર્ય જેવા તેજસ્વી ગુરજ શરીરપર વાગવા લાગ્યા ને આયુષ્ય પૂરૂં થતાં પથ્થર પણ પડી જાય તેમ યોદ્ધાઓ બહુ દુર હોવા છતાં નાશ પામવા લાગ્યા. બીકણ માણસ જોઈને દૂર જઇ સંતાઈ જાય તેવી નવી તરવારો તેજથી ઝળકવા લાગી. કમકમાટ ઉપજે તેમ છિન્નાછિન્ન કાપા કાપી થવા લાગી અને ચક્ર વડે ભેદાઇને સૈનિકો ચુરો થવા લાગ્યા. મદથી ભીંજાયેલા હાથીઓ ગર્જના કરતા ભમે છે ને તેમના ઉપરના સ્વારો રસથી યુદ્ધમાં રમે છે, મૂશળ જેવા દંતુસળ અને સૂંઢ વડે હાથીઓ સૈનિકોને કચરવા લાગ્યા, તેથી કચરાયલા સૈનિકો પૃથ્વીપર પડીને થરથરવા લાગ્યા. ઘવાયેલા સૈનિકો યુદ્ધ ભૂમિપર તપ તપતા પડ્યા,

घण घूम्या दूम्या घाय वडि, भयभीता जीता रानि रडइ ।
गयणे उडंती अंगि अडि, समली जमली जम लीजतप डइ॥९१॥
सुर किंनर कोटी लोक लषा, रण जोइ होइ पंच पषा ।
कट कट्टरि कट्ट विकट्ट कटा, गढ कूटी कीधा लोटवटा ॥९२॥
हय वाल्या ढाल्या वीर तपइ, रणझालि फालि टोप टपइ ।
दवि पक्खर पक्खर पंष षिरइ, तिम सक्खर पक्खर लक्ख वरइ ।
हब हब हब हबकी हाक पडइ, झब झब झब वीज षडग्ग विढइ ।
धब धब धब धींगड धीर धसइ, कमकमता कायर षेटि षिसइ॥९४॥
रण रण रणकाहल रणकी यलइ, डम डम डम डमरू डमकी यलइ ।
ढम ढम ढम ढोल ढमकी यलइ, चम चम चम चंग चमकी यलइ ॥
भड भीषण रीषण रूपि थया, बालापण आपण आज भया ।
जण धूजी मूर्जी मांहि मिल्या, धरणीधर धोरी धुरि ढल्या॥९६॥
भड उट्ठी अंगोअंगि इशु, तड तड तड त्रूटइ कसण कसु ।
सीह अग्गलि जंबूक जीव यशु, विमलग्गलि पंडीउ राउ तिशु॥९७॥
तर तर तरडी दृष्टि करी, मुहि मरडी मांणइ मूछि भरी ।

---

કોઈના હાથમાં ભયંકર કાતી (છરી) રાતી ( લોહીથી ખરડા-
યેલી ) થઈ ગઈ છે, લડતાં લડતાં કોઈનાં અંગ કપાઈને
લટકવા લાગ્યાં છે, તે જાણે વડને વડવાઈઓ લટકી રહી હોય
એમ દેખાય છે.

कड कड कड करडी दंतकुली, भड धायु पंडी पुट्ठि वली ।।५८।।
सिंहनाद करिउ गज घोट डरिउ, भड भग्गा कोटि कटाक्कि करिउ।
राउ पंडी पिक्खि चिक्क करिउ, गलिथल्ली सीगाणि घीर धरिउ।।५८।।
कठ पंजर करि जंजीर जडीउ, घण घूहड करि यम काग चडिउ ।
नव नव परि नरपति नाड नडिउ, घण मूलहि मूलहि घाट घडिउ ।।
रणघंघल मंगल तूर रवा, नप्फेरी भेरी नाद नवा ।
जगि विमलमंत्रि जय लच्छि वरइ, बंदीजन जयजयकार करइ ।।६१।।

---

૫૧થી ૬૧. મોટી મોટી મોગરીઓના ઘાથી કેટલાક ઘવા-યા, કેટલાક ભયભીત થઈ જંગલમાં રડતા ફરવા લાગ્યા, ઘાયલ થએલાઓનાં શરીરનું માંસ તોડી લેવા આકાશમાં ઉડતી સમળીઓ ઝડપો મારવા લાગી, અનેક દેવો, કિન્નરો તેમજ લાખો લોકો ચતુરંગ સૈન્ય અને તેના નાયકોનું યુદ્ધ જોવા લાગ્યા, સૈન્ય સમૂહના રક્ષણને માટે કરેલા વિકટ કોટ ભાગીને લોટ જેવા કરી નાખ્યા, ઘોડેસ્વાર વીરો તાપમાં તપતા પડયા, રણની જ્વાળા વધીને માથા સુધી દાહ કરવા લાગી, પંખીઓની પાંખો ખરી જાય, તેમ હાથી ઘોડાઓનાં પાખર પડવા લાગ્યાં, હુબકી જવાય તેવા હોકારા થવા લાગ્યા, વીજળીના જેવાં ઝબકતાં ખડ્ગ અથડાવા લાગ્યાં, બહાદુર યોદ્ધાઓ જોરથી એક બીજા સામે ધસવા લાગ્યા, અને કાયરો એ ભયંકરતા જોઈ દૂર ખસી જવા લાગ્યા. રણવાદ્યના

ઘોર ગાજી રહ્યા, ડમ્ ડમ્ ડમરૂ વાગવા લાગ્યાં, ઢમ્ ઢમ્ ઢોલ ઢમકવા લાગ્યાં, અને તીક્ષ્ણ હથિયારો ચમકવા લાગ્યાં. યોદ્ધાઓએ રીસથી ભયંકર રૂપ ધારણ કર્યું: આજ આપણે બેઉ બાળમિત્રો જેવા મળીએ, એમ કહીને એક બીજાની સામે ધાયા. મોટા મોટા રાજાઓને ધૂળમાં પડેલા જોઇને લોકો ધ્રૂજવા અને મુંઝાવા લાગ્યા. હવે બાથંબાથ આવીજવું, એવો બહાદુર વિમળે વિચાર કર્યો; તેના અંગરખાની તાણી બાંધેલી કસો તડ્ તડ્ તૂટવા લાગી, જેવું સિંહની પાસે શિયાળ, તેવો વિમળના આગળ પંડિઓ રાજા! કરડી આંખે તેના તરફ જોયું, મોં મરડીને માનથી મૂછપર હાથ નાંખ્યો, કડ્ કડ્ દાંત કચરડયા, એમ ક્રોધથી વિમળ પંડિઆ રાજાની પાછળ ધાયો. તેણે સિંહનાદ કર્યો, તેથી હાથીઘોડા ભયભીત થઇગયા અને લડવૈયાઓ સૈન્યમાંથી નાસી કોટમાં ભરાઇ ગયા. પંડિઆ રાજાને પકડી નરમ કરી નાખ્યો ને તેના ગળા આગળ સિંગણી (શૃંગિણી) ધરી. બેડી પહેરાવી તેને લાકડાના પાંજરામાં ઘાલ્યો, ઘણા ઘુવડોના હાથમાં પડેલા કાગડાની દશા થાય તેમ વિમળના સૈનિકોના હાથમાં આવેલા પંડિઆ રાજાની દશા થઈ. નવી નવી યુકિતથી તેને હેરાન કર્યો. ઘણા મૂલે પણ હંમેશ અસરકારક રહે તેવો ઘાટ ઘડયો. યુદ્ધ જીત્યાના રણતૂરના ઘોષ તેમજ નફેરી અને ભેરીના નાદ થયા, બંદીજનોએ જય જયકાર કર્યો અને વિમળમંત્રીને જયલક્ષ્મી વરતી જયે જોઇ.

## दूहा.

सुहडा सुंदरि रणरुल्या, बलकर विघणि एण ।
पेषी सुहड पडिउ समरंगणि, हूं नवि लजावी आवी एणि॥६२॥
के बाला बोलि सुणि बहिनी, हणिउ भलइ अह्मारु कंत ।
जाअत जस जगि हुत हसारत, जु भागु आवत करणंत॥६२॥
छेदिउं सीस वाम करि वलगूं, अलगूं घडथि थाइ जीम ।
सांमी कारणि सुढ सजोडा, पडतां विरी पामइ तीम ॥६४॥
कायर कुबुद्धी करणत कंता, पोलिइं ऊभा पूछइ नीर ।
नीलज नीसत झुझणि चालिउ, किम तिइं नाम कहाविउं वीर॥६५॥

---

૬૨–૬૩–૬૪. જે સુભટો રણસંગ્રામમાં કામ આવ્યા હતા, તેમની સુંદરીઓ કહે છેઃ– (એક કહે છેઃ–) સુભટને યુદ્ધમાં પડેલો જોઇને હું શરમાતી નથી. કોઇ સ્ત્રી બોલી, બહેન! સાંભળ, ભલે મારો કંથ મરાયો, જો તે રણમાંથી રડતો નાસી આવ્યો હોત તો જીવતા સુધી જગત્‌માં હાંસી થાત, એનું કપાયેલું માથું ડાબા હાથ તરફ વળગી રહ્યું છે, તે જે રીતે જૂદું પડે તેમ કરવાની જરૂર છે, કે જેથી સ્વામીની સાથે સજોડ થવા અગ્નિમા પડી હું વીર પતિને પામું.

૬૫–૬૬–૬૭. કાયર અને કુબુદ્ધિ કરનારા કંથ પોતાની સ્ત્રીના ફિટ્‌કારથી ડરીને પોળે ઉભા રહી પાણી માગવા

शूरा पासि मंदिर माली, भूतलि भली सजाई कंत ।
जउ तु मंदिरि कांम कमाअत, तु सुणि रणि हूं झूझणि जंति॥६६॥
बाला बालक दास दीकोलां, ते ऊपरि घण घालि घाउ ।
समरंगणि सूराशूं भडतां, वादिइ के विरला कर वाहु ॥६७॥
पंडीउ जित्तउ पुण्य तणि बलि, मणि मांणिक सरसु भंडार ।
लिद्धा ये ये देस दूअंगम, लिद्धा गज तेजी तोषार ॥६८॥
ये सीमाडा मारगमोडा, दुद्धर देस तणा रषवाल ।
वेगिइं विमल तणा पय पूजइ, भेट सहित नमीया भूपाल ॥६९॥

---

લાગ્યા, એમની સ્ત્રીઓ બોલવા લાગી કે, નિઃસત્વ, નિર્લજ યુદ્ધમાં લડવા ગયો હતો! તેં તે શા માટે વીરનું નામ ધારણ કર્યું? શૂરાની સામે મંદિરમાળ સંભારીને (ઘેર નાસી આવવાનું ધારીને) કંથ! પૃથ્વીપર ભલી ભજવી! જો તું ઘરનું કામ કરવા રહ્યો હોત તો હું રણમાં લડવા જાત! ઘરમાં બાયડી, બાળક અને દાસદાસીઓપર હાથ ચલાવવાનું તો બહુ સહેલું છે, પણ યુધ્ધભૂમિમાં શૂરાની સામે હાથ વાપરે તે તો વિરલાજ.

૬૮. પુણ્યના બળે પંડિઆ રાજાને જીત્યો અને તેનો મણિ માણેકનો ભંડાર લીધો: બીજા જે દેશ તેની સત્તામાં હતા તે લીધા અને હાથી તથા તેજી ઘોડા લીધા.

૬૯. જમીનદારો, વાટપાડુઓ, અને મહેવાસનું

विमल लेई दल पाछउ वलीउ, त्रिहु षंडे वरतावी आंण ।
चंद्रावइ परि सरि जव पुहता, दमक्या जांगी ढोल नीसांहण॥७०॥
मिलिउं माहाजन महिता मोटा, सामहि सविकहि हर्ष अपार।
विमल जमलि को राउ न दीसइ, सात कोडि साहण परिवार॥७१॥
तलीया तोरण गूडी रूडी, आवि वद्धावा वरवाल ।
रोम नगरि जै आंण मनावी, बंभणीउ बांधिउ भूपाल ॥७२॥

---

રક્ષણ કરનારા ગરાસીઆઓ તે સર્વ આવીને વિમળના પગ પૂજવા લાગ્યા અને રાજાઓ વિમળને ભેટ મૂકીને નમ્યા.

૭૦. સર્વ સ્થળે આણ વર્તાવીને વિમળ લશ્કર લઇ પાછો વળ્યો. જ્યારે ચંદ્રાવતીની ભાગોળે આવી પહોંચ્યો ત્યારે મોટાં ઢોલ અને આગમન સૂચક વાજાં વગાડયાં.

૭૧. ચંદ્રાવતીના મહાજન અને મોટા મોટા શેઠીયા સૌએ મળી અપાર હર્ષથી સામઇયું કર્યું. વિમળની બરોબરીઓ કોઇ રાજા જણાતો નથી, જેને સાત કોટિ સૈન્ય સમૂહ છે (એવું લોકો કહેવા લાગ્યા.)

૭૨. સુંદર તોરણો બંધાયાં, અબીલગુલાલ ઉડયાં, મોટા ઘરની કન્યાઓ વધાવા આવી, જે બહાદુરે રોમ નગર જઇને આણ વર્તાવી અને બંભણિઆ રાજાને બંધીવાન કર્યો.

## वस्तु.

विमल चल्लिउ विमल चल्लिउ सैन घण लेउ,
रोम नगर पूरव दिशइ जेणि बार सुलतांन जीत्ता।
बंभणीउ रा बंधीउ, देस देसना दंड लित्ता।
दांण आंण सवि आपणी, वरतावी संसारि,
वेगिइं विमल वधाविउ चंद्रावती मझारि ॥ ७३ ॥

## वाजि तिवलडी ए ढाल.

के गोरी के सांमिलि सोहावुरे, सोविन पाट बिसारु, वेगिइं
विमल वधावुरे ॥७४॥
मांणिक मोती साथीया सोहावुरे, पहिरु सवि शणगार
॥ विमल० ॥ ७५ ॥
सोविन थाल सोहामणा सोहावुरे, चोषे चुक पूरावु कि
॥ विमल० ॥ ७६ ॥

---

૭૩. ઘણુ સૈન્ય લઈને વિમળ પૂર્વ દિશાએ ચાલ્યો, (ત્યાં જઈને) જેણે બાર સુલતાન જીત્યા, બંભણિઆ રાજાને બંધીવાન્ કર્યો, અનેક દેશો પાસે દંડ લીધો, અને સર્વ સ્થળે આણ વર્તાવી એવા વિમળને ચંદ્રાવતીમાં હર્ષભેર વધાવ્યો.

૭૪ થી ૭૭. કોઈ ગોરી તો કોઇ શ્યામળી એવી અનેક સ્ત્રીઓ શણગાર સજીને વિમળને વધાવા આવી. તેને સોનાને

गोलिइ गाउ गोरडी सोहावुरे, बोलु मंगल वांणि,
॥ विमल० ॥ ७७ ॥

## चूपै.

आवी विमल बईठउ पाटि. भीमराय तव भेटण माटि ।
छत्रचमर मोकलीयां सार, त्रिहु षंडे तोरु व्यापार ॥ ७८ ॥
मइं मोकलीआं मननि भावि, सात छत्र शारि चमर ढलावि ।
करि वीनती बे कर जोडि, तम दूहविइं अम लागी षोडि ॥७९॥
अमशूं डंस रषे मानि घरु, तुझ व्यवहार अछि आकरु ।
भीमिइं ये मोकल्या प्रधांन, ते संतोष्या आपी मांन ॥८०॥

પાટલે બેસાડ્યો, માણેકમોતીના સાથીયા પૂર્યા, શોભિતા સોનાના થાળ લીધા, ચોખાથી ચોક પૂર્યા, હર્ષથી ગીત ગાઇને અને મંગલવચન બોલીને સ્ત્રીઓએ વિમળને વધાવ્યો.

૭૮–૭૯–૮૦. વિમળ આવીને ગાદીએ બેઠો ત્યારે ભીમ રાજાએ ભેટ તરીકે ઉત્તમ છત્રચામર મોકલ્યાં અને કહાવ્યું કે ત્રણે ખંડમાં તમારો પ્રતાપ છે. મે મનની ઉલટથી તમને આ ભેટ મોકલી છે, તે સાત છત્ર અને ચામર તમારાપર કરાવજો. વળી હાથ જોડીને તમને વિનતિ કરીએ છીએ કે તમને દુભાવતાં અમને હિણપત્ છે. અમારી સાથે રખે કંઇ રીસ રાખતા, તારો પ્રતાપ પ્રચંડ છે. ભીમે જે પ્રધાન મોકલ્યા હતા તે સર્વને વિમળે માન આપીને સંતુષ્ટ કર્યા.

घणा दिवस दोहिलि षलभल्या, सिंधुदेसना महिता मिल्या ।
मेहलु प्रभु पंडीउ अषंड, मुहि मागिउ वरि लेयो दंड ॥८१॥
छपन कोडि धन डंडिइ करी, त्रिणि लाष वली तेजी तुरी ।
आंण मनावि आलिउ देस, विमल वधाविउ नगरनरेस ॥८२॥
बंभणीउ ठठ्ठइ जै रहइ, अहनिशि आंण विमलनी वहइ ।
रोमनगर नि ठठ्ठा हती, वरसि वरसि आवि षजमती ॥८३॥
चडिउ रवाडी जोइ फिरी, तिशी न पेषइ चंद्रापुरी ।
विमल वांणि सइमुषि उच्चरी, वासु नगर विवेकिइं करी ॥८४॥

---

૮૧. ઘણા દિવસ દુઃખમા ગાળ્યા પછી સિંધુદેશનું મહાજન મળ્યુ અને વિમળ પાસે આવી આજીજી પૂર્વક કહ્યું કે, પ્રભુ! પંડિઆ રાજાને જીવતો મૂકે અને મોં માગ્યો દંડ લો

૮૨. છપ્પન કોડિ ધન દંડ અને ત્રણ લાખ તેજી ઘોડા, એટલો દંડ લઇને તથા પોતાની આણ કબુલ કરાવીને તેને તેનો દેશ પાછો સોંપ્યો, (પંડિઆ) રાજાએ ખુશી થઇને વિમળને વધાવ્યો (તેનો ઉપકાર માન્યો).

૮૩. બંભણિઓ રાજા ઠઠ્ઠે જઇને રહેવા લાગ્યો ને હર હંમેશ વિમળની આણ માનવા લાગ્યો. રોમ નગર અને ઠઠ્ઠા તરફથી દર સાલ ખીજમત આવવા લાગી.

૮૪. વિમળ સહેલ કરવા ચડયો અને ફરીને જોયું તો ચંદ્રાવતી નગરીની રચના જોઇએ તેવી જણાઇ નહિ,

गढ पाया पातालिइं ठव्या, कोठा लाष कोडिं के करिया ।
कोठि कोठि देवि अंबावि, आगलि नवी नीपाइ वावि ॥८५॥
वावि वावि तटि कूआ च्यारि, पांणी आणइ पांणीहारि ।
घरि घरि षारी मीठी कुइ, जलधारे भरी वावि ते जूइ ॥८६॥
धवलग्रह मांडी धोरणी, कारी कारीगारि कोरणी ।
के मंदिरनी मोटी वात, भूमि भली सोहावि सात ॥ ८७ ॥
जोतां गुख तणां ते बार, आवि इंद्रभवन अवतार ।
राछपीछ रूडे घर भर्यां, जे हीणां ते अलगां कर्यां ॥८८॥

---

તેથી તેણે શ્રીમુખે કહ્યું કે, વિવેક પૂર્વક નગર વસાવો.

૮૫. પાતાળમાં કોટના પાયા નાંખ્યા, અનેક કોઠા કર્યા, કોઠે કોઠે અંબાજી દેવીની સ્થાપના કરી અને દરેક કોઠાની આગળ નવી વાવ બંધાવી.

૮૬. દરેક વાવને છેડે ચાર ચાર કુવા કરાવ્યા, જ્યાંથી પાણીહારીઓ પાણી ભરી જાય ઘેરે ઘેર ખારી અથવા મીઠી કુઇ છે અને વરસાદે ભરેલાં (તળાવ) તથા વાવો તે જૂદી.

૮૭–૮૮. આરસનાં ઘર બંધાવ્યાં, જેમાં અદ્‌ભુત કારીગરી ભરી કોરણી કોતરાવી. કોઈ મોટાં ઘર તો સુંદર સાત માળનાં કર્યાં. એના ગોખ અને બારણાં જોતાં બીજું ઇંદ્રભવન હોય એવાં થયાં. રૂડાં રાચરચીલાં (ફર્નીચર)થી ઘર સણગાર્યાં અને જે વસ્તુઓ સારી દેખાતી નહોતી તે દૂર કરી.

वाहु अन्न अवारी आज, जींणइ रूडुं भावि राज ।
कण छाणां सोधी इंधणां, मांड्यां यीव यतन ते घणां ॥८९॥
पांणी लोक त्रि वेली गलइ, धरमिइं धन अधिकेरूं मिलइ ।
आंण मद्धि को मारि न कहइ, सात व्यसन ते अलगां रहइ॥९०॥
घरि घरि लक्षणवंती नारि, शणगारी अमरि अवतारी ।
वेचइ वित्त चित्त पर थली, करइ पुण्य करणी ते भली ॥९१॥
चिहु पाशे मंडावि पोलि, चुहटां चुरासीनी उलि ।
चुहटा विण नवि थाइ पीठ, चुहटा विण ते नगर मदीठ ॥९२॥

८९. वधेलुं अन्न आपी दे, जेनाथी [ जे दानथी ] भविष्य सुधरे. सौ लोक धान्य, छाणां अने लाकडां तपासीने वापरे, એम અનેક રીતે જીવરક્ષા કરવા માંડી.

૯૦. લોક ત્રણ વખત પાણી ગાળે, કારણ કે ધર્મથી ધન વધારે મળે છે. રમત રમતાં સોગઠીને પણ "મારો" એવું કોઈ કહે નહિ, સાત વ્યસનથી સર્વ દૂર રહે.

૯૧. ઘેર ઘેર સુલક્ષણી સ્ત્રીઓ છે, તેમના શણગાર જોતાં દેવીઓનો અવતાર હોય એવી દેખાય છે. બીજાઓના સુખદુઃખની કાળજી કરીને ધન વહેંચે અને રૂડી પુણ્યકરણી કરે.

૯૨ થી ૧૦૫. ચારે તરફ પોળો અને દરવાજા કરાવ્યા. ચોરાસી ચૌટાની ઓળો ( હાર ) મંડાવી. ચૌટા વગર

चुहटइ काव्य कथारस कहइ, राना बेटा चुहटि रहइ ।
चुहटइ सोहि दोशीहटी, चुहटइ घाटघडा घीवटी ॥९३॥
चुहटइ फल फोफल नि शाक, चुहटइ करइ कंदोई पाक ।
फडीया सूषडीयानां हाट, चुहटइ दहीं वेचाइ मांट ॥९४॥
चुहटइ धुरि सोनी सोनार, मिल्या मपारा नि मणीयार ।
चुहटइ गांधी गूंगां करइ, फोफलीया ते फोफल भरइ ॥९५॥
चुहटइ सांथ सयल मंडाइ, चुहट्टूं जोतां नवि छंडाइ ।
नाणावटी कपाशी घणां, हाट सुगंधी पट्टूया तणां ॥९६॥
सूत्र साथ ते सोहामणी, चुहटइ सहू धाइ धन भणी ।
आवि परदेसी वछीयात, चुहट्टूं देषि थाइ रलीयात ॥९७॥
वस्त विकाइ चुहटइ चडी, विसा विसाही लि दडवडी ।
महिता मांडवीयानां हाट, चुहटा विण नवि सोहि वाट ॥९८॥
जडीया जडित घडइ आभर्ण, चुहटइ वरतइ सघला वर्ण ।
चुहटि वस्तु चडि नवलषी, करइ परीक्षा ये पारषी ॥ ९९ ॥
चुहटइ मोटी पांणी पर्व, चुहटइ गाइ गणगंधर्व ।
चहुटि बिठा बोली भाट, चउहटि धर्म तणा आघाट ॥ १०० ॥

---

માલની ખરી કીંમત થતી નથી, ચૌટા વગર નગરની શોભાજ નથી. ચૌટે કાવ્ય અને રસિક કથાઓ કહેવાય છે, રાજાના બેટા ચૌટામાં રહે છે, ચૌટે દોશીઓનાં હાટ શોભે

છે, ચૌટે ઘાડ ઘડનારા અને ઘી વેચનારા બેસે છે, શાક, સોપારી અને ફળ સૌ ચૌટે મળે છે, ચૌટામાં કંદોઈ પક્વાન્ન કરે છે, ફડીયા (દાણા વેચનાર) સુખડીયાનાં હાટ ચૌટામાં હોય છે, દહીંનાં માટ ચૌટે વેચાય છે, મોટા મોટા ચોકસીઓ અને સોનીઓ ચૌટામાં હોય છે, તેમજ અપારા મણિયાર ચૌટામાં બેસે છે. ચૌટામાં ગાંધીઓ ઘાલમેલ કરે છે અને ચૌટામાં ફોફળીયા સોપારી ભરે છે. ચૌટામાં સર્વ વસ્તુઓની ગુજરી ભરાય છે, ચૌટું જોતાં મન ધરાતું નથી, નાણાવટી અને રૂના વેપારીઓ તેમજ સુગંધી વેચનારા અને પટવાઓનાં હાટ પણ ચૌટામાં હોય છે. સૂતરની શોભિતી દુકાનો ચૌટામાં હોય છે. ચૌટામાં સૌ ધનને માટે પ્રયત્ન કરતું હોય છે, પરદેશી વછિયાતો આવે છે તે ચૌટું જોઇને રાજી થાય છે. ચૌટે ચડેલી વસ્તુ વેચાય છે, ગરજાઉ લોકો ભરપૂર કીંમતથી ઉપરાઉપરી પડીને તે લઈ જાય છે. મહેતા માંડવીયાનાં હાટ પણ ચૌટામાં હોય છે. ચૌટા વગર રસ્તા શોભતા નથી. ચૌટામાં જડીયા જડાવ કામ કરે છે, ચૌટામાં અઢારે વર્ણ પરસ્પર વ્યવહાર કરે છે, કીંમતીમાંકીંમતી વસ્તુ ચૌટે આવી ચઢે છે અને તેના પરીક્ષકો પરીક્ષા પણ કરી શકે છે, ચૌટામાં પાણીની પરબ મંડાય છે. ચૌટામાં ગાયક ગણ ગાય છે, ભાટ ચૌટામાં બેશીને બોલે છે અને ધર્મનાં કામ પણ ચૌટામાં થાય છે. વિશાળ ચૌટામાં ઝવેરીઓ બેસે છે, ચૌટામાં અમૂલ્ય વસ્તુઓ ભરી હોય છે, ચિતારા,

चउपट चहुटि जो जवहरी, चुहटि अमूलिक वस्तु भरी ।
चीतारा तीरगरा चाहि, घांची मोची चउटा मांहि ॥ १ ॥
षासड षेडां मोजड घडइ, चुहुटी वस्त जोईइ ते जडइ ।
दयावंतनी दृष्टिइं पड्या, यीव मूंकाइ ये चहुटि चड्या ॥ २ ॥
कणबी कंसारा कूंभार, गांछा छीपा सै लोहार ।
चहुटइ चीत वसइ चिहुंगमा, माली तंबोली तेरमा ॥ ३ ॥
चुहटइ मंडाइ जोणां जात्र, चुहटि नाचि नवलां पात्र ।
चुहटांनी मंडावी वारि, कर्यां त्रि कलसां तोरण बारि ॥ ४ ॥
संतापिउ घरिथउ नीसरइ, चुहटउं जोतां दुष वीसरइ ।
येहनि चुहट्टं दूझि भरे, करि लीला ते बिठा घरे ॥ ५ ॥

---

तीरगरा, घांची, મોચી સૌ ચોટામાં વસે છે. ગામઠી જોડા અને કીંમતી મોજડીઓ ચૌટામાં બને છે, ચૌટામાં જોઇતી વસ્તુ મળે છે, ચૌટે ચઢેલા જીવ દયાળુ લોકની નજરે પડતાં મૂકાવાય છે કણબી, કંસારા, કુંભાર, ઘાંચા, છીપા, દરજી, લુહાર, માળી તંબોળી, તેરમા સૌ ચોટામાં મળે છે. ચૌટામાં ચિત્ત ચારે દિશાએ રહે છે. ચૌટામાં તમાસા અને ભવાઈ થાય છે, ચૌટામાં ઉત્તમ પાત્રો નાચે છે અને ચૌટાની વારીઓ મંડાય છે આવા ચૌટાને બારણે ત્રણ કળસ ચઢાવ્યા અને તોરણ બંધાવ્યાં

૫. ઘેરમાં સંતાપ પામેલો ઘરમાંથી નીકળીને ચૌટામાં જતાં દુઃખ વીસારે પડે છે, જેને ઘેર ચૌટું દુઝે છે, તે

नगर तणां कीधां मंडाण, जे जोइ परदेशी जांण* ।
वैद्य विद नि व्यवसाईया, ठांमि ठांमिथी ते आवीया ॥ ६ ॥
इंटवटी नि आटावटी, वसि वासि नवरंगी नटी ।
ठाकर्या ठाम भला भालवी, आवी वेगि वश्या सालवी ॥ ७ ॥
वाजित्री ताई डबगरी, नगरी वर्ण अढारे भरी ।
जे जे जोशी पंडित वता, वसीया नागमती नायता ॥ ८ ॥
सिइं अढार वर मंदिर किद्ध, पोरुयाड वाश्या परसिद्ध ।
न्याति चुराशी ये निर्मली, विमल विशेषिइं वाशी वली ॥ ९ ॥
वसि विप्र विद्या अभ्यसइ, क्षत्री षांडे मन उल्हसिइ ।
सीमाडा ते राषइ सीम, कोटवाल ते कीधु भीम ॥ १० ॥

ઘેર બેઠા લીલાલહેર કરે છે.

૬-૭-૮-૯-૧૦. નગરની રચના એવી કરી કે પરદેશી લોકો જોવા આવવા લાગ્યા. વૈદ્યક જાણનારા, પંડિતો અને ધંધાદારીઓ ઠામઠામથી આવીને વસ્યા. ઈંટો પાડનારા અને લોટ દળનારા તેમજ સુંદર નટીઓ આવીને વસી. જાણીતા લોકો ચંદ્રાવતીમાં જઈ વસવા બીજાઓને ભલામણો કરવા લાગ્યા. સાળવીઓ તરત આવી વસ્યા. વાજીત્ર વગાડનારા, તાઇ, ડબગર, એમ અઢારે વર્ણના લોકથી નગરી ભરાઈ. જ્યોતિષ્ જાણનારા અને પંડિતાઇ જ્ઞાનવાળા તેમજ સાપ રમાડનારા અને નાયતા આવી વસ્યા.

* મૂળ પ્રતિમાં "જાંઅણ" અવગ્રહ ચિન્હનો અકાર છે. પણ પ્રેસમાં ન મળવાથી મૂક્યો નથી.

तुठी जस अंबाइ मात, विमल प्रसाद कराव्या सात ।
दंड कलश सिरि धज लहलहइ, पोढी जिनप्रतिमा गहगहइ ॥११॥
तपसी मठ× नवली नेसाल, राजगृह पासिइं पोसाल ।
षट दरशन कीधां विश्रांम, ठांम अनोपम दीधां तांम ॥ १२ ॥

---

વિમળે અઢારસેં ઉત્તમ મંદિરો બનાવ્યાં અને તેમાં પ્રસિધ્ધ પોરવાડોને વસાવ્યા, તેમજ ચોરાશી જ્ઞાતિના ઉચ્ચ વાણિયા તે સર્વને વસાવ્યા. બ્રાહ્મણો વસ્યા ને તે વેદવિદ્યાનો અભ્યાસ કરવા લાગ્યા, ક્ષત્રિઓ યુધ્ધકળાનો અભ્યાસ કરીને આનંદ પામવા લાગ્યા, જમીનદારોને સીમનું રક્ષણ કરવાનું સોંપ્યુ અને બળવાન્ માણસોને કોટવાળનું કામ સોંપ્યું.

૧૧. જેને અંબાજી માતા તૃષ્ટમાન્ થઇ છે, તે વિમળે સાત દેહરાસર કરાવ્યાં. દેહરાસરોના શિખરે દંડ, કલશ અને ધ્વજા દીપી રહી તેમજ મોટી મોટી જિન પ્રતિમાઓ બીરાજી રહી.

૧૨. તપસ્વી મઠ અને સુંદર નિશાળ કરાવી. રાજગૃહ (વિમળનું ઘર) પાસે ઉપાશ્રય કરાવ્યો, છએ દર્શનના ઉપાસકો માટે વિશ્રાન્તિ સ્થાન કરાવ્યાં, તે દરેકને ઉત્તમ સ્થળે જગા આપી.

---

* કડીપ્રાંતમાં દીવાનખાનાને મઢ કહે છે.

वाडी वन नंदन अवतर्यां, दहदिशि सजल सरोवर भर्यां ।
पाषाणे दृढ बंधी पालि, षाइ पायी गई पातालि ॥ १३ ॥
कइ लंका कि अमरावती, चाहु नगरी चंद्रावती ।
इंद सरीखु विमल नरिंद, करइ राज त्रिभोवनि आणंद ॥१४॥
मागण जण वंछित दातार, करइ निरंतर परऊपगार ।
त्रिभोवनि तेज तपंतु वीर, परनारीनु प्रगटिउ वीर । १५ ॥

## वस्तु.

विमलवाशी विमलवाशी नगर सुविशाल,
चंद्रावइ पोसाल वर, जोणि धर्मथानक करावीय ।

---

૧૩. બીજું નંદનવન હોય એવા બાગબગીચા કરાવ્યા, દશે દિશાએ ભરપૂર પાણી ભર્યાં સરોવરો શોભી રહ્યાં, પથ્થરથી તેની પાળો બંધાવી અને કોટને ફરતી ખાઈ ગઢના પાયાની પેઠે પાતાળ જેવી ઉંડી કરાવી.

૧૪. આ તે લંકા કે ઇંદ્રપુરી હશે, એમ ચંદ્રાવતી જોતાં લાગે! ઇંદ્રના જેવો વિમળ રાજા ત્યાં રાજ કરવા લાગ્યો, ત્રિભુવનમાં સર્વ સ્થળે આનંદ પથરાઈ રહ્યો.

૧૫. માગણોને ઇચ્છીત દાન દાતા વિમળ નિરંતર પરોપકાર કરવા લાગ્યો. પ્રતાપી વીરપુરૂષનો પ્રતાપ સર્વ સ્થળે પ્રસર્યો. પર સ્ત્રીને તે ભાઈરૂપ થયો.

सात प्रासाद सोहामणा, जेणि बिंब पोढां भरावीय ।
चतुर्बिध श्रीसंघ मेलि, श्री शत्रुंज गिरिनारि,
यात्रा करी घरि आवीउ वधावि वरनारि ॥१६॥

## चुपै.

पट्टणि सहिगुरु करी प्रवेस, अर्बुद तीरथनु उपदेस ।
अंबाई आराधन करिउ, तु मनवंछित विमलिइं लहिउं ॥ १७ ॥
धर्मघोष सूरीश्वर सोइ, चंद्रावती पधार्या जोइ ।
उच्छव विमलि करिउ उल्हासि, चंद्रावइ राष्या चुमासि॥१८॥
षंड एतलि अठ्ठम षंड वषांणि ॥१९॥

---

૧૬. વિમળે વિશાળ નગરી વાસી, ચંદ્રાવતીમાં ઉત્તમ ઉપાશ્રય અને ધર્મસ્થાનક કરાવ્યાં, ચતુર્વિધ સંઘ સહિત શત્રુંજય ગિરનારની યાત્રા કરી ઘેર આવ્યો, તેથી ઉચ્ચકુળની સ્ત્રીઓએ તેને વધાવ્યો.

૧૭–૧૮. સદ્ગુરૂએ પાટણ પધારીને અર્બુદ તીર્થ કરવાનો ઉપદેશ કર્યો ને તેની સિદ્ધિ માટે અંબાજીનું આરાધન આપ્યું, તેથી વિમળ મનવાંચ્છિત પામ્યો. એ ધર્મઘોષ સૂરિ ચંદ્રાવતી પધાર્યા, એથી વિમળે ઉલ્લાસથી ઉત્સવ કર્યો અને ચંદ્રાવતીમાં ચોમાસું રાખ્યા.

૧૯. એ પ્રમાણે લાવણ્યસમયની વાણીએ આઠમો ખંડ વર્ણવ્યો.

इति श्री विमलप्रबंधे नव रस नव षंडे पश्चमाधिपति पंडीपृथ्वीपति जित्राधिकारे, युद्धवर्णन, पाटस्थापना, भीमप्रेषित छत्र चामर नगर वर्णन, धर्मस्थापन, गुरुप्रवेश महोत्सवाधिकारे अष्टमं षंडं संपूर्ण ॥



## षंड नवमउ.

### चुपै.

संघपति पदवी पामी वली, विमलमंत्रि पुगी मन रली ।
निशि पुढिउ जिनवरनि ध्यांनि, सुपन मद्धि गज साहिउ कांनि॥ १॥
जागिउ तु गुरु आगलि गयु, सुपन कही रलियायति थयु ।
सहिगुरु सुपन विचारिउं तिसइं, कि को करमी बेटउ हशि ॥२॥
कि को करशु मोटूं कांम, जिणि तुम रहशि अविचल नांम ।
धर्मघोष बारं गणधार, कि को तीरथ लि उद्धार ॥ ३ ॥

---

૧. વળી " સંઘપતિ "ની પદવી પામ્યો, એથી વિમળના મનની હોંસ પૂરી થઈ. જિનવરનું ધ્યાન કરીને રાતે પોઢયો હતો, ત્યાં સ્વપ્નમાં પોતે હાથીને કાનથી પકડયો (એવું દીઠું).

૨–૩. જાગ્યો ત્યારે ગુરૂ પાસે ગયો અને આનંદ પૂર્વક પોતાના સ્વપ્નની વાત કહી. સદ્ગુરૂએ સ્વપ્નનું ફળ વિચારી જોઇને કહ્યું કે કોઇ ભાગ્યવાન્ પુત્ર થશે, અથવા

आवि संघ सकल समुदाय, धर्मकथा कहि सहि गुरराय ।
जे जिनधर्म जगत्र दाषीउ, चिहु भेदे जिनवरि भाषीउ ॥४॥
वीस+ सहस नवसिइं त्रिणि मास, पण दिण पुहर घडी एक आस।
दो पल उर अक्षर अठताल, वीर पछी होशि विसराल ॥ ५ ॥
वरस छहि दुप्पसहु हशि, धर्म सरीरइं जासि पछइ ।
मांनव बीज रहि तिणे भले, गिरि वैताढ्य बहुचारि बिले ॥६॥

---

કોઈ મોટું કામ કરશો કે જેનાથી તમારૂં નામ અવિચળ રહેશે. બારમા ગણધાર (સમૂહના મુખ્ય આચાર્ય) ધર્મ ઘોષસૂરિ કહે કે કોઇ તીર્થનો ઉધ્ધાર કરવાનો લો.

૪. આખો સંઘસમૂદાય (ગુરૂનાં દર્શન અને ઉપદેશ શ્રવણ માટે) આવે છે અને સદ્‌ગુરૂ ધર્મકથા કહે છે. જિનવરે (તીર્થંકરે) જે જિનધર્મ જગત્‌માં દર્શાવ્યો છે, તે ચાર (દાન, શીલ, તપ અને ભાવ) ભેદે કહ્યા છે.

૫–૬. ભવિષ્ય કથન–વીરનિર્વાણ પછી વીસ હજાર નવસેં વર્ષ, ત્રણ માસ, પાંચ દિવસ, એક પહોર, એક ઘડી, બે પળ અને અડતાળીસ અક્ષરોનો ઉચ્ચાર કરાય એટલો વખત વીતશે ત્યારે જિનધર્મ લોપ થશે. એ કાળને અંતે દુઃપ્રસહ નામે છેલ્લા આચાર્ય થશે, તે પછી ધર્મશરીર

---

+ આ આંકડો ૨૧ હજારમાં થોડો ઓછો છે, તેથી ઘણા ગ્રંથોમાં ૨૧ હજાર વર્ષ લખ્યાં છે.

कही सकल धर्म तेहनइ, गुण इकवीस अंगि येहनइ ।
काचि कुंभि अमयिा वास, सुंदरि साहस हूइ विणास ॥ ७ ॥
श्रावक गुण एकवीसं रुडां, नही क्षुद्र इंद्रीपरवडां ।
प्रकृति सोम लोकप्रिय सदा, श्रावक कूट न बोलि कदा ॥८॥
पापभीरु जे मूरष नहीं, दाषिन लाज दयालू सही ।
मध्यभाव सविकिहिशूं रहिउ, सोमदृष्टि गुणरागी कहिउ ॥९॥
धर्मकथा विमल कुल दोइ, दीरघदरसी श्रावक जोइ ।
संगति वडी विनय आदरइ, गुण कीधु ते हीआडि धरइ ॥१०॥
लब्धलक्ष* परहित ये दया, श्रावक गुण एकवीसइ कह्या ।
न्याय थिकु परिलिषिमी मिली, वर आचार वषाणइ वली ॥११॥
सरषे कुलि वाधइ वीवाह, पुण ते गोत्र अनेरा माहि ।
मात तात गुरुभक्ति अपार, देसाचार करइ व्यवहार ॥ १२ ॥
अवगुण कहिना नव ऊच्चरइ, सदाचारनी संगति करइ ।
नही संकष्ट नइ नीच न जिहां, थोडे बारे मंदिर तिहां ॥१३॥

---

જશે. તે વખતે મનુષ્યજાતિ બીજ રૂપે વૈતાઢયગિરિનાં બહોતેર બિલ ( બાકોરાં ) માં હયાત રહેશે.

૭. જેનામાં એકવીસ ગુણ વસતા હોય, તેને સર્વ ધર્મ કહેવો. કાચા ઘડામાં અમૃત ભર્યું છે, સાહસથી તેનો નાશ થશે.

---

* લબ્ધ=પામેલો લક્ષ્ય=નિશાન, ધારેલું, પામેલો.

अति छानउ परगट नवि वसइ, टालइ पाप पुण्य अभ्यसइ ।
लाभ मांनि लागइ घर वरइ, सिरि अजरइ भोजन परहरइ॥१४॥
जांणी अंग तणां बल भलां, जीपइ वइरी जे माहिला ।
दान दया दम आणइ देष, वित्तमांनि ते पहिरइ वेष ॥१९॥

---

૮ થી ૧૫. શ્રાવકના રૂડા એકવીસ ગુણો ક્ષુદ્ર અને ઇંદ્રિયપરાયણ માણસમાં હોતા નથી. શાંત સ્વભાવ, સદા લોકપ્રિય (લોકો સાથે પ્રેમપૂર્વક વર્તવાથી લોકોનો પ્રેમ પામેલો), કદી ક્રૂર વચન નહિ બોલનાર, પાપનો ડર રાખનાર, મૂર્ખ નહિ, દાક્ષિણ્ય (ડહાપણ) વાળો, શરમાળ, દયાવાળો, સર્વની સાથે મધ્યસ્થ ભાવે રહેનાર, સૌમ્ય(મીઠી)દષ્ટિથી બીજા પ્રત્યે જોનાર, ગુણમાં પ્રીતિવાળો, ધર્મકથારસિક, માતાપિતા બેઉ પક્ષે નિર્મળ કુળવાળો, દીર્ઘદર્શી, ઉત્તમની સંગતિ કરનાર, વિનય રાખનાર, કૃતજ્ઞ (પોતાને કરેલો ઉપકાર ભૂલી નહિ જનાર) લબ્ધલક્ષ્ય, પરોપકારી અને દયાવાન્ એ એકવીસ ગુણ શ્રાવકમાં હોવા જોઇએ. વળી તે ન્યાયથી ધન મેળવનાર અને ઉત્તમ આચાર પાળનાર હોવો જોઇએ. પોતાના બરોબરીઆ (સમાન ગુણધર્મ વાળા) કુટુંબમાં વિવાહ કરે, પણ તે જૂદા ગોત્રમાં (પોતાના ગોત્રમાં નહિ). માબાપ અને ગુરૂ પ્રત્યે અતિશય ભકિતભાવ રાખે, દેશાચાર પ્રમાણે વર્તે, કોઇના અવગુણ ગાય નહિ, સદાચારીની સોબત કરે, જ્યાં શારીરિક

पहिलउं इशी परीक्षा करी, धर्मयोग ते श्रावक धुरी ।
समकित आदि देइ व्रत बार, पच अणुव्रत ठवीइ भार ॥१६॥
धरीइ ध्यानि अरिहंत देव, भगति भली सहि गुरुनी सेव ।
जिन भाषीत ते साचउ धर्म, त्रिहु ए बोले साचउ मर्म ॥१७॥

---

માનસિક ઉપદ્રવ ઉપજે એવું ન હોય જે જમીન બહુ નીચી ન હોય, જેને બહુ બારણાં ન હોય એવે સ્થળે બહુ છાનો કે બહુ પ્રસિધ્ધ રહે નહિ. અભ્યાસ (નિયમિત વર્તન)થી પાપ ટાળે ને પુણ્ય સંપાદન કરે, કમાણીના પ્રમાણમાં ઘર ખર્ચ (વરો) રાખે, ટાઢું અને પચે નહિ એવું તથા ભારે અને પચી ગયા પહેલાં ભોજન કરે નહિ. અંગબળની કસરત કરી જાણે, આંતર્ શત્રુઓ (કામ ક્રોધ વગેરે) ને જીતે, દાન, દયા, અને દમ (ઇંદ્રિય દમન) આચરે અને પોતાની સંપત્તિ પ્રમાણે વસ્ત્રાભૂષણ પહેરે.

૧૬. આ ગુણો હોવાની પહેલી પરીક્ષા કરીને પછી જે શ્રાવક શ્રેષ્ઠ ધર્મયોગ્ય હોય તેને સમકિત (સમ્યકત્વ) વગેરે બાર વ્રત આપીએ અને પાંચ અણુવ્રતનો ભાર પણ તેના ઉપર મૂકીએ.

૧૭. અરિહંત દેવનું ધ્યાન ધરવું, શ્રી સદ્ગુરૂની સેવા ભકિત કરવી, જિન ભગવાને કહ્યો છે તે ધર્મ સત્ય છે એવી શ્રધ્ધા રાખવી, દેવ ગુરૂ, તથા ધર્મ એ ત્રણ કહે તે મર્મ સાચો.

पहिलइ प्राणी हिंसा टली, बीजइ अलीअ म बोलउ वली ।
त्रीजइ व्रति चोरी म न करु, चउथइ परनारी परहरउ ॥१८॥
व्रत पंचमइ लोभ घण टालि, छट्ठइ दिशिनु निश्चय पालि ।
व्रत सातमइ [1]भोग उपभोग, [2]अनरथ डंड आठमइ योग॥१९॥
नवमइ [3]सामाइक आक्षेप, दसमइ दिसिनु [4]सदा संक्षेप ।
पोसह[5] पण व्रत अग्यारमइ, अतिथि दांन दिउ बारमइ॥२०॥

---

૧૮. થી ૨૦. બાર વ્રત–પહેલું વ્રત પ્રાણીમાત્રની હિંસા ન કરવી, બીજું જૂઠું ન બોલવું, ત્રીજું વ્રત ચોરી ન કરવી,

---

૧ ઘર, ઘરેણાં, વસ્ત્ર વગેરે વારવાર ઉપયોગમા આવતા વસ્તુએ ભોગવવી તે ભોગ, અને ખોરાક, પીણુ, તેલફૂલેલ, દાતણ, નહાવાનુ પાણી વગેરે જે વસ્તુ એકજ વખત ઉપયોગમા લઇ શકાય તે ઉપભોગ એ દરેક આટલુજ વાપરીશ એવું નક્કી કરવુ તે

૨ દ્વેષ બુદ્ધિથી બીજાનુ ભૂંડુ ઇચ્છવુ, વિના કારણ ચિત અસ્ત રહેવું, ઘી તેલનાં વાસણ ખુલ્લાં મૂકી માખ વગેરેને પડવાનુ કારણ આપવુ એ વગેરેથી દૂર રહેવું તે

૩ દ્વિજોની સંધ્યા પેઠે શ્રાવકોનું એક નિત્યકર્મ સર્વ શારીરિક માનસિક ઉપાધિથી મુક્ત થઇ બે ઘડી આત્મસાધન–ધ્યાન કરવું તે–સમાગ. ૪ છઠ્ઠા વ્રતમાં ઠરાવેલી હદમાં અથવા ઘરમા આજ સવાર થી કાલ સવાર સુધીમાં ફરવાની જગાની હદ ઠરાવવી તે. ૫ ઉપવાસ કરીને એક અહોરાત્રિ ધર્મધ્યાનમાં ગુથાયલા રહેવુ તે–એક અહોરાત્રિ સાધુત્વ પાળવું તે–પોસહ.

आपाणि उत्तम थिउ वावरइ, षावइ पीवइ विगति न करइ ।
विण पालिइं ते उत्तम थाइ, बीजा नर किम नीच कहाइ ॥२१॥
श्रावक घरि हुइ आचार, जांणइ भक्ष अभक्ष विचार ।
सहिगुरु वयण वषाणइ इशूं, जांणइ नही तु पालइ किशूं॥२२॥
कंद जाति ते सघली भणी, ए बत्रीस अभक्षइ गणी ।
सूरण वज्रकंद ते वली, आदू नील हलद्रा भणी ॥ २३ ॥

---

ચોથું પરસ્ત્રીત્યાગ, પાંચમું અતિલોભત્યાગ, છઠ્ઠું દિશાનો નિશ્ચય પાળવો ( પોતાના રહેવાના સ્થળથી વધારેમાં વધારે આટલા ગાઉની આગળ નહિ જાઉં, એવું નિયમ પાલન ), સાતમું ભોગોઉપભોગમર્યાદા, આઠમું અનર્થ દંડ, નવમું સામાઈક, દશમું દિશાનો નિત્યસંક્ષેપ, અગિયારમું પૌષધ અને બારમું વ્રત અતિથિને દાન આપવું એ છે.

૨૧. આપણે ઉત્તમ પંકિતના છીએ, માટે ઉત્તમતાને છાજે તેવી વસ્તુઓનોજ ઉપભોગ કરવો. ખાવા પીવામાં અવળું આચરણ કરવું નહિ. ધર્માચાર પાળ્યા વગર જો મોટા થઇ શકાતું હોય તો પછી બીજા (ઉત્તમ ધર્માચાર નહિ પાળનારા) શા માટે નીચ કહેવાય ?

૨૨. શ્રાવકને ઘેર ઉત્તમ આચાર હોવો જોઇએ. ખાવા યોગ્ય નહિ ખાવા યોગ્ય, વસ્તુઓનો વિવેક તેણે સમજવો જોઈએ. સદ્દગુરૂએ કહ્યું કે જો એ વિવેક જાણવામાંજ ન હોય તો પછી પાળે શી રીતે ?

थेग गज्जर नि मूला भला, आलूं पींडालूं नहलां ।
मोथ कचूरु नील षडसूआं, भूमिरूहां षिल्लोहडां जूआं ॥२४॥
वंस करल ताजी कूंपली, अमृतवेलि कूंली आंबिली ।
प्रथम वघेलूं कापित्त येह, शाकभेद सलंक सुणेइ ॥ २५ ॥
सूरणकंद विशेषिइं वारि, गिरिकर्णी थोहर कूंआरि ।
गलो शताउरि लसण विरालि, लूंण लोढ लूणा तरुछालि॥२६॥
लूणइ बोलिइं साजी थाइ, कमलकंद ते लोढ कहाइ ।
लूणाछालि भमरतरु नांम, विण प्रीछि किम लहीइ ठांम ॥२७॥
संधि सिरा ते गूढी अंगि, जे भांजिउं भाजइ सम भंगि ।
डालि वेली छेदी पालवइ, जीव अनंत जांणि जालवइ ॥२८॥

---

२३–२४. સઘળી જાતિનાં કંદ તે બત્રીસ અભક્ષ (નહિ ખાવા યોગ્ય) છે. સૂરણ, વજ્રકંદ, આદુ, લીલી હળદર, થેગ, ગાજર, મૂળા, આલુ, (આરબી–બટાટા) પીંડાળુ, મોથ, કચોરો, લીલાં ખડસૂઆં (?) ભોંયની અડોઅડ થનારાં અને ખીલોહુડાં (ઉગતા ફણુગા).

૨૫. વાંસ કરેલાં, તાજી કુંપળો, ગળો, લીલી આંબલી, પહેલું ચુંટેલું કે સમારેલું તે (તજવા યોગ્ય છે), અને બીજા બધા શાક ભેદ સાંભળો.

૨૬ થી ૨૮. ખાસ કરીને સૂરણની ગાંઠો તજવી, તેમજ ગરમર, થોર, કુંવાર, ગળો, શતાવરી, લસણુ, લીલી

एणिपरि बोल्यां अहिनांण, पुहवइ देस देसाउरि जांण ।
जिहां जिहां विणसइ देषइ इशी, जीव अनंते काया प्रसी॥२९॥
ते नवि षाइ जु हुइ दक्ष, प्रीछइ ये बावीस अभक्ष ।
वट पीपल उंबर नि प्लक्ष, काकोदुंबर पंचम वृक्ष ॥ ३० ॥
मधु मांषण नइ आमिष सरहउ, रयणी भोजन ते परहरु ।
सवि मट्टी अच्छांण अनंत, बहु बीजां फल तुच्छ अनंत॥३१॥
घोलवडां नि वयगण जांणि, अणजाण्यां फल फूल म आणि ।
हीमकरहा विष सवि रस चल्यां, ए अभक्ष बावसिइ मिल्यां॥३२

---

વરીયાળી અને લૂંણુ, લોઢ તથા લૂંણુ છાલ ન વાપરવી. લુણુ એટલે સાજીખાર વગેરે ખાર, કમળકંદ લોઢ કહેવાય છે, ભમર (?) ઝાડની છાણુ લુણાછાલ કહેવાય છે, તે અને જે જાણીતું ન હોય તે ન વાપરવું. ગુપ્ત સાંધા, ગુપ્ત નસો વાળાં તથા જે ભાગતાં સરખું ભાગે (કાતળીઓ થાય) તે અને જે ડાળ અથવા વેલો કાપેલો ફરી ફૂટી શકે, તેવામાં અનંતા જીવ છે એમ જાણી તે જાળવવા.

૨૯ થી ૩૨. એ પ્રમાણે અભિજ્ઞાન (તજવા યોગ્ય વસ્તુઓના નમુના) બતાવ્યા છે, તે પ્રમાણે જમીન, દેશ અને દેશાવરમાં સ્થળ ભેદથી જ્યાં જે વનસ્પતિ થતી હોય તે તપાસીને તે અનંતા જીવોથી ભરેલી છે, એમ જાણી દક્ષ મનુષ્યે તે ખાવી નહિ. વળી બાવીસ અભક્ષ ઓળખવાં

द्रव्य क्षेत्र काले नव नवां, ते अभक्ष जांणे तेहवां ।
वर्ण विशेष वली टालीइ, त्रिणि वार पांणी गालीइ ॥ ३३ ॥
लांबां गलणां अंगुल त्रीस, अति सघडां पुहलप्पाणि वीस ।
षारां मीठां नवि भेलीइ, संषारा थानकि मेलीइ ॥ ३४ ॥

---

વડ, પીંપળો, ઉંબરડો, ખાખરો અને પાંચમો કાળો ઉંબરડો. મદ્ય, મધ, માખણ અને માંસ તથા તેના જેવી જણાતી વસ્તુઓનો ત્યાગ કરવો. રાત્રિભોજન તજવું. સર્વ પ્રકારની માટી (ખડી વગેરે) અનેક પ્રકારનાં (બોળ) અથાણાં, બહુ બીજ વાળાં અને બહુ ઝીણાં ફળ, દહીંમાં આથેલાં વડાં, રીંગણાં એ તજવાં: તેમજ અજાણ્યા ફળ ફૂલ ખાવાં નહિ. વળી બરફ, બરફના કરા, ઝેરી પદાર્થ અને જેમાંથી રસ નીતરી ગયો હોય તે, એ પ્રમાણેનાં બાવીસ અભક્ષ કહેવાય છે.

૩૩. દ્રવ્ય, ક્ષેત્ર અને કાળના ભેદ પ્રમાણે જૂદા જૂદા પદાર્થ અભક્ષ સમજવા. એ અભક્ષની જાતના જે પદાર્થ હોય તે ખાસ કરીને તજવા. દિવસમાં ત્રણવાર પાણી ગળવું.

૩૪. ગળણાં ત્રીસ આંગળ લાંબા, સારાં ઘટ અને વીસ આંગળ પહોળાં રાખવાં. ખારૂં મીઠું પાણી ભેગું કરવું નહિ અને સંખારાનું પાણી જ્યાંથી તે ભરી આણ્યું હોય તેજ સ્થાને પાછું નાખી આવવું.

इंघाणि कणि रांधणि पांणीइ, जीव तणी जयणा आणीइ ।
षंडणि पीसणि लीपाणि लिषे, जांणी जीव विरोधइं रषे ॥३५॥
वासी पोली उदन दही, सोल पुहर उपहरूं नहीं ।
वरये वासी वली कठउल, म जिमे ये मलवारी गुल ॥ ३६ ॥
सीआलइ दिन जांणे वीस, उन्हालइ दिन जांणे त्रीस ।
वरसालइ पनर दिन मांन, दिन वुले म जिमि पकवांन* ॥३७
फासू लवण रहइ दिन सात, वरसालइ ए बोलि वात ।
पन्नर दिवस सीयालइ जोइ, मास दिवस उन्हालइ होइ ॥३८॥

૩૫. લાકડાં, ધાન્ય, રસોડું પાણીયારૂં, એ દરેક ઠેકાણે જીવની સાચવણી કરવી. ખાંડતાં, દળતાં, લીપતાં, અને વાળતાં રખેને કોઈ જીવનો વિરોધ ન થાય એ સંભાળતા રહેવું.

૩૬. ટાઢી રોટલી, ટાઢો ભાત વાપરવો નહિ. દહીં સોળ પહોર ઉપરનું વાપરવું નહિ. વાસી કઠોળ (રાંધેલું) અને મલબારી ગોળ ખાવો નહિ.

૩૭. શિયાળે ૨૦ દિવસ, ઉનાળે ૩૦ દિવસ, અને ચોમાસામાં ૧૫ દિવસ પડી રહેલું પકવાન્ન જમવું નહિ.

૩૮. શેકેલું મીઠું વર્ષાકાળે ૭ દિવસ, શિયાળે ૧૫ દિવસ અને ઉન્હાળે એક મહિનો વાપરવા યોગ્ય રહે.

*બીજા ગ્રંથોમાં શિયાળે એક મહિનો અને ઉહ્નાળે વીસ દિવસ પકવાન્ન રહે એમ લખ્યું છે.

पीसिउ लोट पंच दिन लगइ, बोलिउ मिश्र शास्त्र मूलगइ ।
अण चालि श्रावण भाद्रवइ, नव नव निरति मासि नव नवइ ॥३९॥
आसो काती च्यारि वषांणि, मागसिरि पोषि त्रिणि दिन जाणी।
पंच पुहर माह फागुण मासि, पुहर च्यारि ते चैत्र विहाशि॥४०॥
जेठि असाढि ते पुहर ति रत्त, च्यारि पछी दल होइ अचित्त ।
चाल्या पुठिइं बिघडी होइ, फासू लोट कहीजइ सोइ ॥४१॥
पंच पुहर उन्हालइ कह्या, च्यारि पुहर शीआलइ लह्या ।
त्रिणि पुहर वरसालइ भरिउ, कहि काल जल फासू तणउ॥४२॥

---

૩૯–૪૦–૪૧. જૂદા જૂદા મહિના માટે લોટ અચિત થવાનું પ્રમાણ જૂદું જૂદું છે શ્રાવણ ભાદરવા મહિનામાં દળેલો લોટ (ચાળ્યા વગર) પાંચ દિવસ રહ્યા પછી, આસો કાર્તિકમાં ચાર દિવસ માગશર પોસમાં ત્રણ દિવસ, મહા ફાગણ મહિનામાં પાંચ પહોર, ચૈત્ર વૈશાખમાં ચાર પહોર, જેઠ આષાડમાં ત્રણ પહોર, એ પછી અચિત્ત (વાપરવા યોગ્ય) થાય છે. ચાળ્યા પછી બે ઘડી વીતે એટલે તે લોટ ફાસુ (વાપરવા યોગ્ય) થાય છે.

૪૨. ઉન્હાળામાં પાંચ પહોર, શિયાળામાં ચાર પહોર, અને વર્ષાકાળે ત્રણ પહોર ભરી રાખેલું પાણી ફાસુ કહેવાય છે.

दींहि पाणी फासू करइ, रातिइं ऊकालिउं वावरइ ।
निरति रचि जउ आणइ सार, तु श्रावक सूधु आचार ॥४३॥
पाछिम राति घडी जव च्यारि, तव नयणे नर नींद्र निवारी ।
ऊठि मुषि गणतु नवकार, संभारइ कुलधर्माचार ॥ ४४ ॥
सामाइक पडिकमणउं करइ, दिन ऊगिइं सिरि चिंता करइ ।
अक्षत फल दीवु जिनभांण, भेटी सहिगुरु सुणइ वषांण॥४५॥
दिइं वांदणां विनयनां जांण, गुरु श्री मुक्खि करइ पञ्चषांण ।
पच्छइ आजीविका उपाय, गुरु आरंभ करइ व्यवसाइ ॥४६॥
भोजन वेला हुइ येतलइ, कुसम काजि नर को तेतलइ ।
पहिरी धोति ज्योति निर्मली, करी हाथि वरव सुंडली ॥ ४७॥
अणहुण चलणे चालिउ जाइ, वेगिइं पुहतु वाडीमाहि ।
माली सहजिइं चूंटइ फूल, घरइ ठांम लिइं आली मूल ॥४८॥
आंण्यां फूल विषोगति घणां, पय पूजणि परमेश्वर तणां ।
न रहइ पंथि अनेरइ कांमि, आणी मेहल्यां उत्तम ठांमि॥४९॥
घरनायक तव आविउ घरे, पश्चम साहमु पावन करे ।
पहिर्यां वस्त्र पट्टां ते मेहलि, मर्दन करइ सुगंधि तेलि ॥ ५० ॥

---

४३. દિવસે ફાસુ કરેલું અને રાત્રિએ ઉકાળેલું પાણી વાપરવું. શ્રાવકનો ઉત્તમ આચાર તો રાત્રે નજ વાપરે એ છે.

गलि नीरि साचवणी करी, उन्हा जलनूं भाजन भरी ।
जोई चोषइ थांनकि ढालीउ, पोढउ बाजट परनालीउ ॥९१॥
बिठउ पूरव साहामु थई, अंग पषालइ पांणी लही ।
अंगोहलि जल कूंडी भरी, ते लंपइ जल जयणा करी ॥ ९२ ॥
जे अंघोलि तणउं पोतीउं, मेहूली पाहिरइ पड घोतीउं ।
नहीं पांडूं बोलिउं ये विमल, तेह पोतीउ पहिरु घवल ॥९३॥

---

૪૪–૪૫–૫૩. પાછલી ચાર ઘડી રાત રહે ત્યારે શ્રાવકે ઉંઘ તજીને નવકાર મંત્ર ભણુતા ઉઠવું અને કુળના ધર્માચાર સંભાળવા. સમાઈક પ્રતિક્રમણુ કરવું. સૂર્યોદય થતાં શારીરિક શૌચ્યકર્મ કરવું, પછી અક્ષત ફળ અને દીવા સાથે જિન ભગવાનનાં દર્શન કરવાં. એ પછી સદ્ગુરૂને ભેટીને વ્યાખ્યાન સાંભળવું. વિનયદર્શક વંદના કરવી, અને સદ્ગુરૂ સન્મુખ પ્રત્યાખ્યાન (કંઇ પણુ નિયમ લેવો) કરવું. એ પછી આજીવિકાના ઉદ્યોગને માટે વ્યવસાયનો આરંભ કરવો. એ પછી ભોજનવેળા થાય એ વખતે કોઇ પણુ માણુસ નિર્મળ ધોળું વસ્ત્ર પહેરી, હાથમાં ઉત્તમ ટોપલી લઇ અડવાણે પગે ચાલતો વાડીમાં જાય ત્યાં માળીએ આપોઆપ
ચુંટી પાત્રમાં મૂકયાં હોય તે પૈસા આપીને લે. પરમેશ્ર
પાદ પુજન માટે આણેલાં અનેક પ્રકારનાં ફૂલ માર્ગમાં

रक्त वस्त्र नि राते फूलि, वशिकारणि ते पूजा मूलि ।
लिषिमी कारणि पूजा करइ, पीलां पुष्प वस्त्र ते धरइ । ॥५४॥
कालां धोती कालां फूल, वइरनिइ शरि माथा शूल ।
धवलां धोती धवलां ध्यान, धवले फूले मुगति निधांन ॥५५॥
धरु ध्यांन पूजा सारषी, पुहचइ मनवंछित पारषी ।
धवल वस्त्र दिशि उत्तर तणी, पहिरिइं लषिमी लहीइ घणी॥५६॥

---

બીજા કંઈ કામમાં લેવાં જોઇએ નહિ. એવી રીતે ફૂલ લાવીને ઉત્તમ સ્થાને મૂકવાં. પછી ઘરનો મુખ્ય પુરૂષ ઘેર આવે ને પવિત્ર સ્થળે પશ્ચિમ તરફ પહેરેલાં વસ્ત્ર અલગ મૂકીને સુગંધી તેલે મર્દન કરે. પછી સંભાળ પૂર્વક ગળીને ઉન્હા પાણીનું વાસણ ભર્યું હોય તે લઇ ચોખ્ખી જગામાં પરનાળવાળો મોટો બાજઠ ઢાળી પૂર્વ દિશાએ મોં કરી સ્નાન કરે, નાયેલું પાણી કુંડીમાં ભરીને કાળજી પૂર્વક કોઇ ઠેકાણે નાખે. નહાયેલું પંચીયું બદલીને બીજું શુધ્ધ ધોયેલું, ધોળું અને કોઈ ઠેકાણે ફાટેલું ન હોય તેવું ધોતીયું પહેરે.

૫૪. ૫૫. ૫૬. રાતાં વસ્ત્ર અને રાતાં ફૂલથી પૂજા કરવી એ વશીકરણ કરનારી છે, લક્ષ્મીને માટે પૂજા કરવી તે પીળાં વસ્ત્ર અને પીળાં ફૂલથી કરવી. કાળાં વસ્ત્ર પહેરીને કાળાં ફૂલથી પૂજા કરવી તે શત્રુને નડતર કરનારી છે, અને

पहिलूं जातां मंदिर भणी, देवालउ डावउ ते भणी ।
निर्मल थानक अति अभिरांम, उपारि चंद्रुआ चित्रांम ॥५७॥
डुढ हाथ भुइंथी भणी, ऊंची प्रतिमा रहइ जिन तणी ।
अधिक उछइ ते दोषह जांणि, करइ मृत्यु के पाडइ हाणि॥५८॥
उत्तर पट ऊपरि उढणउं, तीणइ शिर ढांकइ आपणउं ।
आठ पडु करयो मुखकोश, जिनवर सास लगाडइ दोस ॥५९॥
बइसइ पूरव उत्तर भणी, पूजा करवा घरनु धणी ।
दक्षण दिसि संतान न सरइ, पश्चम थउ कुल नवि उद्धरइ ॥६०॥

---

ધોળું ધોતીયું પહેરીને ધોળાં ફૂલથી શુભ્ર ધ્યાન ધરવું, એ મુક્તિદાયક છે.

૫૭ દેહરાસરમાં જતાં દેહરૂં ડાબું રહે તે પ્રમાણે (જમણી બાજુએ) પ્રવેશ કરવો. નિર્મળ અને અતિ આનંદદાયક સ્થાને, ઉપર ચિત્રામણ અને ચંદ્રમા હોય ત્યાં, જમીનથી દોઢ હાથ ઉંચી જિનની પ્રતિમા સ્થાપન કરવી. એથી વધારે ઓછી ઉંચાઈ હોય તો તે દોષ રૂપ છે ને તેથી મૃત્યુ કે હાનિ થાય છે. ઉતરાસણથી શરીરના ઉપરના ભાગ પર ઓઢવું ને તેનાથી પોતાનું માથું ઢાંકવું. એ કપડાને આઠ પડ કરીને તેનાથી મુખકોશ કરવો (મોંએ ઓકાની બાંધવી) કેમકે જિનવરને શ્વાસ લગાડવામાં દોષ છે.

૬૦ ઘરધણી ઘરમાં પૂજા કરતાં પૂર્વ અથવા ઉત્તર તરફ

नैरातिकूंणि कुलक्षय जांणि, अग्निकूंणि दिन दिन धनहाणि ।
वायकूंणि संतान न फलइ, ईशानिइ अवश्य ऊवलइ ॥६१ ॥
पूजन केसर चंदन पषइ, देव कीइ मम षरड्ड नषइ ।
उरसीउ आणउ कसकसउ, तेणइ सूकडि अलगी घसउ ॥६२॥
पहिरउ मुगट कनक काकणां, नहीतारि करयो सूकडि तणां ।
पूजेवु त्रिभुवननु नाथ, आघउ म करे अडुउ हाथ ॥ ६३ ॥
जु घारि रिद्धि न पुहचइ घणी, करि मुद्रा हुइतु सोवन तणी ।
आणी पांणी निर्मल गंग, पूरां देव पषाले अंग ॥ ६४ ॥

એમ. દક્ષિણ દિશા તરફ બેસવાથી સંતાન થાય નહિ અને પશ્ચિમ તરફ બેસવાથી કુળનો ઉદ્ધાર થાય નહિ. નૈરૃત્યખૂણા તરફ બેસવું એ કુલક્ષયકારક જાણવું, અગ્નિખૂણા તરફ બેસવાથી દિનપ્રતિદિન ધનની હાનિ થતી રહે, વાવ્યખૂણા તરફ બેસવાથી સંતાનનું ફળ થાય નહિ, તેજ પ્રમાણે ઇશાનખૂણો ગણ અવશ્ય તજવો.

૬૨. દેવ કહે છે કે ચંદન અને કેસર વગર પૂજન કરીને મને ખરડશો નહિ. સુંવાળો ઓરસીઓ લાવવો ને તેના ઉપર જૂદી સુખડ ઘસવી.

૬૩–૬૪. મુગટ, અને સોનાનાં કંકણ પહેરવાં, જો તે ન હોય તો સુખડનાં કરવાં. અડવે હાથે ત્રિભુવનના

* 'નખઇ' શબ્દ સુરત જીલ્લામાં વપરાય છે.

वालाकूंची खूणा षणे, लूहे घणे अंगलूहणे ।
पूजा विण करवी मन मेहेलि, कइ चंदन कइ चंपकवेलि॥६५॥
पाय जांन कर दो दो षवा, मस्तकि पूजा बोली सवा ।
भालि कंठि हृदयस्थल पेटि, पूज्या पच्छी जिनवर भेटि ॥६६॥
नवइ तिलक निरतां साचवे, दीवउ जिण दक्षण कर ठवे ।
धूपउ आगलि डावइ धूप, दक्षिण वंदन ध्यांन स्वरूप ॥६७॥

---

નાથનું પૂજન કરવા હાથ લંબાવવો નહિ. પોતાના ઘરમાં ઘણી સંપત્તિ ન હોય અને હાથે સોનાની વીંટી હોય તોપણ ચાલે. નિર્મળ ગંગાજળ જેવું પાણી લાવીને તેનાથી દેવનાં સર્વ અંગ પખાળવાં.

૬૫. વાળાકુંચી વડે પ્રતિમાજીના ખૂણા ઘસવા, અને અંગ લોહુવાનાં વસ્ત્રોથી અંગ લોહુવાં. ચંદન, ફૂલ વગેરેથી બહુ પ્રેમપૂર્વક પૂજા કરવી.

૬૬–૬૭. પગના બે અંગુઠાએ, બે ઢીંચણે, બે હાથે, બે ખભાએ, અને મસ્તકે એમ નવે અંગે પૂજા કરવી. કપાળમાં, કંઠે, હૃદયસ્થળે, અને પેટે પૂજા કર્યા પછી જિનવરને ભેટે. (ઉપર કહેલાં) નવે અંગોએ સંભાળપૂર્વક તિલક કરવાં ભગવાનની જમણી બાજુએ દીવો મૂકવો, ધૂપ ડાબી બાજુએ મૂકવો. પાસે મૂકવાની વસ્તુઓ સામે મૂકવી. અને વંદન તથા સ્વરૂપધ્યાન જમણી બાજુએ કરવું.

वयारिइं कुसम हाथिथी षालिउं, अथवा भूमि साथि जै मिलिउं।
लागउं पाय कुवसने धरिउं, नाभि हेठि शर उपरि करिउं॥६८॥
नीच जीव जंतु आभड्यां, कीडे षाधां करड्यां सड्यां।
रक्त धवल कणयर परिहरे, आखूं फूल म कटका करे॥६९॥
इस्यां फूल तां सिरि नवि धरु, भगति मुगति कारणि परहरु।
ए ठाकुर शवपुर सारथी, ताहारी पूजासारु नथी॥ ७० ॥
तेणे फलफूले पूजा करी, नीच तणि कुलि ये अवतरी।
पामइ फल पूजानां जोइ, उत्तम कुल पामइ नर जोइ॥ ७१ ॥

---

६८–७१. હાથમાંથી સરી પડેલું, જમીનપર પડી ગયેલું, પગ અડકાડેલું, મલિન વસ્ત્રમાં મૂકેલું, નાભિથી નીચેના ભાગ પાસે રાખેલું, માથાપર આણેલું, નીચ માણસ અથવા જીવજંતુએ અડેલું, કીડાએ કરડેલું કે ખાધેલું, સડી ગયેલું, રાતું, ધોળું અને કરેણનું એટલાં ફૂલ કદી પૂજામાં લેવાં નહિ. ફૂલ આખું ને આખું ધરાવવું, કડકા કરવા નહિ. આવાં ફૂલ પણ માથાપર ધરાવવાં નહિ. ભગવાનની ભક્તિ મુક્તિને માટે કરવી નહિ એ પ્રભુ શિવપુર ( મોક્ષધામ )ના સંગાથી છે, તારી પૂજા માટે નથી. નિષિધ કરેલાં ફળફૂલથી પૂજા કરે તે નીચકુળમાં અવતરે. પૂજાનું ઉત્તમ ફળ પામે તે ઉત્તમ કુળ પામે.

कलस धूप धाणइ चिहु पषे, जिनवर ठबकु लागइ रषे ।
जिनवर पूजानु समदाइ, रषे किशु मंदिरि ववराइ ॥ ७२ ॥
देवालानि दीवइ जई, घरनु दीवु म करे सही ।
दूध दही फल नइ पकवांन, कोरा टाली रांधिउं धांन ॥७३ ॥
ते सघलां थाइ देवकां, जिनवर दृष्टिइं पडीआं थकां ।
जाणइ देव अछइ आपणा, ठाकुर कहीइ न हुइ आपणा ॥७४॥
जउ जांणइ परि सेवा तणी, ठाकुर पदवी दिइं आपणी ।
जिनवर पूज सदा संभालि, चउराशी आशातन टालि ॥ ७५ ॥
जिहां थानकि नवि हुइ माठि, रही प्रणमइ अलगउ कर साठि।
नव कर निरति कही निरवाणि, अवर आभिग्रह मध्यम जांणि॥७६॥

---

૭૨. કળસ અને ધૂપ ચારે તરફ ફેરવવો પણ તે જિનવરને અથડાય નહિ એ સંભાળવું. જિનવરની પૂજાના સાહિત્યમાનું કંઈ ઘરમાં વપરાય નહિ એની કાળજી રાખવી.

૭૩ થી ૭૬–દેવાલયને દીવે ઘરનો દીવો કરવા જવું નહિ. દૂધ, દહીં, ફળ, પકવાન્ન અને કોરૂં ધાન્ય બાદ કરતાં બધાં રાંધેલા ધાન્ય ઉપર જિનવરની નજર પડે તો તે દેવકાં [દેવનાં] થઈ જાય (ને દેવદ્રવ્ય ઘરમાં વાપરી શકાય નહિ.) એમ ન જાણવું કે એતો આપણા દેવ છે ને! દેવ કદિ આપણા થાય નહિ. જો વિધિપૂર્વક પૂજા કરી જાણીએ તો

+निसिही पहिली घर परिहरइ, चिंता देवभुवननी करइ ।
बीजी निसिही पूजा सारि, जिनमंदिरनी चिंता टालि ॥ ७७ ॥
त्रीजी निसिही पूरी कही, करइ ध्यांन जिन आगलि रहइ ।
करी अविधि आसातन हवी, जिन थानकि नसाकिइ राहवी॥७८॥
षेल थूंक रामति कुलगला, कीधूं लेखूं सीषी कला ।
मैथुन मर्दन कलहु करिउ; जिन मंदिरि कोउहडु धरिउ ॥७९॥
छाणां कापड पापड वडी, दालि ऊगवी देहरइ चडी ।
सिर कर अंग पषाल्या पाय, करी वात वीजाव्या वाय ॥ ८० ॥
नांप्यां नष नीमाला पली, चामर छत्र धराव्यां वली ।

---

તે આપણને ઠાકોર પદવી આપે ચોરાશી આશાતના (અવગણના) એ। ટાળીને જિનવરની પૂજા સર્વદા કરતા રહેવું. જો દેરાસરમાં અટેરો ન હોય તો સાઠ હાથ દૂર રહીને પ્રણામ કરવા. ઓછામા ઓછા નવ હાથ દૂર રહેવું, બીજા અભિગ્રહ મધ્યમ છે.

૭૭ થી ૯૧–પહેલી નિસિહિ એ ઘરની ચિંતા છોડીને દેવભૂવનની કાળજી કરવી, બીજી નિસિહિ એ દેહરાસર સંબંધીની કાળજી છોડીને પૂજા કરવી. ત્રીજી નિસિહિ

---

∴ નિસિહિ—નિષેધયામિ શ્રાવક દરરોજ આ ત્રણ નિસિહિ ભણીને અનુક્રમે એક પછી એક ધર્મકૃત્ય કરે છે

घरिआं शस्त्र पहिरी पावडी, लांबी गडगूंबड षालडी ॥ ८१ ॥
नयण कर्ण मस्तक नइ षाल, नष नाशिका दत नि गाल ।
ए आठइ मल नांष्यां रही, बिइठउ पग ऊपरि पग करी ॥ ८२॥
रांधिउं कइ अंगीठउं करिउं, कइ जिनमंदिर ढोरे भरिउं ।
भेटिउ जिन पहिरे षासडे, रामति कीधी गेडीदडे ॥८३॥
नांष्यां रक्त पित्त नही भलां, हूआं विसत लांप्यां उंगलां ।
नाहाठउ कइ बइठउ जूवटइ, करिआ विणज साटइ पालटइ॥८४॥
कइ तंबोल भषी सूषडी, करी नीति ते लहुडी वडी ।
चंपिउं चंपाविउं पडपडी, करियां युद्ध राषी पाघडी ॥ ८५ ॥

---

એ પૂજા પૂરી કરીને જિનભગવાન્ આગળ ધ્યાન કરવુ અવિધિ કરવાથી **આશાતના** થાય, (તે આ પ્રમાણે છે–) જિનસ્થાનકમાં નાક નશ્નીકે, ગળફા નાખે થૂંકે, કોગળા કરે, હિસાબ કરે કે નામું લખે, કળા શીખે, મૈથુન કરે, તલ વગેરે ચોળે, કજીયો કરે, ભાર ઉતારીને વિસામો લે, છાણાં થાપે, કપડાં, પાપડ, વડી, દાળ વગેરે દેહરાપર ચઢીને સુકવે, હાથ, પગ, માથું કે શરીર ધએ, આડીઅવળી વાતો કરે, પંખો નંખાવે, નખ લેવરાવે, પળીયા વગેરે વાળ નાખે, છત્રચામર ધરાવે, હથિયાર રાખે, પાવડી પહેરે, ગુમડાનાં લોહી પરૂ પડવા દે, ચામડી નાખે, આંખ,

दीधा शाप गालि घणहठी, पाडी होड करी पालठी ।
पाडी पगरज पगनूं पंक, सूतु निद्रा करी निशंक ॥ ८६ ॥
भंडकला भोजन झीलणउं, विणि समारी पारोषिपणउं ।
लांप्यां दंत दम्या षर तुरी, साती वस्तु ते वहिचिणि करी॥८७॥
करिउ मंत्र घडीयां हथीआर, कीधउ साद देई रेकार ।
मुगट खूंप ते नवि छोडीया, जिण दीठ्ठइ कर नवि जोडीया॥८८॥
नवि कीधउ सच्चित्त परिहार, विण सच्चित्त न करिउ शणगार ।

---

કાન. માથું, ચામડી, નખ, નાક, દાંત અને ગાલ એ આઠે સ્થાનનો મેલ નાખે, પગપર પગ ચઢાવી બેસે, રાંધે, તાપણું કરે, જિનમંદિરમાં ઢોર ઘાલે, જોડા પહેરીને દર્શન કરે, ગેડીદડાની રમત રમે, લોહી અથવા પિત્ત નાખે, ગળામા આગળા ઘાલીને ઉલટી કરે, રાજભય વગેરે કારણથી નાસીને દેહરાસરમાં સંતાઇ જાય, જુગાર રમવા બેસે, વહેપાર કરે, અદલોબદલો કરે, પાન ખાય, સુખડી વગેરે ખાવાનું ખાય, લઘુનીતિ (પેસાબ) વડીનીતિ (ઝાડો) કરે, પગ ચાંપે કે ચંપાવે, યુદ્ધ કરે, પાઘડી પહેરી રાખે, કોઇને શાપ કે ગાળો દે, ક્રોધ કરે, હોડ બકે, નિસિહિ ભાગે, પગની રજ અથવા પગે ચોટેલો કાદવ લુએ, સુઇ જાય, ભાંડચેષ્ટા કરે, ભોજન કરે, પાણી ઝીલે કે નહાય, વાળ હોળે, નાણું પારખે, દાંત પડેલો નાખે, ઘોડા ગધેડાપર

वइदउं करिउं कराविउं होइ, मेलिआ लोक आपकाजि कोइ ॥८९॥
आठ पडु न करिउ मुखकोश, विण उत्तरासणि लागउ दोस ।
पहिरी धोती सान विण येअ, बिइठउ पाय पसारी बेय ॥९०॥
दीधी पूठि जोइ जिन भणी, आशातना अवर ये घणी ।
ते वरजउ जांणी मन मांहि, जिम तुसइ त्रिभोवननु राय ॥९१॥
फूंक ढीक नि तंती ताल, लाला पंचम भेद विशाल।
नवले नाटकि पराठिउ पाग, वाजइ वाजित्र रंगिइं राग॥९२॥

---

સામાન નાખે, સહીયારી વસ્તુના ભાગ વહેંચે, મંત્ર સાધન અથવા ગુપ્ત મસલત કરે, હથિયાર બનાવે, રેકાર કરીને લાંબે સાદે બોલાવે, મુગટ અથવા ખૂપ પહેરીને આવે, ભગવાન્‌ને જોઇને હાથ જોડે નહિ, સચ્ચિત વસ્તુનો ત્યાગ કરે નહિ, સચ્ચિત ન હોય તેવી વસ્તુનો શણગાર ન કરે, વૈદું કરે કરાવે, પોતાના કોઇ કામને માટે પંચ મેળવે, આઠપડનો મુખકોશ ન રાખે, ઉત્તરાસણ ન રાખે, પહેરેલા વસ્ત્રનું ભાન ન રાખે (નાગાપણું દેખાય એવી બેદરકારી રાખે), બે પગ લાંબા કરીને બેસે, ભગવાન્‌ની સામે પૂઠ કરીને બેસે, એ અને બીજી અનેક આશાતનાઓ જાણી લઇને તેનાથી દૂર રહેવું, કે જેથી ભગવાન્ સંતુષ્ટ થાય.

૯૨. **પંચમહાવાદ્ય**-ફૂંકથી વાગનારાં (સરણાઇ, ભૂંગળ વગેરે), હસ્તપ્રહારથી વાગનારાં [ઢોલક, મૃદંગ,

*गौडी कोलाहली विचारि, मालवकोशी देवगंधारि ।
द्रविडसिरि अंधाउलि षरी, षट भाषा श्रीरागिइं वरी ॥९३॥
रामगिरी देशाष तुषारि, गुंडिगिरी पुलंजलि सारि ।
धन्यासी कीजइ मन षंति, ए षट भाषा वरी वसंति॥९४॥
रक्ताहंसी नइ भैरवी, कर्णाटी गूर्जर सिंधवी ।

---

વગેરે ], તંતૂવાદ્ય [ સારંગી, સિતાર વગેરે ], તાલવાદ્ય —સામ સામે અથડાવાથી વાગનારાં ( ઝાંસી, ઝાંઝ, વગેરે ), લાલા (?) ઠોકવાથી વાગનારાં ( ઢોલ, નગારાં વગેરે ) એ પ્રમાણે વાદ્યોના મુખ્ય પાંચ ભેદ છે. નવા નવા નાટક (નર્તક) અને વાજીંત્રોના રંગરાગ સાથે દર્શન કરવા જવું.

## છત્રીસ રાગણીઓ.

૯૩. ગૌડી, કોલાહલી, માલવકોશી, દેવગાંધારી, દ્રાવિડી, અંધાઉલિ (આસાવરી?) એ છ રાગણીઓ શ્રીરાગને વરેલી છે.

૯૪. રામગિરી ( કરી ), દેશાખ્ય, તુષારિ [ પૂર્વી ? ] ગુંડિગિરિ ( ગુણકરી ? ), પટમંજરી અને હોંસથી ધનાશ્રી રાગણી કરીએ તો એ છ રાગણીઓ વસંત (હિંડોલ) રાગને વરેલી છે.

---

* કયા રાગની કઇ રાગણીઓ એ માટે ગાનાચાર્યો અને સંગીત ગ્રંથોમાં બહુ મતભેદ છે સગીતના પુસ્તકો સાથે મેળવી જોતાં આ રાગણીઓનો તેના પતિ રાગ સાથેનો સંબધ બહુ હેરફેર છે.
જુઓ મૂલાધાર પૃ. ૨૭૦.

वेलाउलि षट भाषा लहे, तेहनु स्वामी पंचम कहे ॥९५॥
त्रिगुणा ककुभा खंभाइती, अम्भारी सामेरी सती ।
वइराडी षट भाषा वली, भाविइं भैरव साथिइं वरी ॥९६॥
बंगाउली देव महूयरी, दोषशाटिका देवगिरी ।
कामोदी षट भाषा एह, मेघराग सरसु सन्नेह ॥९७॥
तोडी त्रोटकि नइ भूपाल, डाहिम डंबी मल्लीमाल ।
षट भाषा नव नव परि भणी, ए छइ नट्टनारायण तणी ॥९८॥
षट राग इम भाषा छत्रीस, बोल्या राग सहस बत्रीस ।
मिल्यां मिश्र बहु नामिइं होइ, तेहनु पार न पामइ कोइ ॥९९॥

---

૯૫. રક્તાહંસી, (હંસધ્વની અથવા બડહંસ ?), ભૈરવી, કર્ણાટકી, ગુર્જરી, સિંધવી, અને વેલાવલી એ છ રાગણીઓનો સ્વામી પંચમરાગ છે.

૯૬. ત્રિગુણા, કકુભા, ખંભાતી (ખમાચ), આભેરી [ આહીરી ], શુદ્ધ સામે(વ)રી, અને વૈરાડી ( વરાટી ) એ છ રાગણીઓ હોંસથી ભૈરવીરાગને વરી છે.

૯૭. બંગાળી, દેવમાથુરી, દેશકારી, ટંક [ કિકા ], દેવગિરી અને કામ્બોદી એ છ રાગણીઓનો મેઘરાગ સાથે સ્નેહ છે.

૯૮–૯૯. તોડી, ત્રોટકી, ભૂપાલી, ડાહિમ (લાલિતા?) ડુંબી ( કુંભી ? ), અને માલશ્રી એ છ રાગણી નટ્ટનારાયણ

रिद्धिमानि जिनपूजा करी, सतरे आठे भेदे सही ।
इकवीसे निइ अट्ठोतरे, सहस लाष परि कोडिहिं करे॥१००॥
दहइ पाप उवेषिउ धूप, दीप नसाडइ दुर्गति रूप ।
पूजा राजरिद्धि रसरंग, देइ नैवेद्य सौख्य सपतग ॥१॥
तव नियमिइं लहइ मुगति विशाल, दानिंइ नव नव भोग रसाल ।
देव भगति भल रांणिमहोइ, अणसाणि मरणि इंद पद जोइ ॥२॥

---

(બૃહન્નટ રાગ)ની છે. એ પ્રમાણે દરેક રાગની છ છ જૂદી રાગણીઓ કહી છે તે છએ રાગની મળીને છત્રીસ રાગણી થઇ, પણ રાગ તો બત્રીસ હજાર કહ્યા છે. તે એક બીજા રાગ સાથે મિશ્ર થવાથી થયેલા અને દેશ વગેરેનાં નામ ઉપરથી જૂદાં જૂદાં નામ પામેલા છે, જેનો કોઇ પાર પામે એવું નથી.

૧૦૦. પોતાની સપત્તિ પ્રમાણે જિનપૂજા કરવી. આઠ ભેદથી, સત્તર ભેદથી, એકવીશ ભેદથી, એકસોઆઠ ભેદથી, તેમજ હજાર, લાખ અને કરોડ ભેદથી પણ થાય.

૧૦૧–૨. ધૂપ કરવાથી પાપનું દહન થાય છે, દીવો દુર્ગતિ થતી મટાડે, પૂજા રાજરિધ્ધિ તથા સુખભોગ આપે અને નૈવેદ્ય સાતે પ્રકારનાં સુખ આપે. જિનધર્મના નિયમ પાલનથી મહામુક્તિ મળે, દાન કરવાથી અનેક પ્રકારના રસિક ભોગ મળે, દેવભક્તિથી ઉત્તમ સન્માન થાય અને

जिम जिम पूजा चोषी बुद्धि, तिम तिम पामइ परथल रिद्धि ।
पूजा करी धोति परिहरी, आवइ यमण ठांमि संचरी ॥३॥
दिज्जिइ महिगुरु सूझतु आहार, मातापिता तणी करइं सार ।
सतर अढार भोज्य रसवती, तिहां अभक्ष टालिइं जिन मती॥४॥
घंटफली करसणी प्रधांन, त्रिहु प्रकारे बोल्यां धांन ।
कंद पुष्प फल शाषा पत्र, पंच शाक ते कहियां विचित्र ॥ ५ ॥
जल थल षचर जीव जागि भणे, त्रिहुनां आमिष तिण्हि गणे ।
तीषु मधुर कडूक कसाय, षट षार षट रस कहिवाइ ॥ ६ ॥

---

અનશન વ્રતથી મરણ પામતા ઇંદ્રપદવી મળે.

૩. પૂજામાં જેટલી શુદ્ધબુદ્ધિ વધારે, તેટલી પરભવે વધારે રિદ્ધિ મળે. પૂજા કર્યા પછી પહેરેલું ધોતીયું બદલીને જમવાને ઠેકાણે ચાલ્યો આવે.

૪. સદ્‌ગુરૂને ખપતો આહાર આપવો, અને માતા પિતાની સંભાળ લેવી (તેમનું ભરણપોષણ કરવું). જીભના સત્તર અને અઢાર ભોજ્ય પદાર્થ છે, તેમાં જિનમતિ (જૈન ધર્મમાં જેમની મતિ છે તેમણે) અભક્ષ ટાળવાં.

૫ થી ૮. છૂટા દાણાનાં, શીંગમાં થનારાં, અને ડોડામાં થનારાં એ રીતે મુખ્યત્વે ત્રણ પ્રકારનાં ધાન્ય છે. કંદ, ફૂલ, ફળ, ડાળી અને પાન એ રીતે પાંચ પ્રકારનાં શાક કહ્યાં છે. જળચર, થળચર, અને ખેચર એ ત્રણ પ્રકારના જીવ

सतर भोज्य ए पूरां थयां, सुणि अढार ये जिणवरि कहियां ।
वाव्यां वेढू धांन जि दोइ, त्रिणि आमिष परिसिद्धां होइ ॥७॥
गोरस शाक चिहु चिहु परे, तेल हिंग इक्षुरस आदरे ।
लवण वारि नव नव विस्तारि, मिल्यां भोज्य ए तलइ अढार॥८॥
पीलिउं अन्न तेह सवि त्यजइ, तेहनउं नांम विदल उपजइ ।
ते म यिमउ दधि तक्र मझारि, इम बोलिउं गौतमि गणधारि॥९॥
जीव तणी नितु जयणा भणी, षप कीजइ चंद्रोदय तणी ।
जलि दलि षलि पंडणि रांधणइ, सय्याथानकि संझेरणइ ॥१०॥

---

કહેવાય છે; એ ત્રણેનાં માંસ સરખાં છે. તીખું, મીઠું, કડવું, તુરૂં, અને ખારૂં, એ છ રસ કહેવાય છે. એ પ્રમાણે સત્તર ભોજ્ય (ખાવામાં આવતા પદાર્થ) છે. હુવે જિનવરે કહેલાં અઢાર ભોજ્ય સાંભળો. વાવેલાં અને આપોઆપ ઉગેલાં એ બે પ્રકારનાં ધાન્ય, ત્રણ પ્રકારનાં આમિષ (માંસ) પ્રસિદ્ધ છે તે, ચાર પ્રકારનાં ગોરસ, ચાર પ્રકારનાં શાક, તેલ, હિંગ, શેરડીનો રસ, નવ પ્રકારનો ખાર અને નવ પ્રકારનાં પાણી એ પ્રમાણે અઢાર ભોજ્ય થાય છે.

૯. ભરડેલું ધાન્ય સર્વ, જેનું નામ દ્વિદલ (બે ફાડ) છે, તે દહીં કે છાશની સાથે ખાવું નહિ, એવું ગૌતમ ગણધરે કહ્યું છે.

૧૦-૧૧. સર્વકાળ જીવોની જાળવણીને માટે ચંદ્ર-

भोजनि भूमि घणी ववराइ, सुणि दसमु देवाला ठाइ ।
करि चंद्रोदय चउपट चंग, जउ मनि जैन धर्मनउ रंग ॥११॥
यमतां अन्नजि न विषोडीइ, विण सवादि मुष नवि मोडीइ ।
प्रीसिउं भोजन नवि छांडीइ, वात जीहरस नवि मांडीइ ॥१२॥
बिइठउ आसणथी मन चले, भोजनि अवर साथि मन भले ।
उणउ उठे कुलि बि कुलि, मुष पवित्र कीजइ तंबोलि ॥१३॥

---

વાનો ઉપયોગ કરવો. જૈન ધર્મમાં પ્રીતિવાળાએ પાણી યારા ઉપર, ઘંટી ઉપર, નીસાતરા ઉપર, ખાંઈણીયા ઉપર, રસોડા ઉપર, પથારી ઉપર, સંઝેરણે, જમવા બેસવાની જગા ઉપર, બહુ વપરાશમાં આવતી જગા ઉપર અને દેવસ્થાનમાં એ દશ ઠેકાણે સુંદર ચોખંડા ચંદ્રવા બાંધવા.

૧૨. જમતી વખતે અન્ન વખોડવું નહિ, તેમ સ્વાદ વગરનું હોય તો મોં બગાડવું નહિ. પીરસેલું અન્ન છાંડવું નહિ, જમતાં જમતાં વાત કરવી નહિ અને જીહ્વારસ કરી સ્વાદીલા કે અકરાંતિયા થવું નહિ.

૧૩. જમવા માટે બેઠેલા આસનથી ખસવું નહિ (ખાતાં ખાતાં ઉઠીને હરફર કરવી નહિ), બીજાના ભેગા ખાવા બેસવું નહિ, એક બે કોળીયા (ભૂખ્યા) ઉઠવું, અને જમી રહ્યા પછી પાન ખાઈને મોં શુદ્ધ કરવું.

देहशुद्धि नरधारिइं करी, पच्छइ जिनवर दरशन करी ।
वाम अंगि धुरि धरी विबेक, जै शिय्या पुढइ क्षणएक ॥१४॥
उठिउ वली करइ व्यवहार, नींच सरीसउ नही व्यापार ।
नवि लोपइ जिनवरनु धर्म, प्रीछइ पंनर ये षरकर्म ॥१५॥
बाली काठ करइ अंगार, वेचइ कर्म जि ये कुंभार ।
इंटवाह सोनार लुहार, अगनि कर्मइंगाल विचार ॥१६॥
पाटइ आंबा रायण तणां, वन छेद्या अणछेद्या घणा ।
वाडी काछा करसण करइ, पानफूल वनकर्मजि हरइ ॥१७॥

---

૧૪. સંભાળપૂર્વક દેહશુદ્ધિ કર્યા પછી જિનવરનાં દર્શન કરવાં, પછી વામકુક્ષિ કરવા માટે વિવેકપૂર્વક ક્ષણ વાર પથારીમાં સુઈ જવું.

૧૫. ઉઠયા પછી પાછો પોતાનો ધંધો કરવા મંડવું, ધંધામાં નીચની સાથે વ્યવહાર કરવો નહિ. પંદર **ખરકર્મ** છે તે ઓળખવાં ને જિનવરની ધર્મમર્યાદા ઓળંગવી નહિ.

૧૬. લાકડાં બાળીને ભઠ્ઠી કરે ને તે ભઠ્ઠીના કોયલા અથવા ભઠ્ઠીમાં પકવેલી વસ્તુ વેચે તે **અંગારકર્મ**. કુંભાર, ઇંટો પાડનાર, સોની, અને લુહાર એ બધા અંગારકર્મ કરનારા જાણવા.

૧૭. આંબા રાયણનાં પાટીયાં વહેરે, વગડામાંથી ઝાડ કપેલાં લે, કે કપાવે, વાડી, કાછા (શાકનાં ખેતર) કે અનાજ

घडइ घडावइ झूंसर शकट, साडीकर्म कहिउं ते विकट ।
भाडइ बलद उंट गाडलां, वाहइ भाडीकर्म न भलां ॥१८॥
कूप तलाव षणावी षांणि, पाहण फोडि षेडि वलि जांणि ।
फोडीकर्म भूमिशूं मिलइ, पंच कुकर्म कहियां एतलइ ॥१९॥
आगारि दंत चर्म नइ चमर, चउरिउं जीव अंग ये अवर ।
मोती हीर कवड शंषला, ए वाणिज्य दंत केतला ॥२०॥
लाष गली मणिसिल नइ षार, लषवाणिज्य करु परिहार ।
मधु मांषण घृत गुल दधिसरु, ढीला रस व्यवसा परहरु ॥२१॥

---

વાવે તે તથા પાન, ફૂલ વગેરે પકવે તે **વનકર્મ** કહેવાય.

૧૮. જુસરૂં અથવા ગાડુ ઘડે કે ઘડાવે તેને દુ:ખકર **શાડીકર્મ** કહ્યું છે. બળદ, ઉંટ કે ગાડાં ભાડે ફેરવે તે **ભાડીકર્મ** પણ સારૂં નથી.

૧૯. કુવો, તળાવ, અથવા ખાણુ ખોદાવે, પથ્થર ફોડાવે, અને ખેડ કરાવે, એ પાંચ **ફોડીકર્મ**, તે કુકર્મ છે.

૨૦. મીઠાના અગર, દાંત, ચામડાં, ચામર અને બીજા કોઇ જીવના અંગમાંથી ઉપજાવેલી વસ્તુ, વળી મોતી, હીરા કોડીઓ, અને શંખલા, એ **દંતવાણિજ્ય** કહેવાય છે.

૨૧. લાખ, ગળી, મનઃશિલ ને ખાર, એ **લખ વાણિજ્ય** તજવું જોઇએ. વળી મધ, માખણ, ઘી, ગોળ,

पशु पंषि मानव व्यवसाय, केसवणिज्य विरुउ कहिवाइ
विष पाषर आंगा हथीआर, लोहघाट विषवणिज विचार ॥२२॥
ए वाणिज्य पंचम म करे, वली सामान्य पंच परहरे ।
उषल मूंसल नीसा वाटि, कोल्हू घाणी घरटी घाट ॥२३॥
करइ वणिज कांकसीआ कोइ, पीलणकर्म कहीजइ सोइ ।
पसूआं अंगि पडावइ आंक. समरावइ फोडावइ नाक ॥२४॥
कांन पूंछ छेदइ आफणी, पूढि गलावइ करहा तणी ।
दांण वुलावा थाइ तलार, लिइं गोतिरा तणउ व्यापार ॥२५॥

---

અને દહીં, દૂધ, એવા **ઢીલા રસનો ધંધો** પણ તજવો જોઇએ.

૨૨. પશુ, પંખી અને મનુષ્યવેચાણનો ધંધો તેમજ વાળનો વહેપાર એ નિષિદ્ધ કહેવાય છે. ઝેરી પદાર્થો, પાખર, બખ્તર, હથિયાર અને લોઢાના ઘાટ એ **વિષ વાણિજ્ય** જાણવાં.

૨૩. એ પાંચ વહેપાર નહિ કરવા અને બીજા સામાન્ય પાંચ છોડી દેવા. ખાઇણીઓ, સાંબેલું, નીસાતરો, વાટો, કોલ્હુ, ઘાણી, અને ઘંટી એ પાંચ સામાન્યનો વહેપાર પણ ન કરવો.

૨૪–૨૫–૨૬. કોઇ કપાસિયાનો વહેપાર કરે તો તે **પીલણકર્મ** જાણવું. પશુઓના શરીરપર આંક (ડામ)

पाटा गांम मकातां धरइ, अणहूतां अकराकर करइ ।
निर्दयपणा तणउ ये कांम, ते निर्लंछन कहीइ नांम ॥२६॥
धर्मबुद्धि कइ वइरिइं करइ, कइ बालइ कइ ऊगइ हरइ ।
दिइ दावानल ते दवकर्म, किम पामइ ते जिनवरधर्म ॥२७॥
सर द्रह वावि सूकव्या कूआ, कइ उलीच्यां जल जूजूआं ।
कांस नीक वालतां अधर्म, ए कहीइ सवि सोसणकर्म ॥२८॥
हिंसा करइ यीव ते सही, पोसइ सूडा नइ सालही ।
कूंकड श्वान मोर मार्जार, दुष्ट नारि सुत सवि परवार ॥२९॥

---

પડાવે, સમરાવે, નથાવે, પોતે કાન કે પૂચ્છ કાપે, દાંણુ (નાકું), વળાવું, દેશાઇગિરી, કોટવાળપણું, ઇજારો રાખે, ગામ વગેરે પટે રાખે કે મુકાતું (રૂપિયા પરખવાનો કંટ્રાકટ) કરે, અથવા કંઈ ઞનતા (ગેરવાજબી) અકરાકર (નહિ લેવા યોગ્ય વેરા લેવા) જુલમ કરે, એ બધું નિર્દયપણાનું કામ છે ને તેનું નામ **નિર્લંચ્છનકર્મ** કહેવાય છે.

૨૭. ધર્મબુદ્ધિથી કે વેરભાવથી કંઇ બાળી મૂકે, કંઈ ઉગેલું ઉપાડી કે કાપી નાખે, અને દાવાનળ (જંગલ બાળવાં તે) મૂકે તે **દવકર્મ** કરનારા જિનધર્મ શી રીતે પામે?

૨૮. સરોવર, ધરા, વાવ, કે કૂવા સૂકવે, અથવા કોઇપણ પાણી ઉલેચાવે, અથવા કાંસ કે નીક વાળવાનો અધર્મ કરે, તો તે બધાં **શોષણકર્મ** કહેવાય.

૨૯–૩૦–૩૧. હિંસા કરનારા જીવ પાળે, જેમ મેના,

पोसइ दास दीकोलां धरी, जांणइ वेचउं मातां करी ।
माछी तेली नइ तेरमा, बाबर कठिन कसाइ समा ॥३०॥
वागुरीया सरिसउ व्यवहार, असती पोष म करु लगार ।
ए पनरइ षरकर्मा दांन, टालइ श्रावक सोइ प्रधांन ॥३१॥
पुहर पाछिलइ वेला सही, सामाइक पडिकमणउं सही ।
धुरि निर्मल काज उद्धरी, आवइ शारि साचवणी करी ॥३२॥
पुर चिंता मंदिर परहरी, समता सामाइक आदरी ।
गुरु विरहइ ठणहारी थापि, जीवयोनि पमावइ आपि ॥३३॥

---

પોપટ, કૂકડા, કૂતરા, મોર અને બિલાડી; તેમજ દુષ્ટ સ્ત્રી (વેશ્યા) અને તેનાં છોકરાં વગેરેનું પોષણ કરે, દાસ દાસીઓ [વેચાતાં લઇને] ઉછેરે, જાણે કે માતાં કરીને વેચીશું [તો તે અધર્મ્ય છે]. માછી, તેલી, તેરમા, હજામ અને કસાઇ જેવા લોકો, તેમજ વાઘરી સાથે લેવડદેવડ વગેરેનો વ્યવહાર કરવો નહિ. (જારકર્મ કરનારી સ્ત્રી) ને આશ્રય આપવો નહિ, એ પ્રમાણેનાં પંદર **ખરકર્માદાન** ન કરે તે ઉત્તમ શ્રાવક.

૩૨. પાછલી પહોર રાત રહે ત્યારે સામાઇક પ્રતિક્રમણ કરે, કરવા યોગ્ય મુખ્ય મુખ્ય કામોનો નિકાલ કરીને [સાંઝે] ઘેર આવવું. શરીરની સાચવણી કરવી.

**૩૩. શહેરની ચિંતા ઘેર તજી દેવી ને સમતાથી**

पंच सहस षट शत नइ त्रीस, जीव भेद बोल्या जगदीस ।
मिच्छा दुक्कड भेद विचार, विगतिइं वर्णवि लाष अढार ॥३४॥
पूरा परठी सहस चउवीस, इकसउ ऊपरि अधिका वीस ।
मिच्छादुक्कड अरथिइं करी, षामु यम पामु शिवपुरी ॥३५॥
मि मृदुभावि घणइमां कीइ, छापर दोष सकल ढांकीइ ।
मि कहीए मर्यादा रहु, दु आपो पूनिदा गृहु ॥ ३६ ॥
क कहीइ ये कीधउं पाप, ड ते उपशम आणी आप ।
अरथ सहित ये यणीपरि लहिउ, सूधउ मिच्छादुक्कड कहिउ ॥३७॥

---

સામાઇક લેવી. ગુરૂ પોતાની સમક્ષ ન હોય તો તેમના અભાવે ઠણુહારી (ગુરૂના નામની ચોપડી અથવા બીજું) સ્થાપી જૂદી જૂદી જીવયોનિને ખમાવવી.

૩૪. પાંચ હજાર છસેં ત્રીસ જીવભેદ જગદીશે કહ્યા છે. મિચ્છાદુક્કડ (મિથ્યાદુષ્કૃત) ના વિચારમાં અઢાર લાખ જીવયોનિ વિગતે વર્ણવી છે. ચોવીસ હજાર એકસો વીસ પ્રકારના જીવો, એ સર્વને મિચ્છાદુક્કડ કરી ખમાવવા, કે જે રીતે શિવપુરી (મોક્ષ) પમાય.

૩૬-૩૭. 'મિ' એટલે સર્વની સાથે નરમાશથી વર્તવું, 'છા' નો અર્થ બીજાઓના દોષ માટે દયાભાવ રાખવો, 'મિ' નો અર્થ મર્યાદાપૂર્વક રહેવું, 'દુ' નો અર્થ પરનિંદાથી દૂર રહેવું, 'ક' નો અર્થ જે કાંઇ પાપ કર્યું હોય તે અને

पुढाविकाय अप तेउ वाय, सात सात लष कहि जिनराय ।
वणसइ दस लष बादर वली, चौद लाष अनंते मिली ॥३८॥
बि ति चउरेंदी दो दो लाष, तिरि पंचेंद्री चउ लष भाष ।
सुर नारय चउ चउ लष कवी, चौद लाष भेदे मांनवी ॥३९॥
सामाइक पूठिइं पचषाण, चौद नीम संभारइ जांण ।
प्रहि ऊगमि लीधा मनरली, ते संध्या संषेपइ वली ॥४०॥

---

'ડ' નો અર્થથી તેનો ઉપશમ કરવો. એ પ્રમાણે દરેક અક્ષરનો ભાવ-અર્થ સાથે સમજીને 'મિચ્છાદુક્કડ' એ વાકય બોલવું.

૩૮. પૃથ્વીકાય, અપકાય (પાણીમાંના), તેજકાય, અને વાયુકાયના જીવો સાત સાત લાખ છે, એમ જિનરાયે કહ્યું છે. વળી વનસ્પતિમાં બાદર (સ્થૂલ) પ્રત્યેક જીવવાળી (એક છોડમાં એક જીવ એવી) દશ લાખ અને એક છોડમાં અનંત જીવવાળી ચૌદ લાખ વનસ્પતિ કહી છે.

૩૯. બે ઇંદ્રિયના, ત્રણ ઇંદ્રિયના અને ચાર ઇંદ્રિયના બે બે લાખ તિર્યંચ જીવ છે. પાંચ ઇંદ્રિયના જીવોના ત્રણ (ચળચર, થળચર, અને ખેચર) ભેદ છે ને તેમની સંખ્યા ચાર ચાર લાખ છે. દેવયોનિના અને નર્કયોનિના જીવ ચાર ચાર લાખ છે, અને મનુષ્ય યોનિના જીવના ચૌદ લાખ ભેદ છે.

૪૦ સામાઇકની પછી પચ્ચખાણ (પ્રત્યાખ્યાન ત્યાગ)

सच्चित, द्रव्य, वगइ, पगरषां, वस्त्र, कुसम वाहन सारषां ।
सयन, विलेपन, दिशि, अंघोलि, द्रव्य व्रत संख्यातंबोलि ॥४१॥
वंदीअ देव अर्द्ध जव बिंब, लही वेला ठाइ अविलंब ।
अतिचार इकुसु इकवीस, आलोइ गुरनामीसीस ॥ ४२ ॥
समकित आदिइं व्रत इग्यार, संलेषणां सरीसां बार ।

---

કરવું, અને જ્ઞાતાએ ચૌદ નિયમ સંભારવા. સવારમાં આનંદપૂર્વક લીધેલા નિયમ સંધ્યાકાળે વિચારી જવા.

૪૧. **ચૌદ નિયમ**—સચ્ચિત (ચેતનાવાળી-માટી, પાણી, અગ્નિ, મીઠું, લીલી વનસ્પતિ, શાક, કાચાં ધાન્ય વગેરે), દ્રવ્ય (સ્વાદને માટે ખાવાના પદાર્થો), વિગઇ દૂધ, દહીં, ઘી, ગોળ, તેલ, મધ, વગેરે), પગરખાં, વસ્ત્ર. ફૂલ, વાહન, શયન (પથારી), વિલેપન(ચંદન વગેરે), દિશા [ચારે દિશામાં જવાની હદ], સ્નાન, બ્રહ્મચર્ય, ભોજન. પાન. અને (એ દરેકમાંથી જેટલું બનીશકે તેટલાને માટે સવારમાં નિયમ લેવો.)

૪૨. સૂર્ય અર્ધો ઉગે તે વખત બરાબર વખત જાણી લઇને વગર વિલંબે દેવવંદના કરવી. અને એકસોએકવીસ અતિચાર (લીધેલા નિયમમાં થયેલા દોષ) માટે ગુરૂને વંદના કરી આલોયણ (પ્રાયાશ્ચિત) કરવું.

---

. કવિએ ગણાવ્યા તે પ્રમાણે અને બીજા ગ્રંથોમા વિસ્તારથી વર્ણવ્યા છે તે પ્રમાણે કુલ ૧૨૪ અતિચાર થાય છે

पंच पंच बोल्यां मनमहि, अतीचार पुहता पांसहि ॥ ४३ ॥
व्रत सातमइ वीस विस्तार, तपाचारना बोल्या बार ।
वीर्याचार तणां त्रिणि भेलि, अतीचार शत पूरा मेलि ॥४४॥
ज्ञान अनइ दरशन चारित्र, आठ आठ बोलीया पवित्र ।
मनशू आलोइ निशिदीस, अतिचार इकसउ इकवीस ॥४५॥
सामायक पुहतइ सज थयु, पारी पाछउ मंदिरि गयु ।
अणसमकिति ते गाथा भणी, पुढउ निद्रा अल्प न घणी ॥४६॥

૪૩–૪૪–૪૫. સમકિત અને બીજાં અગિયાર વ્રત (બાર વ્રત), તથા સંલેખણા સાથે બાર (સમક્તિ સાથે કુલ તેર) એ દરેકના પાંચ પાંચ અતિચાર (નિયમભંગ) કહ્યા છે, એટલે તે તેરના મળી પાંસઠ અતિચાર થયા. સાતમા (ભોગોપભોગ) વ્રતના વીસ અતિચાર છે, તપાચારના બાર અતિચાર કહ્યા છે, એમાં વીર્યાચારના ત્રણ અતિચાર ઉમેરતાં પૂરા સો અતિચાર થાય છે. એ સોમાં જ્ઞાન, દર્શન અને ચારિત્રના આઠ આઠ અતિચાર પવિત્ર (તીર્થંકર) બોલ્યા છે, તે બધાનું મન સાથે આલોયણ (પ્રાયશ્ચિત) હર હમેશ કરવું. બધા મળીને એકસો એકવીસ અતિચાર છે.

૪૬ થી ૪૮. સામાઈક પૂરી થતાં તૈયાર થઈને ઘેર જાય અને સમકિતમાં આવી ન હોય તે ગાથાઓ વાંચે. પછી

आवे परवे पोसह धरइ, त्रिणि काल जिनवंदन करइ ।
बहु सावद्य योग परिहार, सहिगुरु सरिसउ अर्थ विचार ॥४७॥
जु इम श्रावकनु आचार, पालइ पामइ मोक्ष दूआर
पडिउ मोह तणइ जंजालि, नरभव गमइ अमूलिक आलि ॥४८॥
कहिना गज कहिना रथ तुरी, गयु रावण ये लंकेश्वरी ।
गया राम राजा हरिचंद्र, मूंज भोज गणपति गोव्यंद ॥४९॥
गया देव चउ वीसइ आज, ग्या नल विक्रम मेहली राज ।
गयु दशरथ रामनु तात, गयु भरत ये जागि विख्यात ॥५०॥

---

સુઈ જાય. નિદ્રા થોડી રાખે, બહુ નહિ. પર્વ આવતાં પૌષધ વ્રત લે, દિવસમાં ત્રણ વખત જિનવંદન કરે, અનેક પ્રકારના સાવદ્ય (પાપ યુક્ત) વ્યવહારોથી દૂર રહે અને ગુરૂ પાસે શાસ્ત્રના અર્થ (તત્ત્વ)નો વિચાર કરે, જો એ પ્રમાણે શ્રાવકનો ધર્મ પાળે તો મોક્ષદ્વાર પામે. મોહની જંજાળમાં પડેલો મનુષ્ય અમૂલ્ય નરભવ નકામો ગુમાવે છે.

૪૯ થી ૫૪. કોના હાથી, કોના રથ, અને કોના ઘોડા છે? લંકાનો અધિપતિ (રાજા) રાવણ પણ ચાલ્યો ગયો, રામ અને હરિશ્ચંદ્ર રાજા, મુંજ, ભોજ, ગણપતિ અને ગોવિંદ એ પણ ચાલ્યા ગયા. ચોવિસ દેવ ચાલ્યા ગયા છે, નળ અને વિક્રમ પણ રાજ મૂકીને ચાલ્યા ગયા છે, રામના

माहारी माहारी म करु धरा, नहि आपणा देह पाधरा ।
नवइ नंद नइ नव डूंगरी, ते कहु कुण साथि संचरी ॥९१॥
गांम देसनु करइ सिंहार, आगालि भरवु पेट भंडार ।
एक जीव वधतां ये पाप, जांणशि परभवि देतु जाप ॥९२॥
करइ राज मद आणइ हीइ, करतां पाप न आपिइं बीहइ ।
कुण मोटा नाहना आतमा, परभवि राय रंक बे समा ॥९३॥
वेला घडी पुहर ये जाइ, तेह आऊख्वं उछउं थाइ ।
खलहल जल वूढा गिरवलइ, ते नीझरण न पाछां वलइ ॥९४॥

---

પિતા દશરથ પણ ગયા અને જગવિખ્યાત ભરત પણ ગયો. પૃથ્વીને (ઘર ખેતર અથવા રાજ્યને) “ મારી ”, “ મારી ” ન કરો, આપણો દેહ પણ પૂરો (હંમેશને માટે) આપણો નથી, નવ નદને નવ ડુંગરીઓ ( સોનાની ) હતી, તે કહો કોની સાથે ગઇ ? ગામ કે દેશનો નાશ કરવો અને વાત જોઇએ તો એક પેટનો ભંડાર ભરવાની ! એક જીવનો ઘાત કરતાં કેટલું પાપ લાગે છે, તે જ્યારે પરભવે (હવે પછીના જન્મે) જવાબ દેવો પડશે ત્યારે ખબર પડશે. હમણા તો રાજ કરે છે ને મનમાં મદ આણીને પાપ કરતાં બ્હીતો નથી, પણ પરભવમાં રાજા ને રંક સૌ સરખા છે. આત્મા કોણ નાના મોટા છે ? ઘડી પહોર જે વખત જાય છે તેટલું

सहिगुरु वांणि सांभलइ, तिम तिम विमल नयण जालि भरइ ।
करियां कर्म भारिउ प्राणीउ, दुख सहित दुर्गति ताणीउ ॥५५॥
दांन शील नइ तप भावना, करतां दिन जाइ येहना ।
तेहनूं नांम जपउ मन माहि, जिम ए काया निर्मल थाइ ॥५६॥
जां घरि धन तां असगां मिलइ, धन विण सगां सहोदर टलइ ।
बेटा बेटी बहिनर माइ, धन विण नारि पीयारी थाइ ॥ ५७॥
जे करसिइं भोगवशि सोइ, पाप न विहिंची लेशइ कोइ ।
देह दुःष यम विसमूं थाइ, वेदन विसु केणइ न लेवाइ ॥५८॥

---

આયુષ્ય ઓછું થાય છે, પર્વતપરથી ખળખળ કરતું પાણી પડે છે તે ઝરણુ કંઈ પાછું વળવાનું નથી (ગયેલું આયુષ્ય ફરી મેળવી શકાવાનું નથી).

૫૫. સદ્ગુરૂની વાણી સાંભળતો ગયો તેમ તેમ વિમળની આંખમાં આંસું ઉભરાતાં ગયાં. ( અરેરે મેં ) ઘોર કર્મ કરીને જીવના ઉપર પાપ ભાર ભર્યો ને તેને દુ.ખ દુર્ગતિમાં તાણ્યો.

૫૬ થી ૫૮. ( ગુરૂ કહે છે, ) દાન, શીલ, તપ અને ભાવના એનું સેવન કરતાં જેના દિવસો જાય છે તેનું નામ મનમાં જપો, કે જેથી કાયા નિર્મળ થાય. જ્યાં સુધી ઘરમાં ધન હશે ત્યાં સુધી સગા નહિ એવાં પણ આવી મળશે, અને ધન

सुणी वात सहिगुरुनी घणी, पगि लागइ चंद्रावइ धणी ।
स्वामी एक वीनती करूं, दिउ आलोअण यम भव तरूं ॥५९॥

## ॥ वस्तु ॥

सु गुरु वाणी सु गुरु वाणी, सुणीअ नरनाह ।
मन वइरागिइं पूरीउं, करिआं कर्म ते अतिहि गाढां ।
हवं मनि आविउ उरतउ, सुण्यां श्रवणि गुरु वचनि ताढां ।
विमलमंत्रि मनि चितवइ, पाय न छोडूं हेव ।
पाप करी हूऊ सनु, दिइउ आलोअण देव ॥ ६० ॥

---

નહિ હોય તો સગાં ભાઇ બેન પણ છેટે રહેશે. બેટા, બેટી, બહેન, મા, અને સ્ત્રી પણ ધન ન હોય તો દુઃખરૂપ થાય છે. જે કરશે તે ભોગવશે, પાપ કોઇ વહેંચી લેશે નહિ, જો દેહનું દુઃખ અસહ્ય લાગે છે, તો એ (પરભવની) વિષમ વેદના કોઇનાથી લેવાની નથી.

૫૯. સદ્‌ગુરૂનો સર્વ ઉપદેશ સાંભળીને ચંદ્રાવતીનો ધણી (વિમળ) તેમને પગે લાગ્યો ને કહ્યું કે, સ્વામી ! એ વિનતિ કરૂં છું કે હવે જે રીતે ભવસાગર તરૂં તેવું આલોયણુ આપો.

૬૦. સદ્‌ગુરૂની વાણી સાંભળીને નરનાથ (વિમળ)નું મન વૈરાગ્યથી પૂરાયું. 'મેં અતિશય ઘોર કર્મ કર્યાં', તે

## ॥ करि पडिकणउं करि पडिकणउं ए ढाल ॥

हूं अशरण प्रभु नरग परहुणउ, तूं समरथ गुरु राय ।
कर जोडी नइ करूं वीनती, सेवक करु पसाइ-दिउ आलोअण॥६१॥
मागइ विमलप्रधांन, धर्मघोषसूरीसर पासिइ ।
आणी उपशम ध्यांन, दिउ आलोअण ॥ ६२ ॥
गुरु जंपइ तुझ सी आलोअण, कीधां कर्म अपार ।
सहस लाष लेषां नवि लहीइ, जीव तणा सिंहार–दिउ० ॥६३॥

---

પછી હવે જ્યારે સદ્‌ગુરૂનાં વચન શ્રવણે પડયાં ત્યારે કાન ટાઢા થયા. વિમળમંત્રી મનમાં વિચાર કરે છે કે હવે સદ્‌ગુરૂના ચરણ છોડીશ નહિ. પાપ કરીને હું ધરાઈ ગયો છું, માટે હે દેવ હવે આલોયણ આપો.

૬૧–૬૨. પ્રભુ! હું નિરાધાર, નરકનો પરોણો છું અને તમે સમર્થ ગુરૂરાજ છો, તેથી હાથ જોડીને વિનતિ કરૂં છું કે સેવક ઉપર કૃપા કરો, ને આલોયણ (પ્રાયશ્ચિત) આપો. ધર્મઘોષસૂરિ પાસે વિમળ પ્રધાન માગે છે કે મનમાં ક્ષમા લાવીને મને આલોયણ આપો.

૬૩ થી ૬૬. ગુરૂ કહે કે તને શું અલોયણ આપું? તેં અપાર કર્મ કર્યાં છે, હજાર કે લાખની સંખ્યાથી ગણી શકાય નહિ એટલા જીવોનો સંહાર કર્યો છે. તેં દેશ

भांज्या देस नगर तिइं लूंट्यां, माय विछोहियां बाल ।
अणचीतइ घरि आगि लगाई, पशूआं खूटउ काल-दिउ०॥६४॥
षांडानि बलि तिइं क्षोणीपति, लीधी परधन कोडि ।
तिइं डंड्या प्रथिवीपति मोटा, लागी पातक कोडि-दिउ०॥६५॥
बोल्या कूड कर्म तिइं मोसा, कीधा अति घण लोभ ।
गुरु जंपइ सांभलि प्रथिवीपति, तुझ शी दीजइ थोभ दिउ०॥६६॥

## चुपै.

धर्मघोषसूरि बोलइ हसी, तुझ आलोअण आपूं किशी ।
महारंभ कीधा लष कोडि, आलोअण देतां अम षोडि ॥६७॥

---

ઉજડ કર્યાં છે, નગરો લૂંટયાં છે, બાળક અને તેની માતાને વિખુટાં પાડયાં છે, અચાનક આગ લગાડીને ઘર બાળ્યાં છે, પશુઓને તું કાળરૂપ નીવડયો છે. રાજા ! તરવારને બળે તેં કરોડોનું પારકું ધન લીધું છે, તેં મોટા મોટા રાજાઓને દંડયા છે, જેનું તને અતિશય પાપ લાગ્યું છે. તું મૃષા (જુઠું) બોલ્યો છે, તેં કૂડાં કર્મ કર્યાં છે, તેં અતિશય લોભ કર્યો છે, હવે કહે કે હું તને શો આશ્રય આપું ?

૬૭ થી ૮૦. ધર્મઘોષસૂરિ હસીને બોલ્યા કે તને શું આલોઅણ આપું ? તેં લાખો કરોડો મહારંભ (જેમાં ઘણું

पण आगमि बोलिउं छइ तोइ, मिथ्यादृष्टि थानक होइ।
तिहां जिनमंदिर किम्हेइ कराइ, तु नरवर आराधक थाइ ॥६८।
तुझ छइ आलोअणनी पंति, धर्म विसु छइ ताहरे चिंति।
वरि मिथ्यात्वी सरिसु वाद, करतां जु नीपजइ प्रासाद ॥६९॥
अर्बुद शिषर अछइ अभिनवूं, तेहनउ महिमा सिउ वर्णवूं।
ए बोलिउ छि उत्तम ठांम, करतां उद्यम शीझइ कांम ॥७०॥
अचलेश्वर ये आगलि अछइ, ए पर्वत आविउ छइ पछइ।
तापस तप करता इणइ ठांमि, तेह तणी नितु चरति गाइ ॥७१॥

---

પાપ થાય એવાં કામ) કર્યા છે; એટલે તારા જેવા (મહા પાપી)ને આલોઅણ આપતાં અમને દોષ લાગે, પણ આગમમાં એવું કહ્યું છે કે મિથ્યાદૃષ્ટિ (જૈન નહિ એવા-બ્રાહ્મણ વગેરે)નું સ્થાનક (ધર્મમંદિર) હોય ત્યાં કોઈ રીતે જિન મંદિર કરાય તો તું આરાધક થઇ શકે. તને આલોયણની હોંસ છે, તારા મનમાં ધર્મ વસ્યો છે, (તો) મિથ્યાત્વીઓ સાથે વાદ કર ને જો દેરાસર કરાવાય તો કર. અર્બુદ શિખર (આબુની ટોચ) ઘણું નવું છે, તેનો મહિમા અવર્ણ્ય છે, એ ઉત્તમ સ્થળ કહેવાય છે ને ઉદ્યમ કરતાં કામ સિદ્ધ થાય એવું છે. અચલેશ્વર આગળના ભાગમાં છે ને એ પર્વત પાછળ આવ્યો છે. એ ઠેકાણે તપસીઓ તપ કરતા હતા. તેમની ગાય હમેશ ત્યાં ચરતી હતી. ત્યાં એક મોટો ખાડો

मोटी षाड हती अति वडी, चडती गाइ विरांसइं पडी ।
तेणइ धबकइ धरणी धडहडी, आव्या रिषि तापस चडवडी॥७२॥
नवि पइसाइ नवि नीसरइ, डांग देषाडइ डचका करइ ।
कामधेनु तव षीरिइं झरी, भरी षाड तव आवी तरी ॥७३॥
संकट जोइ मुषिइं ऊतरी, आवी रिषि आश्रम पाधरी ।
चिंतइ रिषि ए आव्यां मात, पणि ए आघी दोहिली वात॥७४॥
मिल्या ऋषिश्वर राविइं गया, भणइ हिमाचल कीधी मया ।
तुम दीटइ अम निर्मल कया, सज्जन मांहि समुहता थया ॥७५॥

---

હતો તેમાં ગાય ચડતાં ખસી પડી. તેના ધબકારાથી ધરતી ધ્રુજી, એ સાંભળીને ઋષિ દોડતા આવ્યા. ઋષિ ડાંગ દેખાડે, ડચકારા કરે, પણ ના ખાડામાં પેસાય કે ના બહાર નીકળાય. પછી કામધેનુએ દૂધ ઝારીને ખાડ ભર્યો ને તે દૂધપર તરીને ખાડમાથી નીકળી. સંકટ જોઇને ઋષિ •ઉતરેલે મોંઢે આશ્રમમાં આવ્યા. ઋષિઓએ વિચાર્યુ કે ગૌ માતા આજે સહિસલામત આવ્યાં, પણ આ કોઇ દહાડો ભયંકર છે. ઋષિઓ ભેગા થઇને હિમાચલને ફરિયાદ કરવા ગયા. હિમાચલે (ઋષિઓને આવેલા જોઇને કહ્યું કે) અમારા ઉપર કૃપા કરી, તમારાં દર્શનથી અમે પવિત્ર થયા, સજ્જનના મોંના વચન સાંભળવાનો લાભ પામ્યા. અમારે ઘેર જે રિદ્ધિ છે તે તમારી છે, કહો શા હેતુથી પધાર્યા છો? ઋષિઓએ કહ્યું, અમે અર્બુદગિરિપર રહીએ છીએ, ત્યાં

अम घरि रिद्धि आछि तुह्म तणी, कहु काज आव्या शा भणी ।
कहइ रिषि अह्मे अरबुदगिरि रहूं, कामधेन चारवा नवि लहउ॥७६॥
आगलि पोढउ प्रगटिउ पाड, पडइ गाइ नइ भाजइ हाड ।
ताहरु बेटउ ते बोलावि, धरी षंति ते षाड पूरावि ॥७७॥
सुणीनि गौहत्यानी वात, लघु बेटउ बोलाविउ तात ।
आविउ अचल न लागी वार, आप तातनइ कीद्ध जुहार ॥७८॥
ते रिषिनइ सुंपी आपीआ, तीणइ थानकि ते थिर थापीया ।
पूरिउ षाड ठांम ते रहिउं, ते अचलेश्वर तीरथ कहिउं ॥७९॥
प्राणनाथ पारवती तणउ, थापी वान वधारिउ घणउ ।
गुरु जंपइ चंद्रावइ धणी, ए वाणी परशासन तणी ॥८०॥

---

કામધેનૂને ચરવાનું ઠેકાણું નથી. આગળ એક મોટો ખાડ પડયો છે, તેમાં ગાય પડે છે ને હાડ ભાગે છે, માટે તારા પુત્રને મોકલ ને ખાડ પૂરાવ. ગોહત્યાની વાત સાંભળીને બાપે (હિમાલયે) નાના છોકરાને તેડાવ્યો, વાર ન કરતાં તરત અચલ આવ્યો ને પિતાને પ્રણામ કર્યા. પિતાએ તેને ઋષિને સોંપ્યો. ઋષિઓએ તેને (અર્બુદ) સ્થાને સ્થિર કર્યો, ખાડ પૂરીને તે ત્યાંજ રહ્યા, તેનાથી અચલેશ્વર તીર્થ કહેવાયું. ત્યાં પાર્વતિના પ્રાથનાથ (મહાદેવ)નું સ્થાપન કરીને મહિમા બહુ વધાર્યો છે. ગુરૂ કહે કે હે ચંદ્રાવતી ધણી! એવું પરશાસન (બીજાઓના ધર્મમાં–બ્રાહ્મણોના પુરાણ) માં કહ્યું છે.

अर्बुद शिषरि रहइ अर्बुदा, तेह तणउं थानक ए सदा ।
श्रीमाता ये पासइ रहइ, तेहनी वात केतला कहइ ॥८१॥
श्रीमाता छि रूपनिधान, आविउ रसिउदेव प्रधांन ।
बोलावी श्रीमाता माइ, हूं रसिउ आविउ वरराय ॥८२॥
जांणउं ताहरी बेटी वरूं, वरि हूं काम कहु ते करू ।
हूं रसीउ छउं लीलविलास, तुझ बेटीनी पूरिसि आस ॥८३॥
सासू जाणइ जोईइ आथि, तु बेटी वलगाडूं हाथि ।
तव सासू रसीया सारखूं, राखि राति करइ पारखूं ॥८४॥
बार गाम वासु वरराज, चिहु पुहरे जु बांधु पाज ।

---

૮૧ થી ૯૩ અર્બુદશિખરે અર્બુદાદેવી રહે છે, ત્યા તેનું હમેશનુ સ્થાનક છે. શ્રી માતા તેની પાસે રહે છે. તેના સંબંધમાં કેટલાક વાત કરે છે કે–શ્રી માતા રૂપનો ભંડાર હતાં, તેથી રસિયો નામનો મોટો દેવ (તેમને વરવા) આવ્યો. શ્રીમાતાની માને બોલાવીને તેણે કહ્યું કે હું રસિયો વર વરવાની ઈચ્છાથી આવ્યો છું. તમારી દીકરી સાથે વરવા ઈચ્છું છું. તમે કહેશો તે કામ હું કરીશ. હું રસિયો સર્વ રીતે સુખી છું, એટલે તમારી દીકરીની હોંસ પૂરી કરીશ. સાસુએ વિચાર્યું કે પહેલાં પરીક્ષા કરી જોઉં ને પછી દીકરી આપું. પછી સાસુએ રસિયાને રાત રાખીને પરીક્ષા કરવા માંડી. (તેણે કહ્યું,) વરરાજા! આજ રાતના બાર ગામ વસાવો

आवइ गिरि नीपाई नवी, तु बेटी परणावी हवी ॥८५॥
जां कूकड नवि वासइ वली, शब्द कहीनइ सासू वली ।
सुंडिउ रासिउ वासिमां गांम, बार पाजनां कीधां ठांम ॥८६॥
बांधी पाज सकल ते समी, थोडी थाकइ छइ बारमी ।
सासू मनि पइठउ अंदोह, श्रीमाता ऊपरि अति मोह ॥८७॥
मइ ए थापी बेटी करी, ए वर लेई जासिइं वरी ।
हूं सूनी एकली निटोल, मझ बीजउ कुण देशइ बोल ॥८८॥
डमडोलउ पइठउ मनमांहि, ए वर नयणे दीठउ कांइ ।
दीधूं काम थयूं ततकाल, दीधा बोल थया विसराल ॥८९॥

---

અને ચાર પહોરની અંદર તેને ફરતી પાળ બાંધો. એ પ્રમાણે જો પર્વતની પાળ નવી બાંધીને આવશો તો તમને મારી દીકરી પરણાવીશ; પણ જો જો, કૂકડો બોલવો જોઇએ નહિ. એ પ્રમાણે કહીને સાસુ ચાલી. રસિયો તત્પર થયો અને બાર ગામ વસાવ્યાં, તેમ પાળની પણ તૈયારી કરી. અગિયાર પાળો બરાબર બાંધી ને બારમી પાળ થોડી બાકી હતી, એ વખતે શ્રીમાતા ઉપરના બહુ મોહ (વહાલ)ને લીધે સાસુના મનમાં ખરખરો ઉત્પન્ન થયો. મેં એને દીકરી કરી રાખી છે તે આ વર પરણીને લઇ જશે! હું એકલી અટુલી પડીશ તો પછી વાતચીત કોની સાથે કરીશ? મન

जे द्रीधा नारीना बोल, ते जाणेवा जंबी ढोल ।
मांहिहं पोला बाहरि नाद, वनिता सरसु केहु वाद ॥९०॥
पतळी सासू तव प्राहिसमा, करि कूकड ब्रास्या कारिमा ।
रंगिइ रसिउ बिलषउ थयु, श्रीमाता आगळि जै रहिउ ॥९१॥
दृष्टोदृष्टि रहियां बे जणां, चित्त रमाडि इम आपणां ।
अंग तणउ उलिउ संयोग, मनशूं मंडिउ मोटउ भोग ॥९२॥
बोल थकी तव चूकी धरी, सासु पंच ईटाले करी ।
लोक तणउं ए पडिउं प्रवाह, गुरु बोलइ सुणि विमलउ साह॥९३॥
देव तणइ ए पर्वत इष्ट, गौतम रिषि नइ रहइ वसिष्ट ।

---

ડામાડોળ થવા લાગ્યું. વળી વરના તરફ જોયું તો સોંપેલું કામ તેટલાજ વખતમાં પૂરૂં થતું દીઠું, એટલે એણે આપેલું વચન બાજુપર મૂકી દીધું. સ્ત્રીએ આપેલું વચન તે મોટા ઢોલ જેવું જાણવું: તે અંદરથી પોલું ને બહાર અવાજ કરનારૂં. સ્ત્રી સાથે તે વળી વાત શી! બદલાઇ ગએલી સાસુએ પ્રભાત થતા પહેલાં કારમા કૂકડા બનાવ્યા, (એ કૂકડા બોલ્યા એથી) રંગીલો રસિયોદેવ નિરાશ થયો ને કામ પડયું મૂકી શ્રીમાતા પાસે ગયો. (એ પ્રમાણે એમનું લગ્ન થતું અટકીપડયું તેથી) બે જણાં (શ્રીમાતા અને રસિયો દેવ) દૃષ્ટોદૃષ્ટિ (સામસામાં) રહ્યાં ને એ રીતે પોતાનું મન રંજન કરવા લાગ્યાં. શરીરનો સંબંધ થઇ શક્યો નહિ,

तेह तणां थांनक ए वडां, डूंगर मांहि रहियां इक तडां ॥९४॥
ए अर्बुद मिथ्यातिइं ग्रहिउ, सहिगुरि बोल विमलनइ कहिउ।
पुहतउ विमल गयु अंबावि, ध्यांन धरी बिइठउ मन भावि॥९५॥
त्रिहु उपवासे परतषि हुई, मागि मागि वर तूठी सही ।
पहिलइ वरि मागिउ प्रासाद, अर्बुद शषर सरीसु वाद ॥९६॥

---

એટલે માનસિક ભોગ ભોગવવા લાગ્યાં. વચનભ્રષ્ટ થયેલી સાસુને લોકોએ પંચાઇટાળી કરી, તેનો લોકપ્રવાહ પડયો છે (લોકો હજુ પણ ઢેખાળા મારે છે).

૯૪. ગુરૂ કહે, વિમળશાહ સાંભળ ! એ પર્વત દેવોને લાયક છે. ત્યાં ગૌતમ અને વશિષ્ઠઋષિ રહે છે. તેમનાં એ મોટાં સ્થાન છે, ડુંગરમાં તે એક બાજુપર છે.

૯૫. એ અર્બુદ મિથ્યાત્વી લોકોએ લીધો છે, એવું સદ્ગુરૂએ વિમળને કહ્યું. વિમળ અંબાજી પાસે ગયો ને શુદ્ધ ભાવથી તેનું ધ્યાન ધરી બેઠો.

૯૬ થી ૧૦૧. ત્રણ ઉપવાસે દેવી પ્રત્યક્ષ થઈ અને "વરદાન માગ, વરદાન માગ, સંતુષ્ટ છું." એમ કહ્યું. પહેલુ વરદાન અર્બુદ શિખર ઉપર પ્રસાદ કરાવવાનું માગ્યું. બીજા વરદાનમાં એક પુત્ર માગ્યો, કે જેથી પોતાની પાછળ ઘરસૂત્ર

---

* શ્રીમાતા આગળ રસિયાવાલમની મૂર્તિ છે.

बीजइ वरि मागिउ इक्क पुत्र, जिम पुठिइं राषइ घरसूत्र ।
किइ सुत कइ पोढउ प्रासाद, बिहु वर वच्छ म करोशि वाद॥९७॥
बोलावी निज मंदिरनारि, वात पडी छइ वडइ विचारि ।
कुहु तु सुत मागउ वरलद्ध, कुहु तु जिन प्रासाद प्रसिद्ध॥९८॥
श्री जंपइ संभलि भरतार, सुत मागिइं वाधइ संसार ।
के सुत जनम्या कुलमंडणा. के षंपण ऊपावइ घणा ॥९९॥
विरला बेटा भगता होइ, विरला सुत को करमी जोइ ।
कहिना बेटा कहिना तात, कहिनी बेटी कहिनी मात ॥१००॥
वेगि करी मागउ प्रासाद, बेटानु मांणउ विषवाद ।
विमलिइं ऊलट आणिउ घणउ. वर मांगिउ प्रासादह तणउ ॥१

---

ચાલતું રાખે. (દેવીએ કહ્યું,) વત્સ ! બે વરદાન ના માગીશ, કાં તો પુત્ર માગ ને કાં તો મોટા પ્રાસાદ માગ. વિમળે પોતાને ઘેરથી સ્ત્રીને બોલાવી, (ને કહ્યું કે) મોટા વિચારની વાત આવી પડી છે. કહો તો વરદાન મેળવીને પુત્ર માગું અને કહો તો પ્રસિધ્ધ જિનપ્રસાદ માગુ. શ્રી બોલી, ભર્તાર ! સાંભળો, પુત્ર માગવાથી સંસાર વધશે, કોઇ છોકરા કુળ મંડન થાય છે ને કોઈ છોકરા કુળને કલંક ઉપજાવનારા નીવડે છે. કોઇ વિરલ પુત્ર ભક્ત નીવડે છે, તેમ કર્મી (સત્કર્મી) પણ કોઈ વિરલા પુત્ર હોય છે. કોના બેટા ને કોના બાપ? કોની મા ને કોની દીકરી ? ઉતાવળા થઇને

आविउ विमल सहित परिवारि, अर्बुद जिनप्रासाद विचारि ।
पूजारा नवि लाभइ पार, मिलीया भरडा सहस इग्यार ॥२॥
ए थानक शिव शासन तणउं, महिता तुह्मे म कहिसिउं घणउं ।
रूठा मंत्री लेशु प्राण, थानक नापूं शवनी आण ॥३॥
करइ अरड नइ मरडइ बोल, वरितूं विराडिउ मारि निटोल ।
बोलइ सह्वे थया इक मती, नवि आपूं धरणी इक रती ॥४॥
मांडिउ कलकल भरडे मिली, वली विमल मनावि वली ।
कां बोलउ कां जाउ तापि, धर्म काजि षप नहीं संतापि ॥५॥

---

પ્રાસાદ કરાવવાનું માગો, પુત્રને માટે શોક કરશો નહિ. વિમળ બહુ રાજી થયો ને પ્રાસાદ કરાવવાનું વરદાન માગ્યું.

૨. જિનપ્રાસાદ કરાવવા માટે વિમળ પરિવાર સાથે અર્બુદાચળ ઉપર આવ્યો. પાર પામીએ નહિ એટલા બધા તેના પૂજારા હતા, અગિયાર હજાર ભરડા મળ્યા.

૩ થી ૧૪. (ભરડાએ કહ્યું,) એ શિવનું સ્થાન છે માટે મહેતા તમે બહુ કહેશો નહિ. મંત્રી દુભાતા હો તો જીવ લેજો, પણ મહાદેવના સમ ખાઇને કહીએ છીએ કે અમે જગા તો આપવાના નથી. આડાઈ કરવા લાગ્યા, મરડના બોલ બોલવા લાગ્યા, જાણે કોઇ મારતું હોય એવો વિનાકારણ કોલાહલ કરી મૂકયો. બધા એકમત થઇને કહેવા લાગ્યા કે એક ચોખા જેટલી જમીન પણ નહિ આપીએ.

कहूं बोल तुह्मशूं हूं भलु, मूंकउ मन्त्र तणउ आंमलउ ।
जु जोतां ए थानक थकुं, कांइ प्रगट हुइ श्रावकुं ॥६॥
तु तुह्मे करवा दिउ प्रासाद, नहित्तरि तुह्म सारिसु नही वाद ।
बीजउं स्थानक सविसु ग्रहिउं, श्रीमाता आगलि जे रहिउं ॥७॥
ते भुइ सवि कहि तेतलइ, जोउ जोवरावउ तेतलइ ।
इम कहीनि भरडा वल्या, मंत्रीसर अंबाई मिल्या ॥८॥
धरी ध्यांन करि बइठउ यक्ष, अंबाई होई प्रत्यक्ष ।
विमलिइं वात जणावी तांम, पूजाराशूं पराठिडं आंम ॥९॥
कहि अंबावि हूआ तुह्मे भला, श्रीमाता आगलि ये शला ।
ते टंकावी अलगी राषि, पासइं करडा भरडा साषि ॥१०॥

---

ભરડાઓએ ભેગા થઇને કળકળાટ કરવા માંડયો. વિમળ તેમને ફરી ફરી મનાવા લાગ્યો. તમે શું કરવા તપી જાઓ છો ને શા માટે કલહ કરો છો? ધર્મને માટે જમીન જોઇએ છે. માટે દીલગીર ન થાઓ. મનનો રોશ મૂકો, હું તમને એક ભલી વાત કહું, જો આ જગા તપાસતાં એમાંથી કંઇપણ શ્રાવકના તરફનું મળી આવે તો તમે પ્રાસાદ કરવા દેજો ને જો ના મળે તો પછી તમારી સાથે કંઈ તકરાર નથી. અહીંથી શ્રીમાતા છે ત્યાં સુધીના વિશાળસ્થળ જેટલી જમીન તપાસો, એમ કહીને

इम बोलइ अंबाई अंब, ते हेठलि दादानूं बिंब ।
लाष अग्यार वरिसनूं घडिउं, करमिइं करि तुह्मारिइं चाडिउं ॥११॥
षेत्रपाल अंबाई तणी, पासइ मूरति काढे षणी ।
इम कही अंबाई वल्यां, भरडा सरसा मंत्री मिल्या ॥१२॥
कीधउं कहिउं अंबाई तणउं, भरडा मन्न मनाविउं घणउं ।
मोटउ मठ्ठ कराविउ यहां, हवडां दादु दीसइ यहां ॥१३॥
षेत्रपाल अंबाई तणी, देती दांन मूरति आपणी ।
कामिनि सहित कराविउं जै, तीराथि जैन थापना हुई ॥१४॥

---

ભરડા છૂટા પડયા. પછી મંત્રીશ્વર અંબાજી પાસે ગયા. અંબાજીનું ધ્યાન ધરીને બેઠા એટલે અંબાજી પ્રત્યક્ષ થયાં. વિમળે તેમને બધી વાત કહી અને કહ્યુ કે પૂજારાઓ સાથે આવી સરત કરી છે. અંબાજીએ કહ્યું કે તમે ઠીક કર્યું છે. ભરડાઓને સાક્ષી રાખીને શ્રીમાતા પાસે જે શિલા છે તે ફોડાવીને દૂર કરો, એટલે તે નીચેથી અગિયાર લાખ વર્ષનું ઘડેલું દાદાનું બિંબ નસીબના બળે તમારે હાથ આવશે, એવું માતા અંબાજીએ કહ્યું. અંબાજી પાસેથી ક્ષેત્રપાળ મૂર્તિ ખોદી કાઢશે, એવું કહીને અંબાજી વિદાય થયાં. પછી મંત્રી ભરડાને મળ્યા અને અંબાજીએ કહ્યું હતું તે પ્રમાણે કર્યું: તેમજ સારી રીતે ભરડાઓનું મન મનાવ્યું. હમણાં જ્યાં મોટો મઠ કરાવ્યો છે, તે સ્થળે દાદા દેખાયા. ક્ષેત્રપા

आगालि आलेषिउ प्रासाद, भरडे सरडे मांडिउ वाद ।
भूमि अह्मारी वहिचिणि पडी, विण गराथिइं नवि लाभइ वडी॥१५॥
सोवनटंका मांडु उालि, जां प्रासाद तणी हुइ पोलि ।
पपती भूमि तुह्मारी करु, तु लेशु जु करशु वरु ॥१६॥
तव सोवन टंका पाथरी, जण जांणे मांडी साथरी ।
जिहां विचि अलग अगाशी रहइ, भूमि न आलू भरडा कहइ॥१७॥
सौनेया मांडिआ चुकडे, ते ऊपरि जु पंचम चडे ।
आपुं भूमि अह्मे तु हसी, काम तुह्मारूं करशूं घशी ॥१८॥
विमलिइं ते वरि मांनी वात, सौनेए जु जुडाशि घात ।
मांडिउं काज जु श्राडइ चडइ, कुण गजउं सोनैआ वडइ॥१९॥

---

ળની અંબાજીની અને પોતાની સ્ત્રી સહિત દાન દેતી મૂર્તિ ત્યાં કરાવી ને જૈનતીર્થની સ્થાપના થઇ.

૧૫થી ૨૧. આગળ કોટ કરવા માંડયો, તે વખતે ઝેરીલા ભરડાઓએ તકરાર લીધી કે આ જગા તો અમે વહેંચી લીધેલી છે, માટે વગર પૈસે તે મળશે નહિ. કોટના દરવાજા સુધી સુવર્ણટંકાની ઓળો પાથરો એ પ્રમાણે ખર્ચ કરો ને જોઇએ તેટલી જગા લો. તે વખતે જાણે પથારી કરી હોય તેમ સુવર્ણ ટકા પાથર્યા ! વચ્ચે અગાશી છે તે જગા નહિ આપીએ એમ કહી ભરડાઓએ કહ્યું કે સોનૈયા ચાર

आप्या सोनैआ यम कह्या, संतोष्यां सवि भरडा रहिया ।
तेड्या सैलावट सइ सात, जे जांणइ वरतावी वात ॥२०॥
विद्या वास्तु विशेषिइं लहइ, जे पूछ्याना ऊत्तर कहइ ।
पूछइ मंत्री नव नव भेदि, ऊत्तर आपइ वडइ विछेदि ॥२१॥

## दूहा.

परि प्रासाद अनेक छइं, सुणि मंत्रीसर सार ।
एकबारु दोबार हुइ, त्रिबारु चउबार ॥२२॥

---

ચાર પ્રમાણે મૂકયા છે તેના ઉપર જો એક એક વધારીને પાંચ પાંચ કરો તો ખુશી થઇને અમે જમીન આપીશુ અને ઘરીને તમારૂં કામ કરીશું. વિમળે એ વાત પણ માની કે, ભલે સોનૈયાથી કામ થશે. આરંભેલું કામ જો સરાડે ચડતુ હોય તો સોનૈયા શા લેખામાં છે? જેટલા માગ્યા તેટલા સોનૈયા આપ્યા, એથી ભરડાઓએ સંતુષ્ટ થઈ તકરાર મૂકી દીધી. પછી ઉત્તમ કારીગિરી કરી જાણનારા સાતસેં સલાટ તેડ-વ્યા. વાસ્તુવિદ્યા સંપૂર્ણ જાણનારા અને પૂછેલા પ્રશ્નનો ખુલાસો કરી શકે તેવા તે સલાટોને મંત્રીએ અનેક પ્રકારે પૂછવા માંડયું ને સલાટોએ સ્પષ્ટતાથી તેના જવાબ આપવા માંડયા.

૨૧ થી ૨૪. (કારીગર સલાટ કહે છે,) દેહરાં અનેક પ્રકારનાં છે. એક દ્વારનાં, બે દ્વારનાં, ત્રણ દ્વારનાં અને ચાર દ્વારનાં. મંડપે મંડપે સોળ સોળ સ્તંભ મૂકાય અને દરેક

मंडपि मंडपि मंडीइ, सोल सोल जु थंभ ।
थंभि थंभि पण पूतली, नाटक करती रंभ ॥२३॥

चिहुं दिसि मंडप मंडणी, तिहुं दिसि पोलि सुरंग ।
मेल्या मंडप उपजइ, अट्ठोतर सउ चंग ॥ २४ ॥
च्यारि अट्ठ किहां ऊपजइ, बार सोल किहां वीस ।
तु पंच्याशी ऊपजइ, जु दिशि दिशि इकवीस ॥२५॥

## चुपै.

मडप प्रथम शलाका कहिउ, आगलि गूढमंडप ते राहिउ ।
त्रीजउ ते नैवेद्य वषाणि, चउथउ तंदुलमंडप जांणि ॥२६॥

---

સ્તંભે નૃત્ય કરતી રંભાની પાંચ પાંચ પુતળી મૂકાય. ચારે તરફ મંડપો અને ત્રણ તરફ સુંદર દ્વાર મૂકાય, તો એક દરે એકસો આઠ ઉત્તમ મંડપ થાય. કાંતો ચાર, કાંતો આઠ, કાતો બાર અને કાતો વીસ (મંડપ થાય). જો દરેક બાજુએ એકવીસ એકવીસ ( મંડપ ) મૂકીયે તો કુલ પંચ્યાસી મંડપ થાય.

૨૬ થી ૩૦. પહેલો શલાકા–શ્લાઘામંડપ, બીજો ગૂઢમંડપ, ત્રીજો નૈવેદ્યમંડપ, ચોથો તંદુલમંડપ, પાંચમો સ્નાત્રમંડપ, છઠો ચોકીમંડપ, સાતમો સમોસરણમંડપ. આઠમો નાટકમંડપ, નવમો ગીતમંડપ, દશમો વાજીત્ર

मंडप स्नात्र पंचमु जोइ, छठ्ठउ चउकीमंडप होइ ।
मंडप समोसरण सातमु, नाटकमंडप ते आठमउ ॥२७॥
नवमु गीतमंडप ते नांम, दसमु मंडप वाजित्र ठाम ।
कौतकमंडप अग्यारमु, बोलिउ चंद्रमंडप बारमु ॥२८॥
माला उच्छव जय ये कहिया, मंडप पंनर पूरा थया ।
रंगमंडप नइ मंडपनालि, सोल सतर सूधा संभालि ॥२९॥
मंडप कहिउ बलाणा वली, मेघनाद पूरइ मनरली ।
मालीमंडपि तेवीसमइ, मंडपि पोलि पोलिनइ गमइ ॥३०।
चिहु दिशिना मेल्या जू जूआ, तु मंडप चउरासी हूआ ।
शिषर तणा मंडप छि येह, चिहुए पासे श्रीषा तेह ॥३१॥

---

મંડપ, અગિયારમો કૌતુકમંડપ, બારમો ચંદ્રમંડપ, તેરમે માળામંડપ, ચૌદમો ઉત્સવમંડપ, પંદરમો જયમંડ એ પ્રમાણે પંદર મંડપ પૂરા થયા. સોળમો રંગમંડ સત્તરમો નાળમંડપ, અઢારમો બલાણમંડપ, અને ઓગ ણીસમો મનની અભિલાષા પૂરી કરનાર મેઘનાદનો મંડ વીસમો માળીમંડપ, અને એકવીસમો પોળીયાને ગમતે પોળમંડપ છે.

૩૧-૩૨-૩૩. ચારે તરફના જૂદા જૂદા મંડપનો સ વાળો કરીએ તો ચોરાસી મંડપ થાય. શિખરના જે મંડ છે તે ચારે તરફ સરખા છે. જો તેને ઉપરના ચોરાશી

जु मेलउ चउराशी मांहि, तु पंच्यासी पूरा थाइ ।
चिहुमुषि चिहु चिहुनी परासिद्धि, जेता ते मुष तेती वृद्धि ॥३२॥
संभलि मंत्री वली विचार, भूमि देषि कीजइ विस्तार ।
उपरि शषर शषर नवि चडइ, जु कीजइ तु त्रूटी पडइ ॥३३॥
भूमिभाग जोइ जसवाद, पूरव मुष थापु प्रासाद ।
सवि सावट्ट दीया शणगार, सोविन कलश भरिया भंडार ॥३४॥
करि सोवन सांकलां उदार, शलावट मनि हरिष अपार ।
लागा लाषगमे मजूर, करइ कामनां चालइ पूर ॥३५॥
सात पुरिस तल पायातणउ, थिउ अवसर पूरणीइ घणउ ।

---

મેળવીએ તો બધા થઇને પંચ્યાસી મંડપ થાય. ચાર ચારની ચોમુખી પ્રસિદ્ધ છે, તે જેટલાં મુખ વધારે તેટલા મંડપ વધારે. મંત્રી સાંભળો ! જમીનના પ્રમાણ પ્રમાણે વળી વધારે પણ કરી શકાય. (પરંતુ પ્રમાણ વિચાર્યા વગર આરંભે તો) શિખરે શિખર કરી શકાય નહિ, ને કરીએ તો તૂટી પડે.

૩૪–૩૫. ઉત્તમ ભૂમિ જોઇને પૂર્વાભિમુખ પ્રાસાદ કરો. સર્વ કારીગરોને શણગાર આપ્યા તેમજ સોનાના કળસ અને ભરેલા ભંડાર અર્પણ કર્યા. હાથે સોનાનાં સાંકળાં પહેરાવ્યાથી સલાટ મનમાં બહુ હર્ષ પામ્યા. લાખો મજુરો કામે લાગી ગયા, એક સરખો કામનો તડાકો ચાલી રહ્યો.

वहिली विमल जणावी वात, भरी सांढि सइ ल्यावु सात ॥३६॥
सोनैया रूपैया तणा, लिउ बदरा पूरणीइ घणा ।
आविउ विमल वहइ घण सांढि, सामी बदरा अलगा काढि॥३७॥
इण बदरे वीजउ डगमगइ, मांडयां घर नवि आवइ बसइ ।
सोवन रूप गलावी करी, तेहनी ईंट पडावी षरी ॥३८॥
तेहनूं वेजिउं संपट रहइ, ते डगमग था किमहि न लहइ ।
सोवन टंक गलावइ जांम, विमल कसुटी पुहतु तांम ॥३९॥
सूत्रधार जोइ कसवठी, विमलमंत्रि ए गाढउ हठी ।
ये ये बोल कहिया यम यमइ, ते ते मरणि न मूकइ किमहि॥४०

---

३६. सात माथोडां ઉંડો પાયો ખોદ્યો, જેની પૂરણી કરતા ઘણો વખત લાગ્યો. વિમળે પહેલી ખબર આપીને પછી સોનૈયા રૂપૈયાથી સાતસેં સાઢ ભરી આણી પાયા પૂરણીમાં સારી રીતે આ સોનયા રૂપૈયાના બદરા લો (એવુ વિમળે કહ્યું), વિમળ ઘણી સાંઢો લઇને આવ્યો [ત્યારે તેને કારીગરોએ કહ્યું કે) સ્વામી ! એ બદરા છેટે રાખો, એ બદરાથી ઉપર કરેલું ચણુતર ડગમગતું થશે ને આરંભેલા પ્રાસાદનું કામ થઇ શકશે નહિ. (કારીગરોએ એવું કહ્યુ ત્યારે) વિમળે સોનું રૂપું ગળાવીને તેની મોટી ઇંટો પડાવી અને કહ્યું કે આનું ચણુતર સજ્જડ થઈ શકશે, કોઈ રીતે ડગમગશે નહિ. ઇંટો માટે જ્યાં સુવર્ણટંકા ગળાતા હતા ત્યાં વિમળ કસોટી

## वस्तु.

सत्त समरथ सत्त सम्मरथ, सत्तगढ मांहि ।
सत्त वडा तेणइ कारणिइं, सत्त षेति जिन भत्ति वावइं ।
सुगुरु आण नितु शरि वहइ, दांन शील नितु भावि भावइ ॥
रणि राउलि सूरा सदा, देवी अंबावि प्रमांण ।
पोरूआड परगट्टमल्ल, मरणि न मूंकइ मांण ॥४१॥

## चुंपै.

स्वामी सोवन वदरा येह, हवडां अलगा राखु तेह ।
अवसरि वात कहीशि वली, वेजूं चालइ यम मनरुली ॥४२॥

---

લઇને પહોંચ્યો. કસોટી જોઇને મિસ્તરીએ જાણ્યું કે વિમળ મંત્રી પાકો ખંતીલો–આગ્રહી છે, જે જે વખતે જે જે બોલ કહે છે તે મરતા સુધી કોઇ રીતે છોડતો નથી.

૪૧. સત્ય સમર્થ છે, સત્ય શ્રેષ્ઠ છે, તેથી સત્યગઢમાં અને સત્યક્ષેત્રમાં જિનબીજ વાવે છે. સદ્ગુરૂની આજ્ઞા હમેશ શિર માન્ય કરે છે અને દાન, શીલ, તપ તથા ભાવ ભાવે છે. યુદ્ધમાં સદા શૂરા રાવત છે. અંબાજી માતાની જેને ઉપાસના છે એવા પ્રકટમલ્લ પોરવાડ મરતાં પણ ટેક છોડતા નથી.

૪૨. (મિસ્તરીએ કહ્યું) સ્વામી ! સુવર્ણ બદરા હમણાં

भूमिधणि छि वालीनाह, तेणइ लंपटि लाघउ वाह ।
ये ये वेजउ दीहइं चडइ, ते ते सघलउं रातिं पडइ ॥४३॥
इम करतां होआ छ मास, थया शलाट सवे निरास ।
आवी पूछइ विमलउ साह, तेतलइ आविउ वालीनाह ॥४४॥
कलकलउ क्रोधिइं धमधमइ, माहरूं ठांम न मूकउं किमइ ।
कहिनु जिन कहिनु प्रासाद, कुण मांडइ मझ सरिसउ वाद॥४५॥

---

રહેવા દો, વખત આવ્યે એને માટે કહીશ. મન આનંદ પામે એ રીતે ચણતર ચાલવા લાગ્યું.

૪૩. વાળીનાથ એ ભૂમિનો સ્થાનાધિપતિ હતો, તે લંપટે લાગ સાધ્યો. દિવસે જેટલું ચણતર ચાલે તે બધું રાત્રે પડી જાય. (વાળીનાથ પાડી નાંખે,) એવું છ મહિના સુધી ચાલ્યું, એથી સલાટ નિરાશ થયા. વિમળશા આવીને પૂછવા લાગ્યો એટલામાં વાળીનાથ આવ્યો. ક્રોધથી ઉશ્કેરાયેલો તે બોલ્યો, કોઇપણ રીતે હું મારૂં સ્થાન છોડવાનો નથી. જિન કોણ ને પ્રાસાદ કોણ? મારી સામે કોણ થઇ શકે એવો છે? મેં ઘણા દેવ અને ઘણા કિન્નરને જીત્યા છે ને ઘણા રાજાઓના નાદ ઉતાર્યા છે. વિમળ વાણીઆ જેવા માણસ તો શું, પણ આખું ત્રિભુવન મારા મનથી હિસાબમાં નથી. વિમળે કહ્યું, વાળીનાથ ! દૂધ, ખાંડ, લાડુ ને લાપસીનું બળી બિદાન લો, જો પ્રસન્ન થઇને મદદ

मइ जीता सुर किंनर घणा, नाद ऊतार्यो नरवर तणा ।
विमल वणिग शरषा स्या लोक, महारइ मनि त्रिभोवन ते
फोक ॥४६॥
वाणिग भणइ सुणि वालीनाह, षीर षांड मोदक लिइं लाह ।
आलू बलि जु आपु धीर, तेतलइ बो लिउ षेतलवीर ॥४७॥
जीव तणी बलि दिउ मंत्रीस, तु हूं हीइ न आणउं रीस ।
रहिउ मंत्री मनि लागी सोइ, वेजूं सदा समारे होइ ॥४८॥
पडी रयणि करि षांडूं धरी, दीवा छाहि रहिउ सत्तरी ।
आविउ वाली ते विकराल, धायु मंत्रि ते देइ फाल ॥४८॥
जां गयमर गज गर्जित करइ, परथल पाणी सालरि वरइ ।
पुच्छ गुच्छ पोढउं शरि धरि, जां करडु नाचइ केसरी ॥४९॥

---

કરો તો હું એ બળિદાન આપું. એ સાંભળીને ક્ષેત્રપાળવીર બોલ્યો, જો જીવનું બળિદાન આપે તો હું મનમાં રીસ રાખું નહિ. મંત્રીના મનમાં એ બોલ સાલ્યો, પણ તે ચૂપ રહ્યો ને હંમેશની માફક ચણુતર પાછું ફરી સુધરાવ્યું. રાત પડતાં હાથમાં તરવાર લઇને દીવાની પાછળ સંતાઇ રહ્યો. જે વખતે વિકરાળ વાળી આવ્યો તે વખતે ફાળ ભરીને મંત્રી તેના તરફ ધાયો. સિંહ જેમ હાથીના ઉપર તલપે, પૃથ્વીપરનું પાણી જેમ સમુદ્રમાં ધસે અથવા કરડો સિંહ

षेतलवीर हतु ये वंक, दीठउ विमल थयु ते रंक ।
राव करइ अंबाई कहइ, विमल न मानइ जो मूंहनइ ॥९०॥
अंबाई कहि षेतल जांणि, एहशूं कोइ न पुहचइ प्राणि ।
संतोषी कीधउ सांसतु, नैवज देसिइ मनिभावतु ॥ ९१ ॥
जु तूं वलतु मागिशि जीव, तु नही छूटुं करतु रीव ।
एहनी हाकं फाटि आभ, एहशूं बल करतां नही लाभ ॥९२॥
जु तू कांइं यान करेशि, जु तूं एहशूं बल मांडेशि ।
एह वणिग नहि कहिनइ हाथि, धरी नाक नाथेसिइं नाथि॥९३॥
फोकट तूं बल घालि म मूछिं, ते तुझ साही लांषइ पुंछि ।
निरदय नर नवि मानइ आंण, इहां ताहरु छइ विनय वनांण॥९४॥

---

માથે પૂછડું મૂકીને નાચતો હોય (તેવો વિમળ તરવાર ઉગામીને વાળી ઉપર ધસ્યો). ક્ષેત્રપાળ વીર આકરો હતો, પણ વિમળને જોઇને તે રાંક થઈ ગયો અહીં કંઇ નહિ ચાલ્યું ત્યારે તેણે અંબાજી પાસે જઇને ફરિયાદ કરી કે જુઓ, વિમળ તો મને પણ માનતો નથી ! અંબાજીએ કહ્યું, ક્ષેત્રપાળ ! એને કોઈ પ્રાણીથી પહોંચી શકાય એવું નથી. અંબાજીએ તેને સમજાવી ઠંડો પાડયો ને કહ્યું કે તને મનભાવતું નૈવેદ્ય અપાવીશ; પણ જો પાછો તું જીવનું બળિદાન માગીશ તો પછી ફરિયાદ કર્યે છૂટવાનો નથી. એની હાકથી

तुह्मे म थासिउ अति आकला, देवराविसु तिलवट बाकला ।
वडां वेढमी नइ लापसी, दिध्धे बलि षेतल थिउ षुशी ॥५५॥
वालीनाह मनाविउ जूउ, तव प्रासाद गभारु हुउ ।
धन थोडूं लागइ आपणउं, करु कांम सवि सोविन तणउं ॥५६॥
मोटा पुरष संघवी कहइ, सोवन जिनमंदिर किम रहइ ।
हवे आवइ छइ पडतु काल, तुझ सरिषा किहां छइ भूपाल ॥५७॥

---

આભ ફાટે છે, માટે એની સાથે સામા થવામાં લાભ નથી. જો તું એનો કંઈ બગાડ કરીશ અથવા એની સામે થઈશ તો એ વાણીઓ કોઈના હાથમાં નથી, પકડીને નાકમાં નાથ ઘાલશે. એની સામે નકામું અભિમાન કરીશ નહિ, નહિ તો એ તારૂં પૂછડું પકડીને ફેંકી દેશે. એ માથાફરેલ કોઈનું કહ્યું માનવાનો નથી, માટે આ ઠેકાણે તો વિનયથી વર્તવામાંજ ડહાપણ છે. તું બહુ ખીજવાઈશ નહિ, તને તલવડાં, આકળા, વડાં, વેઢમી ને લાપશી અપાવીશું. (અંબાજીના કહેવા પ્રમાણે) બલિદાન આપવાથી ક્ષેત્રપાળ ખુશી થયો.

૫૬–૫૭. વાળીનાથને એ પ્રમાણે મનાવ્યો ત્યારે પ્રાસાદનો ગભારો થયો. (વિમળે કહ્યું કે) ખર્ચ બહુ થોડું થાય છે માટે બધું સુવર્ણકામ કરો. મોટા શેઠીયાઓ અને સંઘવીઓએ કહ્યું કે સોનાનું જિનમંદિર રહેશે કેમ? હવે પડતો કાળ આવે છે, તારા જેવા રાજા કયાં છે?

आरासाणि ऊघाडउ षांणि, नीपाउ तेहना पाषाण ।
जोतरीया रहकल संचरइ, बलद बइठा कूलिरि चरइ ॥५८॥
कीजइ सबलां नांगर दोर, कीजइ जण जे जाणइ जोर ।
आरासणथी ऊंचा चडइ, पाहण रूपामूलिइं पडइ ॥५९॥
मांडिआ मंडप नइ थिर थंभ, घडी पूतली रूपिइं रंभ ।
घाट पाट तोरण कोरणी, दंड कलस धज झलकइ घणी ॥६०॥
दीपइ देहरा तणी झमाल, आगलि चउक रचिउ चउसाल ।

---

૫૮. (સંઘવી વગેરેનું કહ્યું માનીને વિમળે કહ્યું કે,) આરાસણ ( કુંભારિયા )માં ખાણ ઉઘાડો ને ત્યાંના પાષાણ તૈયાર કરો. જોતરેલાં ગાડાંની હાર ચાલતી થઇ, અનેક બળદો બેઠા બેઠા કુલેર ખાવા લાગ્યા.

૫૯. મજબુત દોર, મજબુત તરીલાં તેમજ બળવાન અને યુક્તિથી કામ કરી જાણનારા મજુરો રોકયા. આરાસણથી પથ્થરો લઈજઇને આબુ પર ચડાવતાં દરેક પથ્થર રૂપાની કીંમતે પડવા લાગ્યો.

૬૦–૬૧. મંડપો રચાયા અને દૃઢ સ્તંભ ગોઠવાયા રૂપાળી રંભા જેવી પુતળીઓ બનાવી અને દરવાજા, કમાનો, કોતરકામની કારીગિરી વગેરે સર્વ તૈયાર થઇ ગયું. દંડ, કળસ અને ધ્વજા ઝળકવા લાગ્યાં. દેહરૂં તેજપ્રપૂર્ણ દીપવા લાગ્યું. આગળ ચતુષ્કોણ

सत्रुंज अष्टापदि गिरनारि, तेह तणा मांडियां अवतारि ॥११॥
नेढा वेढा बंधव जोड, तेह तणा सुतनिइं थिउं कोड ।
दशरथ नांमि प्रसिद्धउं येह, विमल तणउ भत्रीजु तेह ॥१२॥
हस्तिशाल ये आगलि षडी, विमल मूर्ति ते घोडइ चडी ।
हरषिइं धन षरचिउं आपणउं, ए करणी भत्रीजा तणउं ॥१३॥
नाच गीत नाटक नवरंग, थानकि थानकि मूरति चंग ।
कुसम कली ऊतरइ अनेक, वारू वाडी तणा विवेक ॥१४॥

---

ચોક કર્યો. શત્રુંજય, અષ્ટાપદ કે ગિરનારનાં દેહરાંનું બીજું રૂપ હોય તેવી રચના કરી.

૬૨–૬૩. નેઢા અને વેઢા એ નામના બે ભાઈ હતા, તેમના દીકરાને કોડ થયો. દશરથ એ નામથી તે પ્રસિદ્ધ છે, તે વિમળને ભત્રિજો હતો. (હાલમાં) આગળના ભાગમાં જે હસ્તિશાળા છે, અને જેમાં વિમળની ઘોડાપર સ્વાર થયેલી મૂર્તિ છે, તે બધું એ ભત્રિજાએ હર્ષથી ધન ખર્ચીને કરાવ્યું છે.

૬૪. (વિમળશાહે કરાવેલા પ્રાસાદમાં) નાચ, ગીત, નાટક વગેરે અનેક રંગરાગ (ચાલતા રહે તેવી ગોઠવણુ કરી), દરેક સ્થાન માટે સુશોભિત મૂર્તિ, અને પુષ્કળ ફૂલ ઉતરે એવી સુંદર વાડીઓ કરાવી.

।विमलमांत्रि मनि ऊलट घणउ, ।विस्तर करइ प्रतिष्टा तणउ ।
लोक लक्ष आवइ अभिरांम, धर्मघोषसूरि तेड्या तांम ॥६५॥

## ॥ वस्तु ॥

विमल वसही विमल वसही विमल प्रासाद ।
पित्तलमइ अढार भारनी, आदिनाथ प्रतिमा प्रसिद्धी ।
संवत १०८८ वर प्रतिष्ठ शुभ लग्नि कीधी ।
दंउ कलस धज लहलहइ उत्सव मेरु समांन ।
मूलनायक थिर थापीया, यम उदयाचलि भांण ॥६६॥

## चुपै.

विमलमनोरथ चडिआ प्रमांणि, बंदिण बोलइ मंगल वांणि ।

---

૬૫. અતિ ઉલટવાળા વિમળમંત્રીએ હવે પ્રતિષ્ઠાની તૈયારી કરી. આનંદ પામતા લાખો લોક આવવા લાગ્યા, તેમ ધર્મઘોષસૂરિને પણ તેડાવ્યા.

૬૬. ઉદયાચળે સૂર્ય હોય તેમ વિમળવસહિનાં વિમળનાં દેહરાંમાં પિત્તળની અઢાર ભારની મૂળનાયક આદિનાથની પ્રસિદ્ધ પ્રતિમાજી સંવત્ ૧૦૮૮માં શુભ લગ્ને મોટા ઉત્સવથી પ્રતિષ્ઠા કરી. દંડ, કળસ અને ધ્વજા જળહળવા લાગી.

૬૭. વિમળના મનોરથ સિદ્ધ થયા, બંદીજનો મંગ-

संघ लोक पहिराविउं सहू, महीअलि उत्सव कीधा बहू ॥६७॥
मेरु सरीसु मांडइ वाद, इंद्रभवनि अधिकु प्रासाद ।
जोता चिति न मेल्हण जाइ, आवइ ऊलट अंगि न माइ ॥६८॥
अर्बुद शषर अनोपम किद्ध, तेडी संघ भलामण दीद्ध ।
ग्राम तणा कीधा ग्रासीया, पोरूआड पासइ वासीया ॥६९॥
आदि जनम कल्याणक सुणउ, चैत्रि अंधारी आठमि तणउ ।
तिहां जिनवर पूजाहतां, पूजारा पामइ कणहतां ॥७०॥
आज लगइ ते चालइ रीति, अमरष कोइ न आणइ चिंति ।
तीरथ वालिउ विमल प्रधांनि, सहू संतोष मनाविउ दांनि ॥७१॥

---

ળવાણી બોલવા લાગ્યા. સંઘના સૌ લોકોને પહેરામણી આપી અને મોટો ઉત્સવ કર્યો.

૬૮. મેરૂ સાથે હોડ પાડે (બરોબરી કરે) એવો અને ઇંદ્રભવનથી પણ ચઢતો પ્રાસાદ કરાવ્યો, જે જોતાં મનમાં ઉલટ સમાય નહિ કે મન ધરાય નહિ.

૬૯. અર્બુદ શિખર અનુપમ બનાવ્યું, ને સંઘને બોલાવીને તેની ભાળવણી કરી. ગામના ગ્રાસ આપીને પોરૂઆડોને પાસે વસાવ્યા.

૭૦.-૭૧-૭૨. પહેલા જન્મ કલ્યાણક (વર્ષગાંઠ) ચૈત્રવદિ આઠમે જિનવર પૂજાતા થયા, ને પૂજારા રિદ્ધિ પામવા લાગ્યા. આજ સુધી (ગ્રંથ રચાયો ત્યાં સુધી) એ

सुडिइ मुडिइ वाधिउ व्याप, चिहुं दिशि अधिकु चाडिउ प्रताप।
लणिग वसहीना जूजूआ, ए प्रासाद पछइ सवि हूया ॥७२॥
संघलोक वलीउ परिवार, साथिइं धर्मघोष गणधार ।
हरषिउ विमल चंद्रावइ धणी, पाछा आव्या मंदिर भणी॥७३॥
मागत लोके मागिउ दूउ, करमी कल्पवृक्ष ते हूउ ।
करइ राज ते लीलविलास, चिंतामणि परि पूरइ आस ॥७४॥
आलस निद्रा अलगी करु, कविता बोल कर्णके धरु ।

---

રીતિ ચાલે છે, કોઇ મનમાં ઇર્ષા લાવતું નથી. વિમળપ્રધાને સૌને દાનથી સંતુષ્ટ કર્યા અને તીર્થ વાળ્યું. એકથી બીજે, બીજાથી ત્રીજે એમ ખ્યાતિ વધતી ચાલી ને સર્વ સ્થળે મોટું માહાત્મ્ય પ્રસર્યું. લુણીગવસહિના પ્રાસાદ છે તે જૂદા. એ બધા પછીથી થયા છે.

૭૩. ઉત્સવ પૂરો કરીને સૌ સંઘપરિવાર પાછો વળ્યો, ધર્મઘોષ ગણધર પણ તેમની સાથે વળ્યા, હર્ષ પામેલો ચંદ્રાવતીધણી પોતાને ઘેર આવ્યો.

૭૪. માગણ લોકોને માગ્યું આપનાર કલ્પવૃક્ષ જેવો ને કર્મી થયો. રંગભોગમાં રાજ કરતાં ચિંતામણિની પેઠે સર્વની આશા પૂરી કરવા લાગ્યો.

૭૫. થી ૭૮. ( કવિ શ્રોતાઓને કહે છે, ) આળસ નિદ્રા તજીદઇને કવિતાના શબ્દો સાંભળો. વિમળ અને

विम ल श्री वहइ ये सुप्रभाति, तेह तणउ बोलेसु अवदात ॥७९॥
नवइ षडनु अवसर हूउ, ए प्रस्ताव षहीशि जूउ ।
तिहां वर्णन श्रीनारी तणउं, नाम विवेकिइं राषिउ घणउं ॥७६॥
मेरू तणउ मस्तक चूलिका, सोहइ सिरिवरि यम वेणिका ।
लषिमि पूरी जु परिषजा, पूरे प्रासादे हुइ ध्वजा ॥७७॥
नवइ षड पूरां परमांण, जु सुणीइ श्री तणउं वषांण ।
श्रीइ सोह वडावी घणी, कहीइ कल्पवेलि घर तणी ॥१८॥
षंडि षंडि छइ मति जूजू ई, पढतां गणतां संपति मिलि ।
मुनि लावण्यसमयची वाणी, एतलइ नवमूं षंड वषांणि ॥६९॥

---

શ્રીનુ સુપ્રભાત કહો, તેમના યશ ગાઓ નવે ખંડ પૂરા થયા, હુવે તેના ઉપર પ્રસ્તાવ કહીશ એમાં શ્રી નારીનું વર્ણન કરીશ. એણે વિવેકથી ઘણી કીર્તિ મેળવી છે. મેરૂ પર્વતને માથે જેમ શિખર, માથા ઉપર જેમ ચોટલો, લક્ષ્મી-વાળા (મોટા) શહેરને જેમ ખાઈ, અને પૂર્ણ થયેલા દેહરા ઉપર જેમ ધ્વજા (તેમ પૂરા પ્રબંધ ઉપર ચૂલિકા). નવે ખંડ પૂરા સાંભળીને જો શ્રીનાં વખાણ સાંભળે તો તે શ્રી વડે ઘણી શોભા વધારે. (શ્રી) ઘરની કલ્પવેલી છે.

૭૯. એ પ્રમાણે લાવણ્યસમયની વાણીથી નવમો ખંડ પૂરો થયો.

इति श्री विमलप्रबंधे नवरस नवषंडे स्वप्नाधिकारे धर्मस्थिति, श्राद्ध सत्वेकाविंशत्यादिगुणा सम्यकत्वादि १२ व्रत, ३२ अनंतकाय, २२ अभक्षनाम, गलन चंद्रोदयस्थिति पक्कान्न प्रासुक लवण काल श्राद्ध त्रियादेवार्चन गृहदेवालय विचार आलोचनाधिकारे प्रासादोपदेशे अचलेश्वरोत्पत्ति श्री मात प्रबंध वशिष्टाद्य अभिधान अंबिकाराधन भरड मनापण सुवर्ण-कादि दापन, प्रासाद स्थापन एकविंशति मंडपाभिधान प्रकाशन, वालीनाह षेतलवीर जीवन प्रासाद परिपूर्ण निष्पत्ति गजशालाकारण प्रतिष्ठा महोत्सव अढार भार पित्तलमइ श्री आदिनाथ मूल स्थापनिकि स्थापना । इति स्वप्नाधिकारे नवमं षंडं समाप्तम् श्रीरस्तु ॥ इति विमल चारित्र समाप्तः ॥



# चूलिका.

## चुपै.

पुह वीतालि पोढा परगट्ट. पचसयां मिलीया भल भट्ट ।
श्रीधर, भूधर, भूपति. भला, कल्प्यां नाम कहइ केतलां ॥१॥
*अंब, अचल अमरेश्वर. अखु, इस, उमापति. रुड्ड रखु ।
कमल. कृष्ण, कुंजर. कामलु. षेम. पीम, षेचर. षोषलउ॥२॥
गंग. गदाधर. गणपति. गलु. घोघर, घूसु, घूघउ. घलु ।
नानु. नागु. नरायण. नलु, चपु. चदउ. चांपु. चलउ ॥३॥

---

૧. વિશાળ પૃથ્વીતળ ઉપરના શ્રીધર, ભુધર, ભૂપતિ વગેરે પ્રાૈઢ પ્રસિદ્ધ પાંચસેં ભાટ મળ્યા. જેમનાં કેટલાંક કલ્પિત નામ (કવિ) કહે છે.

---

* આ નામ કવિના કાળે વપરાતા નામ અથવા નામનાં ટુંકા રૂપ છે થોડાએક ફેરફાર સાથે અને કેટલાક તો છે તેવાંજ ટુંકારૂપ હજુપણ ઘણે ઠેકાણે વપરાય છે જેમ માણેકલાલને બદલે માકુભાઈ, ગણપત કે ગુણવતને બદલે ગણુ કે ગુણુભાઈ, અબાઈદાસ કે અબારામને બદલે અમુભાઇ વગેરે પાછલા નવ ખંડ વાંચી જનારને આમાનાં ઘણાંખરા નામ સમજી લેવા કઠણ નથી અને નહિ સમજાય તેવાં નામ સાહિત્યની નજરે જોનારાઓ સિવાય બીજાઓને બહુ ઉપયોગી નથી, એમ જાણીને ૨ થી ૩૫ ટુક સુધીના અર્થ લખ્યા નથી.

–छांछु, छाहलउ. छोलउ, छलउ, जोग, जगु जालधंर, जलउ ।
झांझण, झीपउ, झांईउ, झलउ, नांइउ, नरबद, नाकर, कलउ॥ ४॥
टाहु, टोकर, टामल, टलउ, ठाईउ, ठाकुर, ठीभण, भलउ ।
डोसु, डुंगर, डाहु, डलउ, ढोलउ, ढङ्घउ, ढाहु, ढलउ ॥ ५ ॥
नरपति, नरदे, नाथु, नरु, नींसल, नारद, नांनु, नरु ।
नाहालउ, तेजल, तापी, तिलउ, थावर, थारू, थरीउ, थलउ॥६॥
देवु, देधर, दादु, दलउ, धांधल, धरमु, धीरु, धलउ ।
मूंजउ, मांकु, मेहउ, मनउ, नकु, नरेश्वर, नीलउ, नलउ ॥७॥
पदमु, पांचउ, पोपट, पलउ, फाईउ, फाणग, फालु, फलउ ।
बाबु, बलीउ, बीजल, बलउ, भोगी, भूधर, भीमु, भलु ॥८॥
मोटउ, मटकु, मांडण, मकु, जागु, जालु, लाखु, लखु ।
रूडु, राजु, रूपु, रांम, रीडु, रतनु, देवउ, दांम ॥ ९ ॥
लींबु, लहूउ, लालु, ललु, विरूउ, वेगड, वीसउ, वलु ।
सीहु, सामल, सामउ, सवउ, सूरु, सोनु, लटकण, लवउ॥१०॥
षेलु, षेतु, हरपति, हंस, काहानु, कीन्हु, कलहण, कंस ।
अजय, विजय, गोवर्धन, रंग, लक्ष्मीधर, लीलाधर चंग ॥११॥
सुंदर, सोमेश्वर, श्रीवंत, आस, अकल, आनंद, अनंत ।

---

+ અહીંથી ૩૪ થી ૭૬ સુધીનાં નામ બીજી પ્રતિમાં નથી. પહેલી અને ત્રીજીમાં છે.

गंगाधर, गोपति, गोव्यंद, धरणीधर, माली, मचकुंद ॥१२॥
श्रीपति, शिवकर, माहव, मेर, सागर, नागर, कुंभ, कुबेर ।
हेम, हीर, हरखु, हींगोल, काजु, कर्मण, करणउ, कोल ॥१३॥
कासमीर, दामोदर, रांण, भारमल्ल, भांषर, नइ भांण ।
मंगल, पिंगल, गोगिल, गोर, रंकड, वंकड, मंकड, मोर॥१४॥
धांगु, धीगु, धूमु, धमउ, सीपउ, सादउ, सूदउ, समु ।
सारण, तोरण, नइ त्रीकमु, लाडण, लांपु, आतु, अमु ॥१५॥
धरणउ, धर्मण, गोगद, गेद, विश्वंभर, वादीश्वर, वेद ।
सरवण, समधर, सहि, सुरंड, लूणउ, चूणउ, चेल्हण, चंड ।
वीरु, वरधु, नइ वणधीर, दामु, वासु, हर्ष, हमीर॥ १७ ॥
धारु, धणपति, धूंधउ, धवल, वाछउ, विद्याधर, नइ विमल ।
दूंल, दिवाकर,दामु,दमु,जोप्हण, मोप्हण, केल्हल कमु॥१८॥
सहिजउ, सुंदर, सादउ, सदउ, लोलउ, लूंलउ, मेदउ, मदउ ।
भरमु, भावु, भाडु, भडु, गेलउ, गोलउ, गणपति, गदउ ॥१९॥
नीतु, नरसुद न, नरसिंग, वइरु, वइजउ, वजउ, वरशंग ।
जीजु, जावड, नइ जेसिंग, भावड, भोज, समर, श्रीरंग ॥२०॥
गाजण, साजण, गोनउ, गनउ, वेहूलु, वीजल, वीरु, वनु ।
मांजउ, मेरू, मूलउ, मनउ, जांजउ, जालप, जांनु, जनउ॥२१॥
हासु, हाडु, हरि, केसरी, मीनु, मोकल, माहेश्वरी ।

कंथिल, कोचर, कुंतल, कींत, देत, देल्ह. देईउ, आदीत ॥२२॥
नरहरि, नाभ, नाल, नरसूर, हल, हेल्र, हरभु, हरसूर ।
साभेसाल, सांगु. साइउ, महिरू, मोक, मोष, मांईउ ॥२३॥
उज्जल, काजल, कूंरु, कूप, वरसु. वासिहर, वीझ, विरूप ।
सेघ, मेघ, सिंघउ, सारिंग, नीलकंठ. नरसु नारिंग ॥२४॥
ऊदु, उंदेसी, राजसी, तोलउ, तिहुणउ. नइ तेजसी ।
वीकु, वीकम, नइ कर्मशी, लखमण, लटू, रणु, रूपशी॥२५॥
आक, कूक, भडसी, भीमसी, देवीदास, देतु, देवसी ।
गघू, गोध, जोध. धर्मशी, प्रास. प्रेम, पूरण, प्रेमसी, ॥२६॥
देवदत्त, शिवरा, जहराज, गंगाजल. गिरूउ. गणराज ।
महाजल, मातर, महिराज, सोमदत्त, सोभु. श्रीराज ॥२७॥
मापु, सजनु, गज, गोजलु, भरत. भूण, भोलउ, भोगलउ।
वीसु, वदु, अदु, देपाल, सदयवच्छ, श्रीवछ, श्रीपाल ॥२८॥
टीलउ, हीसउ, टापर, टकू, गोगल, गोपी, लषपति, लकु ।
रामण, महिरामण, टोलीउ, झलहल, झां.झवलु, झालीउ॥२९॥
जूठउ, येठी, ठेभल, षलु, घरकण, घूल, फूल, वाघलउ ।
उढल, सोढल, मोढल, मीढ, लालु, लाल, लवाई. लीढ ॥३०॥
टींभराउल, रणमु, भीम, भलु, मदनु, मंदिर, मुगताफलउ ।
शिषु, गल फल, शिव, श्री फलउ, सीतल, सधु, सिवु, शंषलु॥३१॥

रहीउ, पहीउ, पूंनउ, पतु, वयरागर, रतनागर, रतु ।
धोरी. धूंधल, दीवाधरु, गोवल, मयगल, महीसागरु ॥३२॥
त्रासण, त्रंबक, तोकन, तकु, नेढु. वेढउ. वीदु, वकु ।
मूंगल, मांणिक, मनकु, मकु. थूलण, फूलण. फूटउ, फकु ॥३३॥
वासण, वदु, ब्रह्म. वैताल, रारंजण. भूषण. भूपाल ।
इचउ,अजलु,सामल,सधराज,पूंज,प्रभाकर,पथउ. पहिराज॥३४॥
बाहड, वाहड, नइ हरसिद्ध, पंचायण. परखु, परसिद्ध ।
महिदे, वहिदे, गुरु. केदार,मिल्या भट्ट अर्बुद, गिरनार॥३५×॥
पचसया अधिका इग्यार, प्रगट भट्ट परदेशी सार ।
कीधा चडणि तरल तोषार. लिद्धा सकल सुभट्ट शृंगार ॥३६॥
कीरति कलयुगि सुणी अपार. विमल समु नहि को दातार ।
चाल्या आस करी अति घणी. भड सरषा चद्रावइ धणी॥३७॥

---

૩૬–૩૭. પાંચસેં ને અગિયાર પરદેશી પ્રસિદ્ધ ભાટ મળ્યા. સવારીને માટે તેમણે ચંચળ ઘોડા તૈયાર કર્યા અને સર્વ ભાટોમાં શૃંગારરૂપ (સારામાં સારા) પુરૂષોને સાથે લીધા. કળિયુગમાં વિમળ જેવો કોઈ દાતાર નથી. એવી અપાર કીર્તિ સાંભળીને મોટી આશાથી દાનશૂર ચંદ્રાવતીના ધણી (વિમળ)ને ત્યાં જવા નીકળ્યા.

## दूहा

मारगि वेगि वहिला गया, छंडीअ नव नव देस ।
चंद्रावइ नगरी तणी, पोलिहिं करिउ प्रवेस ॥ ३८ ॥
सुहड रुपि समरथ सवे, पंचसयांइं भट्ट ।
पोलिइं पइसत पोलीइ, पोलिइं रूंद्धिउ घट्ट ॥ ३९ ॥
परि विमांसइ पोलीउं, पंचसयां असवार ।
दंडायुध दीसइ घणां, झबकइ सवि झूझार ॥ ४० ॥
पूछइ कुहु तुह्मे किहां वसु, कवण गांम कुण ठाम ।
केणइ कारणि पद्धारीया, कवण तुम्हारूं नांम ॥ ४१ ॥

---

૩૮. ત્વરાથી જૂદા જૂદા દેશ ઓળંગતા ભાટ ચંદ્રાવતીને દરવાજે આવી શહેરમાં પેસવા લાગ્યા.

૩૯-૪૦-૪૧. બધા બળવાન્, બધા પ્રચંડ યોધ્ધા જેવા અને એક સાથે પાંચસે જણને પેસતા જોઇને દરવાને દરવાજો ભીડી દીધો. દરવાન વિચારવા લાગ્યો કે પાંચસેં માણસો ઘોડેસ્વાર થયેલા છે, બધાની પાસે હથિયારો ઝળકી રહ્યાં છે અને બધાએ યોધ્ધા છે, (એમને કેમ પેસવા દેવાય?) તે પૂછવા લાગ્યો, કહો તમે ક્યાં રહો છો? તમારૂં ઠામ કયું? શા માટે પધાર્યા છો? તમારૂં નામ શું?

वसुंति जिनवर देसडे, नाम भणावूं भट्ट ।
पोलि म रूंधिशि पोलीया, मेहली वहिली वट्ट ॥ ४२ ॥
कवण कज्जि तुह्मे सामटा, भंजउ मननी चिंति ।
भट्ट भणइ हो पोलीया, तूं संभालि एकंति ॥ ४३ ॥
चिहु षंडे चउपट भमूं , जिहां वड टक्कर ठांम ।
तिहां तिहां विमल वषाणीइ, चंद्रावइ अभिराम ॥ ४४ ॥
अह्मे तस पेक्खणि आवीया, मूरष अवर न कज्ज ।
परगट बोलिउ पोलीउ, विमल नही घरि अज्ज ॥ ४५ ॥

---

૪૨. (ભાટોએ કહ્યું,) જિનવરના દેશમાં વસીએ છીએ અને ભાટ એ નામે ઓળખાઈએ છીએ. પોળિયા ! પોળ (દરવાજો) રોકીશ નહિ, જલદી રસ્તો આપ.

૪૩ થી ૪૫. (દરવાને કહ્યું,) શા કામને માટે તમે સામટા આવ્યા છો? મારા મનની એ ચિંતા દૂર કરો. ભાટ કહે કે પોળીયા, સાંભળ ! અમે ચારે ખંડમાં ચારે તરફ જ્યાં જ્યાં મોટી ઠકરાતોનાં સ્થાન છે ત્યાં ત્યાં ફરીએ છીએ, એ દરેક ઠેકાણે ચંદ્રાવતીને આનંદદાયક વિમળ વખાણાય છે; અમે તેને જોવા આવ્યા છીએ. મૂર્ખ, અમારે બીજું કંઇ કામ નથી. પોળિયાએ વળતો જવાબ દીધો કે, વિમળ આજ ઘેર નથી.

झाबकि सवि झंषा थया, भट्ट विमांसइ मन्नि ।
कइ जई पाछा वली, रही इकि दो दिन्नि ॥ ४६ ॥
जेह घरि नर हुइ निर्मलउ, तेह घरि तिसी न नारि ।
जोड न युगति पामीइ, सही जोतां संसारि ॥ ४७ ॥
वसुहां विमल वषाणीइ, नारि किसी छि तास ।
पेखणि अलजउ अति घणउ, जै जोवा आवास ॥ ४८ ॥

## चुपै.

चड चड चुपट चाल्या भट्ट, पंचसयांनु पोढउ थट्ट ।
नगर मांहि घर जोइ जास, सद्धे सरीषा छि आवास ॥ ४९ ॥

---

૪૬ થી ૪૮. એકદમ બધા ઝાંખા પડી ગયા. તેમણે વિચાર કરવા માંડયો કે હવે તે પાછા જવું કે એક બે દહાડા રહેવું ? જે ઘેર પુરૂષ પુણ્યશાળી હોય છે તે ઘેર સ્ત્રી તેવી હોતી નથી. ખરેખર આખા સંસારમાં જુગ્તિજોડ મળવી મુશ્કેલ છે. પૃથ્વીભરમાં વિમળ વખણાય છે, તો તેની સ્ત્રી કેવી છે એ જોવાનો અમારા મનમાં બહુ ઓરતો છે, માટે જઇને તેનાં મકાન જોઇએ.

૪૯ થી ૫૨. પાંચસેં ભાટોનો મોટો સમૂહ સડસડાટ કરતો ચાલવા લાગ્યો. નગરમાં જે ઘર જુએ તે બધાં સરખાં! કોઇ મોટું મકાન જોઇને " આ વિમળનું ઘર હશે, " એમ ધારે પણ તે તો કોઇ બીજાનુંજ નીકળે ! પૂછતાં પૂછતાં

घर राउलां भणी जै चडइ, मोटे मंदिरि भूला पडइ ।
पूछत पाम्यां विमल अवास, कहि अवतरीउ करि कैलास॥९०॥
घर मोटां देषी हरषीया, एक भणइ तिइं शइं परषीया ।
किं किज्जइ कृपणने घरे, अति मोटे धुले धलहरे ॥ ९१ ॥
वरि पन्नालां वारि झूंपडां, पहि अविलंबइ यिहा बापडां ।
अवसरि रांधी कोरी लहइ, विसामइ घर उटइ रहइ ॥ ९२ ॥
कृपणिइं मंडाव्या आवास. नारि भणइ शु मांडिउ पास ।
षरचिउं धन किम आणशि ठांणि.घरधणीआणी बोली वांणी॥९३॥

---

વિમળના મકાને જઈ ચડયા' જુએ તો જાણે બીજો કૈલાસ આવી ઉભો છે! મોટું ઘર જોઇને ખુશી થતા ભાટને તેમાંનો એક કહેવા લાગ્યો, તું શું જોઇને રાજી થયો ? બહુ મોટું ને ધોળું સફેદ હોય પણ તે કૃપણનું ઘર હોય તો શું કરવાનું ? (એવા મહેલ કરતાં) ગરીબનું આશ્રયસ્થાન થતી હોય, જયાં વખત થયે રાંધ્યું કે કોરૂં અનાજ મળતું હોય અને જેના ઘરના ઓટલાપર વિસામો કરીને રહી શકાતું હોય તે પર્ણકુટીએ સારી અને ઝુંપડી એ સારી.

૫૩. કૃપણને હવેલી બંધાવતો જોઇને તેની સ્ત્રી બોલી, આ શું માંડયું છે ? ખર્ચેલા ધનનો ખાડો શી રીતે પૂરી શકાશે ? ઘરધણીયાણીએ એવું કહ્યું.

## छंदभाषा.

कोपि कृपण तव ऊठिउ भडकी, घर आंगणइ करावीशि षडकी।
कडीकापडी रहशइ अडकी, दिद्धे बारे जाशइ भडकी ॥५४॥
पही परहुणउ कोइ न वेरु, ब्राह्मण सरवण यतीअ अनेरु ।
दीधे बारे फोकट फेरु. द्याहाडी षरच वलइ घरकेरु ॥५५॥

## चुपै.

एक संकली भलीअ भरावे, बिठी बार यतन जलावे ।
हूं गाढउ डाहु तुझ पाहिइं, वलशइ धन दिन थोडा मांहि ॥५६॥

---

૫૪ થી ૫૬. પેલો હવેલી બંધાવનારો કૃપણ (પોતાની સ્ત્રીની વાત ખરી છે એમ જાણીને) ભડકયો (પછી તેણે જવાબ દીધો), ઘરના આગળના ભાગમાં ખડકી કરાવીશું, એનાં બારણાં અડકાવીને સાંકળ વાસી મૂકીશુ એટલે બધા ભગતભીખારૂ આવતા અટકશે, બારણું બંધ છે એમ જોઇને ભડકીને ચાલ્યા જશે. પરોણાપઈ, કોઈ ટીપવાળો, બ્રાહ્મણશ્રવણ, યતિ અભ્યાગત, બધા બારણાં બંધ જોઇને પાછા ચાલ્યા જશે, ને એ રીતે રોજ ઘરમાં વળતર થતું જશે. એક મજબુત સાંકળ અડકાવી એટલે તે બેઠી બેઠી કાળજીથી ઘરની જાળ વણી કરશે. તારા કરતાં હું વધારે ડાહ્યો છું, આ પ્રમાણે કરવાથી થોડા દહાડામાંજ પૈસા વળી જશે.

किं किज्जइ अति ऊंचा ताड, वरि ति वारू नीची वाडि ।
फल ऊंचां नइ दाझइ देह, नाहाना वाड न आपइ छेह॥५७॥

## छंदभाषा.

भणइ भट्ट घर देखु म हरखु, कुलवट जईनइ पाहिलूं परखु।
धुरि दातार जोउ मुषवट्टउ, जु सुंदर तु सही सुषवट्टउ ॥५८॥

## चुपै.

वात करंतां पामी पोलि, आगलि मोटां मंदिर उलि ।
जोतां जामलि रंग रसाल, सवि सरषा सवि झाक झमाल ॥५९॥
करी निरति बिहु पाशे समी, विचिइं मंडपि आव्या भमी ।
दिठ्ठउं वास भवन वारणउं, इंद्रभवन लहइ ऊतारणउं ॥६०॥
जव जोइ मंदिर मांडणी, छाजे छबइ छांडी छांडणी ।
ताजां नलीआं त्रंबा तणा, रूपराज ते रुलीयामणां ॥६१॥

---

૫૭. તાડ બહુ ઉંચો હોય છે પણ તે શું કરવાનો? એના કરતાં વારી જાઉ નીચી વાડીને ! જેનાં ફળ હાથ આવે એવાં નહિ અને જે તાપે બળતાને છાયા પણ આપી શકે નહિ, એવા તાડ કરતાં (શેરડીના) વાઢ નાના હોય છે પણ તે કોઇને નિષ્ફળ પાછા કાઢતા નથી.

૫૮. ભાટ કહે કે ઘર જોઇને હરખાશો નહિ, પહેલા જઇને કુળાચાર જુઓ. જો એના મોં ઉપર દાતારપણાની સુંદર છાપ જણાય તો તો ખરેખર ખુશી થવા જેવું છે.

सोविन घाट घडा मांटलां, रतन जड्यां वारूं वाटलां ।
घडी षाट के हीदोलाट, राग छत्रीसे पूर्यां पाट ॥ ६२ ॥
त्रिलषा तोरणनी जोडणी, उठीगण ऊंची आडणी ।
जोतां षति ऊपजइ घणी, कनकथाल बहू यमवा तणी ॥६३॥
वस्त्र सुगध सरस सूषडां, मनमोहन नाचइ मांकडां ।
जोइ भट्ट मनमांहिइं हशी, लषिमी लीलावाशिइ दसी ॥६४॥

---

૫૯.થી ૬૪. વાત કરતાં કરતાં દરવાજો આવ્યો. આગળ આવેલા હારબંધ મોટાં મકાન, સુંદર રંગથી રંગેલાં, દેદીપ્યમાન્ અને બધાં એક સરખી બાંધણીનાં છે. બેઉ બાજુએ વિશ્રાન્તિની સરખી જગા રાખી છે, ત્યાંથી વચલા મંડપમાં આવ્યા. આગળથી વાસભવનનું બારણું જોયું તો તે ઈંદ્રભવનને પણ ઝાંખુ પાડી દે તેવું ! ઘરની બાંધણી જોતાં અનામત કોતરી કાઢયું હોય તેવો રમણીય દેખાવ લાગ્યો. ત્રાંબાનાં તાજાં (ઝગારા મારતાં) નળીયાં, રળિયામણાં રૂપાનાં બારણાં, સોનાના ઘડા માટલાં (બેડાં), રત્ન જડેલા સુંદર વાટકા, ઘડેલી હીંદોળા ખાટ. છત્રીસે રાગ પૂરેલા પાટ (?), ત્રિકોણાકૃતિએ જોડેલાં તોરણ, અઢેલવાને માટે ઉંચાં અઠીંગણ, જે જોતાં બહુ હોંસ ઉપજે (એવો બધો દેખાવ જણાયો). જમવાને માટે સંખ્યાબંધ સોનાના થાળ, વસ્ત્રો, સુગંધી સામાન, ઉત્તમ ભોજ્ય પદાર્થો, આનંદ ઉપજાવે એવાં રમતાં માંકડાં, એ બધું જોઇને મનમાં

दीकोडी कोडी दस वीस, श्रीनी सार करइ निशिदीस ।
पदमकला ते चंपइ पाय, वीरकला ते लंषइ वाय ॥ ६५ ॥
सोमकला ते सेज विछाहि, लालकला शारि चंदन लाइ ।
रूपकला मेहली रांधणइं, मदनकला आवइ मांजणइ ॥ ६६ ॥
प्रेमकला पग धोइ धशी, जीवकला जल नांमइ हशी ।
हीरकला पहिरावइ हार, सूरकला सवि शरशणगार ॥ ६७ ॥
चंद्राकला चुहडइ चांदलुं, नयनकला निरतिइं नागलु ।
चपकला पहिरावइ चीर, न्यानकला ते पाइ नीर ॥ ६८ ॥
लोचन आजइ अमरावती, लूणऊतारइ+ लीलावती ।
पुण्यकला ते पाणीहारि, भीमकला मेहली भडारि ॥ ६९ ॥

---

આનંદ પામતા ભાટ કહેવા લાગ્યા કે, અહીં સાક્ષાત્ લક્ષ્મી અમનચમન ભોગવતી વસી રહી છે.

૬૫ થી ૭૨. દશ વીશ કોડી દાસીઓ શ્રીની અખંડ સેવા કરે છે પદ્મકળા પગ ચાંપે છે, વીરકળા પવન નાંખે છે, સોમકળા શય્યા પાથરે છે, લાલકળા માથે ચંદન લગાડે

---

+ નજર ન લાગે તેને માટે માથાપર મીઠું ઉતારવું તે. લગ્ન પ્રસંગે તે દરેક વરકન્યા ઉપર ઉતારવામાં આવે છે, તેમ ધનવાનો ઉપર દિવસમાં અમુક વખત ઉતારવાનો રિવાજ હોય તો કોણ જાણે ! સાધારણ લોકો તો નજર લાગેલી જાણે ત્યારે મીઠું ઉતારીને ચૂલામાં નાખે છે

दीपकला ते दीवु धरइ, रत्नकला ते रामति करइ ।
हर्षकला ते हासा होड. कामकला ते पूरइ कोड ॥ ७० ॥
तेजकला टोडर व्यापार. धर्मकला कहि धर्मविचार ।
अमरकला आरीसु ठवइ. कीर्तिकला कविरस केलवइ ॥७१॥
भोगकला ते भोजनि रहइ, इंद्रकला ते अवसर कहइ ।
आपआपणी चिंता करइ, करइ काम अवसर आदरी ॥७२॥

---

છે, રૂપકળા રસોઈ કરે છે, મદનકળા મંજન કરે છે, પ્રેમકળા હોંસથી પગ ધૂવે છે, જીવકળા ખુશી થતી થતી પગપર પાણી રેડે છે, હીરકળા હાર પહેરાવે છે, સૂરકળા માથાના શણુગાર કરવે છે, ચંદ્રકળા ચાલ્લો ચોડે છે, નયનકળા દૃષ્ટિ દોષ ટાળે છે, ચંપકળા ચીર પહેરાવે છે, જ્ઞાનકળા જળપાન કરાવે છે, અમરાવતી આંખમાં અંજન કરે છે, લીલાવતી લૂણ ઉતારે છે, પુણ્યકળા પાણી ભરે છે, ભીમકળા ભંડાર સંભાળે છે, દીપકળા દીવો ધરે છે, રત્નકળા રમત રમાડે છે, હર્ષકળા હાસ્યવિનોદ કરાવે છે, કામકળા કોડ પૂરા કરે છે, તેજકળા ફૂલના શણુગાર કરે છે, ધર્મકળા ધર્મ વિચાર સંભળાવે છે, અમરકળા આરસો ધરે છે, કીર્તિકળા રસિક કાવ્ય કથન કરે છે, ભોગકળા ભોજન કરાવે છે, ઇંદ્રિકળા સમય સમયની સૂચના આપે છે, સૌ પોતપોતાના કામની કાળજી રાખે છે અને વખતસર જે તે કામ તૈયાર કરે છે.

जोइ भट्ट विमांशी किशूं, त्रिभोवन मांहि रुप नहीं इशूं।
मोहिया इंद्र चंद्र नागेंद्र, मोहिआ मानव देव दिणंद ॥७३॥
ब्रह्मा शब्द भट्ट उच्चरइ, दाशी मांहि जांण जै करइ।
आवइ झबकी झारी लेइ, जोइ भट्ट नयणि निरषेइ ॥७४॥
किइ ए लषिमी श्रवणे सुणी, किइ ए भारति रभा भणी।
कइ ए अमरी कइ किनरी, कइ ए वसुधा विद्याधरी ॥७५॥
झब झब श्रवणि झबूकइ झालि, मयमत्ता गय जित्ता चालि।
हाथपायतल कुकमरोल, हीइ हरष नइ हसइ कपोल ॥७६॥

---

૭૩–૭૪. ભાટ લોકો (દાસીઓનું રૂપ) જોઇને વિચાર કરે છે કે ત્રિભુવનમાં કોઈ ઠેકાણે આવું રૂપ નથી જેના રૂપથી ઇંદ્ર. ચંદ્ર, નાગેંદ્ર, મનુષ્ય. દેવ, સૂર્ય અને બ્રહ્મા જેવા પણ મોહ પામે એવું આ રૂપ છે આ પ્રમાણે ભાટને બોલતા સાંભળીને દાસીએ અંદર જઈ ખબર આપી એટલે તરત હાથમાં ઝારી લઇને (શ્રી-વિમળની પત્ની) બહાર આવી. ભાટ તેને નિરખીને જોવા લાગ્યા.

૭૫. આ તે કાને સાંભળેલી લક્ષ્મી હશે! સરસ્વતી હશે! રંભા હશે! કોઈ દેવી હશે! કિન્નરી હશે કે પૃથ્વી પરની કોઈ વિદ્યાધરી હશે!

૭૬. કાને ઝાલ ઝબકારા કરી રહી છે, ચાલમાં મદ-મત્ત (માતેલા) હાથીની ચાલને પણ ફિક્કી પાડી છે, હાથ

वेगिइं वारि अभोषण दिद्ध, अंगि मांन अति आदर किद्ध ।
आगलि पंचसयां थिर थाट, बोलइ कवित विमलनां भाट॥७७॥

## कवित्त.

आम कित्ति किहा लगइ, जोइ उत्तर अणुउत्तर ।
आम कित्ति किहां लगइ, पुव्वि नहीं निरति निरंतर ।
आम कित्ति किहां लगइ, पेक्खि पश्चम समुद्र पर ।
आम कित्ति किहां लगइ, देषि दक्षण दिगिअंतर ।
पायालि कित्ति पनंग करइ. ऊंची इंद्रसभा लगइ ।
लावण्यसमय कहि विमल तूह, कित्ति त्रिभोवनि झगमगइ॥७८॥

---

પગના તળાં કંકુ જેવાં લાલચોળ છે, હૈયું હર્ષથી ભરેલું છે અને ગાલ હસતા છે.

૭૭. શ્રીએ ઉલ્લાસથી પાણી આપ્યું અને બહુ માનથી તેમને આવકાર આપ્યો. પાંચસો ભાટ હારમાં ઉભા રહીને વિમળનાં કવિત બોલવા લાગ્યા.

૭૮. આ તરફ કીર્તિ કયાં સુધી જોઈ? ઉત્તર દિશા અને તેની આગળ સુધી. આ તરફ કીર્તિ કયાં સુધી ? પૂર્વમાં અખંડ આગળ વધતી ( કોઈ ઠેકાણે અટકી બેઠેલી નહિ–નજર પહોંચી શકે નહિ ત્યાં સુધી). આ તરફ કીર્તિ કયાં સુધી ? પશ્ચિમસમુદ્રની પેલી તરફ. આ તરફ કીર્તિ કયાં સુધી ? દક્ષિણમાં દિગંતર ( દિશાના અંત સુધી ).

धराणि ठविउ धन येणि, तेणि उआरि न खद्धउ ।
उआरि न खद्धउ येणि, तेणि घण दांन न दिद्धउं ।
दांन न दीद्धउं येणि. तेणि पहु पुण्य न कीद्धउं ।
पुण्य न किद्धउं येणि, तेणि फल किंपि न लद्धउं ।
खद्ध, दिद्ध फललद्ध, तेणि धन मंदिरि तत्तं वसइ ।
लावण्यसमय कहि तेणि गुणि, विमल कित्ति त्रिभोवनि वसइ॥७९॥
इक्कदम्म कु देइ, त्याइ पुण चिहु दिशि चाहइ ।
इक्कदम्म कु देइ. तेवि उद्धारइ वाहइ ।
इक्कदम्म कु देइ. सोइ घण कित्ति करावइ ।
इक्कदग्म कु देइ, आप आपिइं गुण गावइ ।

---

પાતાળમાં શેષનાગ કીર્તિ કરે છે, અને ઉંચે ઇંદ્રસભા સુધી છે. લાવણ્યસમય કહે છે વિમળ' ત્રિભુવનમાં તારી કીર્તિ ઝગમગે છે.

૭૯. જેણે ધન દાટી મૂક્યું તેણે પેટે પણ ખાધું નહિ. જેણે પેટે ખાધું નહિ તેણે દાન પણ દીધું નહિ. જેણે દાન પણ કર્યું નહિ તેણે કંઈ પુણ્ય પણ કર્યું નહિ અને જેણે પુણ્ય પણ કર્યું નહિ તેણે કંઈ ફળ પણ મેળવ્યું નહિ. લાવણ્યસમય કહે છે કે, ખાધું, દાન કર્યું, અને પુણ્યફળ મેળવ્યું તેટલુંજ ધન ઘરમાં રહ્યું સાર્થક છે, એવું માન્યાથી વિમળની કીર્તિ ત્રિભુવનમાં વિસ્તરી.

प्रासाद कज्जि अर्बुद शषरि, सोबिन टंका गालीइ ।
लावण्यसमइ कहि विमलनी ति, कित्ति सुअण संभालीइ ॥८०॥
यौवन वय अंबावि, शील सव्वपाणि तुट्ठी ।
विकट वग्ध वशि करिउ, माल मेहलिउ करि मुट्ठी ।
बंभणीउ करि बंदि, जित्त बारह सुरताणह ।
चिहु दिशि वाहिया दंड, जिते त्रिहु षंडे आणह ।
प्राग्वाटवंश नीनग लहिग, वडु ति वीर सुतन वरइ ।
लावण्यसमइ कहि तेणि गुणि, विमल कित्ति त्रिभोवनि वरइ॥८१॥

---

૮૦. કોઈ એક દ્રમ (દામ) આપે તો તે ચારે તરફ જુવે છે (ઘણો વિચાર કરીને આપે છે), કોઇ એક દ્રમ આપે તો તે નામે લખીને વ્યાજ ગણે છે, કોઇ એક દ્રમ આપે તો તેટલામાં પણ પોતાની મોટી કીર્તિ ગવરાવે છે, કોઇ એક દ્રમ આપે તો પોતે પોતાના ગુણ ગાય (પોતે બહુ દયાળુ ને દાનશીલ છે એમ કહે) છે, લાવણ્યસમય કહે છે કે, અર્બુદ શિખરે પ્રાસાદને માટે જેણે સુવર્ણ ટંકા (સોનામહોરો) ગળાવ્યા, તેવા વિમળની કીર્તિ સજ્જનો કેમ ન સંભારે ?

૮૧. યૌવન વયમાં પોતાના શીલ અને સત્યવ્રતથી અંબાજીને સંતુષ્ટ કરી, જેણે વિકટ (આકરો) વાઘ વશ કર્યો, મોટા મલ્લને હરાવ્યો, ત્રણે ખંડમાં જીત મેળવીને પોતાની આણ વર્તાવી, ચારે દિશામાંથી દંડ (ખંડણી) લીધા,

# ચુપૈ.

कही कवित भट पाछा वलि, माता मंत्रि गया गिरि वलि ।
आवइ मंत्रि आवेशूं वली, तुम दरशणि अम पूगी रली॥८२॥
मंत्रीसर पुहतां छि तिहां, गया मंत्रि घर मेल्ही इहां ।
घर घरणिइ वलणिइ. नवि-होइ.एह वात जांणइ सहू कोइ॥८३॥

---

લાવણ્યસમય કહે છે કે પ્રાગ્વાટ વંશના નીનગ, લહિરની પેઢીમાં વીરના મહાન્ સુપુત્ર વિમળના એ ગુણોને લીધે તેની કીર્તિ ત્રિભુવનમાં ફેલાઇ.

૮૨. કવિત કહીને ભાટ પાછા વળવા લાગ્યા. (તેમણે કહ્યું,) માતા મંત્રી 'ગિરિ' (પર્વત ઉપર) ગયા છે તો તે આવશે ત્યારે વળી અમે આવીશું; તમારાં દર્શન થયાં એટલે અમે સંતુષ્ટ થયા.

૮૩ થી ૮૫. (શ્રીએ કહ્યું,) મંત્રીશ્વર ત્યાં ગયા છે, પણ ઘર અહીં મૂકી ગયા છે. 'ગૃહિણી એજ ઘર' એ વાત સૌ કોઈ જાણે છે. ગૃહિણી મરે તો ઘરભંગ થાય, જો કે ઘરના થાંભલા જેમનાતેમ રહે અને વાંસ પણ જેવા ને તેવાજ હોય [તો પણ સ્ત્રી મરતાં ઘરભાગ્યું' એમ કહેવાય]. પુરૂષની સાથે સ્ત્રી હોય તોજ ઘરબારી કહેવાય. જ્યાં સ્ત્રી

---

÷ न गृहं गृहमित्याहुर्गृहिणीं गृहमुच्यते (ઘરને ઘર કહેતા નથી, ગૃહિણીને ઘર કહે છે.)

घरणि मरणि हुइ घरभंग, आषा वांस थंभ थिर चंग ।
पुरुष सरीसी नारी होइ, सघरबार बोलाइ सोइ ॥ ८४ ॥
जिहां नारी तिहां मंदिर सही, नर विण अधिक दांन मइ नही।
×सीरामणी करी तुह्मे वलु, वहिला मंत्री सरनि मिलउ ॥८५॥
चित्रसालि मांडिआं बइसणा, मोविन थाल ते सोहामणां ।
ऊपरि मोतीलग चंद्रुआ, भातिइं ठांमि ठांमि जूजूआ ॥८६॥
पंचसयां बिइठा परिवारि, प्रीसइ विमलनरेश्वरनारि ।
कहनइ भाणइ न करइ फेर, सोवन शेर रूप दोशेर ॥८७॥
शेर कनक ते कीधु कूर, उज्जल रूप यशूं दधिपूर ।
भट्ट पंचसइ के दक्षणी, श्री प्रीसइ छइ सीरामणी ॥ ८८ ॥
पातिइं बिठा अतर करइ, ते पापी दुर्गति अवतरइ ।
नान्हां मोटां ये पकवान, अंतर आणी प्रीसइ धांन ॥ ८९ ॥
अंतरि नाहाना मोटा मान, अंतरि आपइ फोफल पांन ।
अंतर करइ सगु अणसगु, ते पापी मांहिइं मूलगु ॥ ९० ॥
ते प्रीसी श्री गहिआं टली, क्षण अधक्षणि तव आव्या वली
वहिला थाउ म लाउ वार, भाणइ हजी तेतलइ भार ॥ ९१ ॥
माता तिइं प्रीसीउं छइ तिशउं, जेणइ दीटइ हीअडूं हशिउं ।

---

છે ત્યાં ઘર છે, પુરૂષ વગર મોટું દાન કરવાનું ન બને, પણ તમે શીરામણી કરીને પછી મંત્રીશ્વરને મળવા જાઓ.

---

× કાઠિયાવાડમાં જમવાને બદલે 'સીરામણી' બોલવાનો રિવાજ છે.

सांभलतां सुष हुइ कांनि, लोचन ठरीआं अमी समांनि ॥९२॥
दारिद्रा शारि पडीउ दंड, षातां षोट न थाइ षंड ।
नाहाना फीटी थैइ वडा, पडइ दंत थाइ कडकडा ॥९३॥
मुह मरडी श्री बोलइ रली, तुम पाहिइं घरनारि भली ।
परिघारि तेडी यमवा जाइ, नाह्नां छोहरां आडां थाइ ॥९४॥
एक कडिइं एक हीडइ तडिइं, सवि प्रीछवइ सूषडी वडइ ।
परघरि यमवा विटी माइ, नाहानां छोरु हीआडि थाइ ॥९५॥
ऊसारइ लाड्डू पकवान, माइ यमइ अधिकेरूं धांन ।
ईणइ किमइ भाजइ भूषडी, घरि छोरूं हुशि सूषडी ॥९६॥

---

૮૯ થી ૯૬. ચિત્રશાળામાં આસન નંખાવ્યા. મોહુા મણા સોનાના થાળ મૂકયા. માથાપર મોતીની ઝુલવાળા ભાત ભાતના ચંદ્રવા બાંધ્યા છે. પાંચસેનો સમૂહ પંગતે બેઠો ને વિમલેશ્વરનાં પત્નીએ પીરસવા માંડ્યું કોઇને ભાણે ભાણાઅંતર કરે નહિ. શેર સોનું ને બશેર રૂપું (એવું કીંમતી ભોજન બનાવ્યું). ઉજળો દૂધ જેવો શેર સોનાની કીંમતનો ભાત કર્યો. પાંચસેં ભાટોને ચતુર શ્રી ભોજન પીરસે છે. પંક્તિએ બેઠેલામાં જે પાપી ભાણાઅંતર કરે તે દુર્ગતિ પામે. નાનાં મોટાં પકવાન્ન કે ધાન્ય ભાણાઅંતર કરી પીરસે, નાના મોટાનો વેરોઆંતરો કરે, માનવાળાને બીજા વચ્ચે વેરોઆંતરો કરે, વેરોઆંતરો રાખી પાનસોપારી આપે, સગા નહિસગા

घरणि मरणि हुइ घरभंग, आषा वांस थंभ थिर चंग ।
पुरुष सरीसी नारी होइ, सघरबार बोलाइ सोइ ॥ ८४ ॥
जिहां नारी तिहां मंदिर सही, नर विण अधिक दांन मइ नही।
×सीरामणी करी तुह्मे वलु, वहिला मंत्री सरनि मिलउ ॥८५॥
चित्रसालि मांडिआं बइसणा, सोविन थाल ते सोहामणां ।
ऊपरि मोतीलग चंद्रुआ, भातिइं ठांमि ठांमि जूजूआ ॥८६॥
पंचसयां बिइठा परिवारि, प्रीसइ विमलनरेश्वरनारि ।
कहनइ भाणइ न करइ फेर, सोवन शेर रूप दोशेर ॥८७॥
शेर कनक ते कीधु कूर, उज्जल रूप यशूं दधिपूर ।
भट्ट पंचसइ के दक्षणी, श्री प्रीसइ छइ सीरामणी ॥ ८८ ॥
पातिइं बिठा अंतर करइ, ते पापी दुर्गति अवतरइ ।
नान्हां मोटां ये पकवान, अंतर आणी प्रीसइ धांन ॥ ८९ ॥
अंतरि नाहाना मोटा मान, अतरि आपइ फोफल पांन ।
अंतर करइ सगु अणसगु, ते पापी मांहिइं मूलगु ॥ ९० ॥
ते प्रीसी श्री गहिआं टली, क्षण अधक्षणि तव आव्या वली
वहिला थाउ म लाउ वार, भाणइ हजी तेतलइ भार ॥ ९१ ॥
माता तिइं प्रीसीउं छइ तिशउं, जेणइ दीठइ हीअडूं हशिउं ।

---

છે ત્યાં ઘર છે, પુરૂષ વગર મોટું દાન કરવાનું ન બને, પણ તમે શીરામણી કરીને પછી મંત્રીશ્વરને મળવા જજો.

---

× કાઠિયાવાડમાં જમવાને બદલે 'સીરામણી' બોલવાનો રિવાજ છે.

सांभलतां सुष हुइ कांनि, लोचन ठरीआं अमी समांनि ॥९२॥
दारिद्रा शारि पडीउ दंड, षातां षोट न थाइ षंड ।
नाहाना फीटी थैइ वडा, पडइ दंत थाइ कडकडा ॥९३॥
मुह मरडी श्री बोलइ रली, तुम पाहिइं घरनारि भली ।
परिघारि तेडी यमवा जाइ, नाह्वां छोहरा आडा थाइ ॥९४॥
एक कडिइं एक हीडइ तडिइं, सवि प्रीछवइ सूषडी वडइ ।
परघरि यमवा विटी माइ, नाहानां छोर हीअडि थाइ ॥९५॥
उसारइ लाडू पकवान, माइ यमइ अधिकेरूं धान ।
ईणइ किमइ भाजइ भूषडी, घरि छोरूं हुशि सूपडी ॥९६॥

---

૮૯ થી ૯૬. ચિત્રશાળામાં આસન નંખાવ્યાં. મોહા મણા સોનાના થાળ મૂકયા. માથાપર મોતીની ઝુલવાળા ભાત ભાતના ચંદ્રવા બાંધ્યા છે. પાંચસેનો સમૂહ પગતે બેઠો ને વિમલેશ્વરનાં પત્નીએ પીરસવા માંડ્યું. કોઇને ભાણે ભાણાઅંતર કરે નહિ. શેર સોનું ને ૭.શેર રૂપુ (એવું કીંમતી ભોજન બનાવ્યું). ઉજળો દૂધ જેવો શેર સોનાની કીંમતનો ભાત કર્યો. પાચસેં ભાટોને ચતુર શ્રી ભોજન પીરસે છે. પંક્તિએ બેઠેલામાં જે પાપી ભાણાઅંતર કરે તે દુર્ગતિ પામે. નાનાં મોટાં પકવાન્ન કે ધાન્ય ભાણાઅંતર કરી પીરસે, નાના મોટાનો વેરોઆંતરો કરે, માનવાળાને બીજા વચ્ચે વેરોઆંતરો કરે, વેરોઆંતરો રાખી પાનસોપારી આપે, સગા નહિસગા

सोविन रूप जि के वावरिउं, घरि छोकरां सूषडी करिउं ।
गांठिइं बंधावइ श्रीसती, पछइ परीसइ सवि रसवती ॥९७॥
आगइ इशी न दीठी हती, भट्ट यमाडया ते रसवती ।
यमी करी उठ्या रंगरोल, दीधां फोफल पांन तंबोल ॥९८॥
षाट थाट जिहां हींडोलाट, सुषिइं जई वीसमीया भाट ।
संतोष्या सनमांन्या घणउं, ठारिउं चिंत चतुरि आपणउं ॥९९॥

---

ગણીને વેશેઆતરો કરે, એ સર્વ ખરેખરા પાપી છે બધા પદાર્થ સૌને સરખા પીરસીને શ્રી થોડીવાર આઘી ખસી ગઈ, પછી થોડી થોડીવારે આવીને ખબર લેવા લાગી. 'હજુ તો બધું જેમનું તેમ પડ્યું છે, આટલું જલદી જમી જાઓ. ધીમે ધીમે કેમ જમો છો ?'' (એમ કહેવા લાગી) (ભાટોએ કહ્યું), માતા, તમે એવું પીરસ્યું છે કે જે જોઇને અમારૂ અંતઃકરણ પ્રફુલ્લ થઈ ગયું છે, જે ભોજનની વાત કાને સાંભળતાં આનંદ ઉપજે તે અમૃત જેવું ભોજન જોઇને અમારી આંખ ઠરી છે. દારિદ્રી (નિર્ધન)ને માથે દંડ ભરવાનો આવી પડ્યો હોય ને તે પૂરો થાય નહિ, તેમ અમારાથી આ ભોજન ખાતાં ખુટતું નથી. બહુ મીઠાશ અને ઠંડકથી દાંત કળી પડે છે, જેથી જુવાન મટીને ઘરડા (દાંત પડી જાય તો) થઈ જઇશું એમ લાગે છે. હસીને શ્રીદેવીએ કહ્યું, મરદના કરતાં તો ઘરની સ્ત્રી સારી (કે છોકરાંને સાથે લીધા વગર કંઈ જમવા જાય નહિ). પારકે ઘેર જમવા તેડી હોય ને તે જાય તો નાનાં

माहोमांहिइं करइ विचार, कि ए ब्रह्मा कइ किरतार ।
कइ ए विष्णु कर्ण दातार, कि ए ईश्वरनु अवतार ॥१००॥

---

બાળક સાથે આવવાની આડાઈ કરે. એકને કેડે બેસાડે, એકને આંગળીએ વળગાડે, અને એમ બધાં છોકરાંને સાથે લઇને જાય. ત્યાં બધાંને સુખડી (મિષ્ટાન્ન) પીરસાવે. મા પારકે ઘેર જમવા બેઠી હોય તો ત્યાં પણ નાનાં છોકરાં એને ગળે વળગે ( સાંભરે ), ને લાડુ, પકવાન્ન રાખી મૂકી ધાન્ય (દાળભાત) વધારે ખાય. ઘેર છોકરાં કોણ જાણે શું ખાતાં હોય ને માબાપ મિષ્ટાન્ન ખાવા બેસે તે કેમ ભાવે ? (તમે છોકરાં સાથે લાવ્યા નથી માટે તમને ભાવતું નથી). સોનારૂપાની કીંમતનાં જે પકવાન્ન કર્યાં હતાં તે ભાટનાં બાળકોને માટે શ્રીએ ભાટોને ગાંઠે બંધાવ્યાં અને પછી તેમને રસોઇ [ રાંધેલી વાનીઓ ] પીરસી ભાટોએ આગળ કદી જોયા ન હોય એવા રસવાળા પદાર્થ જમાડયા. સારી પેઠે તૃપ્ત થઇને ખુશી થતા ભાટ ઉઠયા એટલે તેમને પાનસોપારી આપી. પછી જ્યાં હીંદોળાખાટ વગેરે સુખાસનો હતાં ત્યાં જઈ તેમણે વિશ્રાન્તિ લીધી. તેમને લાગ્યું કે આપણને સારી પેઠે સંતુષ્ટ કર્યા, ઘણું સન્માન કર્યું, ચતુરાએ આપણું અંતર ઠાર્યું.

૧૦૦ થી ૧૦૮. તેઓ માંહોમાંહે વિચાર કરવા લાગ્યા કે આ તે બ્રહ્મા કહેવાય કે કિરતાર ( કર્ત્તા ) કહે-

इग्ग विमल ते मुणीउ कांनि, तेह घरि नारि नही सामानि ।
श्रीइ ये हित कीधूं सदा, जनममांहि नवि दीठउं कदा ॥१॥
ये मोकलामण नवि त्रेवडी, ते श्रीइ कीधी केवडी ।
जेहनूं यहवूं लीजइ दांन, तेहनू तेहवूं कीजइ वांन ॥२॥
दांनमांनि कीरति नवि करइ, वीसारइ पुहतु घरपरइ ।
पडइ नरगि नइ थाइ रणी, घणी वात छइ कीरति तणी ॥३॥
मेघ सूरतरूअर दातार, मायबाप गुरु धर्माधार ।
तिसी वस्तु नहीं महीअल माहि, ये नर आपी ऊरण थाइ ।

---

વાહ! આ તે શિવ વિષ્ણુનો અવતાર કહેવાય કે દાતાર કર્ણ કહેવાય! વિમળ જેમ કીર્તિવંત છે તેમ તેના ઘરમાં સ્ત્રી પણ કંઇ જેવી તેવી નથી. આપણે જન્મમાં કદી જોયું નહોતુ એવું બધું એણે આપણે માટે કર્યું છે. છોકરાં ને માટે ખાવું મોકલાવવાની જે નવી રીત એણે કરી તેમાં પણ કેટલું બધુ આપ્યું? જેનું જેવુ દાન લઇએ તેવી તેની શોભા કરવી જોઇએ. દાન લે તેપ્રમાણે કીર્તિ કરે નહિ અને પોતાને ઘેર જઇને દાતારને ભૂલી જાય તે નરકમાં પડે અને દાતારનો ઋણિ થાય. કીર્તિની વાત મોટી છે. મેહ, કલ્પતરૂ, દાતાર, માબાપ, ગુરૂ, ધર્મસંસ્થાપક, એમના જેવું જગત્માં બીજું કંઈ નથી. એમની કીર્તિ કરવાથીજ ઋણમુક્ત થઇ શકાય. દાન કર્યું તે પ્રમાણે કીર્તિ કરો.

दांन समांणि कीरति करु, शीरामण छलि कीधु वरु ।
गर्व न आणिउ जेणिइ रती, परु धर्म जाणइ जिनमती ॥५॥
तुठी अंबा लद्ध प्रसाद, पुत्र पषइ मागिउ प्रासाद ।
पट्टणनगरि जि के जिहां वसइ, धर्मपुत्र आपणि पांचसइ ।
वेटा ते ये राषइ नांम, कीरति तणां जगाडइ ठांम ।
तु बेटानु साचु मोह, मातपिता वडावइ सोह ॥ ७ ॥
जां आपणउं रहइ संतांण, तां विमलश्री कीर्ति निधान ।
प्रहि ऊटी आसीस विक्षात, देवी विमलश्री सुप्रभात ॥ ८ ॥

---

ભોજનમાં એણે કેટલો મોટો ખર્ચ કર્યો? આપણું સન્માન કરવામાં એણે રતિભાર અભિમાન રાખ્યું નથી. જૈનધર્મીઓ ખરો ધર્મ સમજે છે. અંબાજીએ તુષ્ટમાન થઈને વરદાન આપ્યું તો પુત્રને બદલે પ્રાસાદ કરાવવાનું માગ્યું! આપણે પાંચસેં પાટણમાં અથવા બીજે જ્યાં જ્યાં વસતા હોઈએ ત્યાં ત્યાં એમના ધર્મપુત્ર છીએ. પુત્ર તેજ કે જે બાપનું નામ રાખે અને બાપની કીર્તિમાં વધારો કરે. પુત્રનો મોહ રાખ્યો ત્યારેજ ખરો કે જ્યારે પુત્ર માતાપિતાની શોભામાં વધારો કરે. જ્યાં સુધી આપણો વંશ ચાલતો રહેશે ત્યાં સુધી વિમળ અને શ્રીની કીર્તિ ગવાતી રહેશે. દરરોજ સવારમાં ઉઠીને આશીર્વાદ દેશે કે "વિમળ અને શ્રીદેવીને સુપ્રભાત હો".

कहइ लावण्यसमइ संसारि, नारि वडी नरपति अवधारि ।
नारी कहीइ घरशणगार, नारि विना म हयो भर्तार ॥ ९ ।
आवइ नर को आशा धरइ, नारी विण नर ऊत्तर करइ ।
आगलि पाछलि पूरइ ठांम, पही परहुणइ राषइ नांम ॥१०
नर दुषीइ घरनारी दुषी, नर सुषीइ घरनारी सुषी ।
जाता जीवी मेहलइ हाथि, नारि विना को नावइ साथि॥१
नर पुहचइ पुर पट्टण भणी, पूठिइं नारि रहइ आपणी ।
जु ऊठी जाइ मालवइ, तु महिला मंदिर जालवइ ॥ १२

---

૮ થી ૨૬. લાવણ્યસમય કહે છે કે સંસારમાં ે
ટા મોટા રાજાઓ સુદ્ધાં સર્વને જન્મ આપનારી સ્ત્રી શ્રે
છે. નારી ઘરનો શણગાર છે. ભર્તાર સ્ત્રી વગરનો ન હો
કોઇ માણસ આશા ધરીને આવે પણ સ્ત્રી ન હોય
પુરૂષ તેને જવાબ દઇને પાછો વાળે. પુરૂષની હાજ
ગેરહાજરીમાં સ્ત્રી તેની જગા સાચવે અને પરોણાપાઇ
આબરૂ પણ એજ વધારે. પુરૂષના દુઃખે દુખી અને સુખે સુ
તે સ્ત્રીજ છે. પુરૂષની પાછળ પોતાનો પ્રાણ અર્પણ કર
ર તે એજ છે. સ્ત્રી વગર બીજુ કોઇ સાથે આવ
(સાથે બળીમરતું) નથી. પુરૂષ ગામપરગામ જાય
સ્ત્રી ઘર સંભાળે, પુરૂષ ઉઠી જાય (દેવાળું કાઢે)
માળવે (પરદેશ) જાય તો સ્ત્રી (દુઃખ ૦

परव परहुणउ ते पालवइ, आविउ अवसर ते जालवइ ।
येहनइ घरि नारी हुइ सदा, ते घर ऊवस नु हुइ कदा ॥१३॥
जु घरि सुंदरि तु हुइ शोभ, लेवइ देवइ रहीइ थोभ ।
वेलां भोजन वेलां भोग, वेलां लाभइ सवि संयोग ॥ १४ ॥
नारी विण नर उभांषरु, को घरमांहि न तेडइ अरहु ।
नारी विण नर अवगुण कोडि, कोइ म देयो नारी षोडि॥१५॥
उत्तम नर हूआ संसारि, ते ÷त्रिसट्ठिइ माता नारि ।
नारी लक्ष्मी पद्मावती, नारी चक्केसरि सरसती ॥ १६ ॥

વેઠીને પણ ) ઘર સાચવે. આવ્યું ગયું પર્વ કે પરોણો સ્ત્રી પાલવે. સારો માઠો અવસર આવે તો તે સ્ત્રી સાચવે. જેને ઘેર સદા સ્ત્રી હોય તે ઘર કદી ઉજડ ન થાય. જો ઘરમાં સુંદરી હોય તોજ ઘરની શોભા. લેવડદેવડમાં આબરૂ પણ સ્ત્રી હોય તોજ સચવાય. વખતસર ખાવાનું, વખતસર સુખભોગ, અને વખતસર જોઇતું સર્વકંઈ સ્ત્રી હોય તોજ મળે. સ્ત્રી વગરના વાંઢાને કોઇ પોતાના ઘરમાં પણ બોલાવે નહિ સ્ત્રી વગરના પુરૂષમાં હજારો અવગુણ છે, માટે કોઈ સ્ત્રીને વખોડશો નહિ. સંસારમાં ઉત્તમ પુરૂષો થયા તે ત્રેસઠેની માતા સ્ત્રી છે. લક્ષ્મી અને પદ્માવતી એ પણ સ્ત્રીઓજ,

÷ ત્રિષષ્ઠીશલાકાપુરૂષ ( ત્રેસઠ આદર્શરૂપ પુરૂષો ). જૈનો ત્રેસઠ પુરૂષોને આદર્શરૂપ માને છે.

राम तणइ घरि सीतासती, नारि सुभद्रा राजीमती ।
हुई नारि सुलसा रेवती, गुणवंती गंगा गोमती ॥ १७ ॥

ब्रह्माघरि सावित्री कही, इश्वरि उमादेवि संग्रही ।
कृष्ण तणइ घरि सहस बत्रीस,नारि विना नवि जायो जगदीस॥१८॥

रन्नादे सरिसु रवि मोह, नारी विण नर न वडइ सोह ।
चंद्र तणइ घरि रोहिणि रही,गौतम नइ घरि अहल्या कही॥१९॥

इंद्र इंद्राणी सरिसा हूआ, देव न थाइ देवी जूआ ।
पंडवघरि पचाली जोइ, दवदती नलनृपघरि होइ ॥ २० ॥

---

ચક્રેશ્વરી અને સરસ્વતી એ પણ સ્ત્રીઓજ. રામને ઘેર સીતાસતી એ પણ સ્ત્રી અને સુભદ્રા તથા રાજીમતિ એ પણ સ્ત્રીજ. સુલસા, રેવતી, ગુણવંતી, ગંગા, ગોમતી એ પણ બધી સ્ત્રીઓજ હતી. બ્રહ્માનેઘેર સાવિત્રી છે, મહાદેવે ઉમયાદેવી રાખ્યાં છે અને કૃષ્ણને ઘેર છત્રીસ હજાર સ્ત્રીઓ છે તીર્થંકર પણ સ્ત્રી વગર જન્મ્યા નથી. સ્ત્રી વગર કોઈની શોભા વધે નહિ. રન્નાદે ઉપર સૂર્ય મોહ્યા છે, ચંદ્રને ઘેર રોહિણી છે, ગૌતમને ઘેર અહલ્યા કહેવાય છે, ઇંદ્ર ઇંદ્રાણી સાથે રહે છે અને બધાએ દેવ દેવીઓથી જૂદા પડતા નથી. પાંડવને ઘેર પંચાળી હતી અને નળને ઘેર દમયંતી હતી. વિવાહ, વૃદ્ધિ, અને મોટા આનંદ

वीह्वा वृद्धि वडेरा जंग, नारी विण नवि तेहवा रग ।
जु रूडी रामा घर मांहि, दीठइ लोचन टाढा थाइ ॥ २१ ॥
नारी कहाइ उत्तम षेत्र, परणीनि पहिर्यां पानेत्र ।
जां जीवइ तां सरशी रहइ, वेदन भूष दुष सवि सहइ ॥२२॥
छोरू सवि साचवणी योग, गुरु वसु जनम सकल संयोग ।
करइ काज घर तणां अषंच, स्त्रीवेलिइ फल लागइं पंच ॥२३॥
पालइ धर्म सदा पतिव्रता, बोलइ बोल जि मीठा मता ।
आवइ रोग निअ तन दहइ, राति दिवस ते पासइ रहइ॥२४॥

---

ઉત્સવ એ સ્ત્રી વગર શોભતાજ નથી. જો ઘરમાં ઉત્તમ સ્ત્રી હોય તો તેને જોઈને આંખ ઠરે છે. જેણે પરણીને પાનેત્ર પહેર્યું છે, તે સ્ત્રી ઉત્તમ ક્ષેત્ર છે. ભૂખ, દુઃખ, વેદના સર્વ સહન કરીને જીવતા સુધી સાથે રહે, છોકરાં ઉછેરે, વૃધ્ધજનોની ચાકરી કરે, પૈસા સંભાળે, સંયોગે સંપૂર્ણ સુખદાયક થાય, બાળકને જન્મ આપે, અને નિરંતર ઘરનું કામ કરે. સ્ત્રી વેલીએ પાંચ ફળ લાગે છે. સદા પતિવ્રત ધર્મ પાળે, મીઠી મધ જેવી વાણી બોલે, પતિને રોગ થયો હોય તો તેના દુખે પોતાનું શરીર સુકવી નાખે અને મંદવાડમાં રાત દહાડો–અખંડ પાસે રહે. નમ્રતા વાળી, સહનશીલ, અનેક ગુણોની ખાણ, વંશની વિશુધ્ધી સાચવનારી, સેવા કરનારી, અને અનુપમ શય્યાસુખ

नमणी षमणी बहु गुणधरि, वंश विशुद्धी सेवा करइ ।
राती रामा प्रि(य)नइ रंगि, अविचल सुष ऊपाइ अंगि ॥२५॥

नारि पषइ नर नहीं सुष आस, नारि पषइ नहीं मंदिरवास ।
नारि पषइ नर पुण्य न वृद्धि, नारि पषइ नर नहीं परसिद्धि॥२६॥

कहइ लावण्यसमइ मुनि हशी, निर्मल नारी मंदिरि वशी ।
विमलश्री सुप्रभाति चरित्र, श्री नामइं नीपनुं पवित्र ॥२७॥

रहिया भाट राष्या तां लगइ, आव्या मंत्रि विमल जां लगइ ।
कनक कोडि तव कीधी मया, संतोष्या सवि मंदिरि गया॥२८॥

---

આપનારી તે સ્ત્રી છે. સ્ત્રી વગર પુરૂષ સુખની આશા રાખી શકે નહિ, સ્ત્રી વગર ઘરબાર શૂન્ય જેવાં, સ્ત્રી વગર પુરૂષના પુણ્યનો વધારો થાય નહિ, અને સ્ત્રી વગર પુરૂષની ખ્યાતિ પણ નહિ.

૨૭. લાવણ્યસમય મુનિ હસીને કહે છે કે વિમળના ઘરમાં પવિત્ર સ્ત્રી હતી તોજ તેનું ચરિત્ર ચશરવી નીવડયું અને વિમળનું આ પુણ્યપ્રદકાવ્ય પણ શ્રીદેવીના નામથીજ પવિત્ર થયું.

૨૮. વિમળમંત્રી આવ્યા ત્યા સુધી શ્રીદેવીએ ભાટને રાખ્યા. વિમળે સર્વને સુવર્ણદાન આપ્યું ને સર્વ સંતુષ્ટ થઇ પોતપોતાને ઘેર ગયા.

करइ राज टालइ अन्याय, सेवइ जिनवर सहिगुरु पाय।
विमलश्री घरि रिधि न मणा, सुषसागरि झीलइ बे जणां ॥२९॥
पामी सरसति देवि पसांइ, गायउ मंत्रि विमल नरराय।
रचिउ रास ते कुण कविराज, केणइ थानकि किम प्रगटिउ आज।३०।
गूजर देस देस नवरंग, पट्टण नगर प्रसिद्धउं चंग।
संघ मुष्य श्रीमाली मंग, करइ पुण्य जगि मोटा यंग ॥ ३१ ॥
दीइ दांन व्यवहारी वादि, तिहांथा आव्या अमदावादि।
त्रिणि पुत्र तस कुलश्रृंगार, प्रथम पुत्र शीधर सुविचार ॥३२॥

---

૨૯. વિમળ રાજ કરતાં અન્યાયનું નિવારણ કરે છે અને જિનવર તથા સદ્ગુરૂની સેવા કરે છે. રિદ્ધિની તેમને ઘેર મણા નહોતી. વિમળ અને શ્રીદેવી બેઉ સુખસાગરમાં ઝીલતાં રહ્યાં.

૩૦. સરસ્વતી દેવીની પ્રસાદી (કૃપા) પામીને નરરાજ વિમલમંત્રી ગયો. રાસ કયા કવિરાજે રચ્યો? કયા સ્થાને રચ્યો અને કેમ પ્રકટ થયો તે સાંભળો.

૩૧ થી ૪૬. **ગ્રંથકર્તા**—રળિયામણા ગુજરાત દેશમાં સુંદર પાટણનગર પ્રસિદ્ધ છે. શ્રીમાળી સંઘમાં મંગ (મંગળદાસ ?) અગ્રગણ્ય અને મહા પુણ્યવંત પુરૂષ હતા. દાન કરવામાં તે બીજાઓ સાથે સ્પર્ધા કરતા હતા, તે પાટણથી અમદાવાદમાં રહેવા આવ્યા. તેમના કુળના શણગારરૂપ ત્રણ પુત્ર થયા. તેમાં મોટા પુત્ર સદ્વિચારવાળા

अजदरपुरि कीधा आवास, झमकल देवी घरणी तास ।
च्यारि पुत्र तेहनइ जिनमती, पंचमपुत्री लीलावती ॥ ३३ ॥
वस्तुपाल जमलि जिणदास, त्रीजु बंधव मंगलदास ।
चतुर चंग चउथउ लहूराज, तेहनइ पुण्य सरीसूं काज ॥३४॥
धर्मशाल जिनमंदिर पाशि, समइरत्नगुरु तिहां चुमाशि ।
जनमयोग देषाडिउ यशइ, सहिगुरु हृदय विमांसइ तिशइ ॥३५॥
संवत १५२१ धिन्न, शके तेर ब्याशीउ प्रसन्न ।
पोष वदी दिन त्रीज पवित्र, आविउ अश्लेषा नक्षत्र ॥३६॥

---

શ્રીધર હતા. અજદપુરામાં તેમનો નિવાસ હતો અને ઝમકલ દેવી તેમનાં ધણીયાણી હતાં. તેમને જિનમતિ ચાર પુત્રો અને લીલાવતી નામની પાંચમી પુત્રી હતી. મોટા વસ્તુપાલ બીજા જીણદાસ, ત્રીજો ભાઈ મંગલદાસ અને ચોથો પુત્ર કેવળ પુણ્ય સાથેજ સંબંધ રાખનારો તેમજ ચતુર લહૂરાજ થયો. જિનમંદિર પાસે ધર્મશાળા હતી, ત્યાં સમયરત્નગુરૂ ચોમાસું રહ્યા હતા, તેમને આ પુત્રનો જન્મયોગ બતાવ્યો, જે જોઈને ગુરૂ મનમાં વિચાર કરવા લાગ્યા કે, સંવત્ ૧૫૨૧, શાકે ૧૩૮૨ પોષ વદિ ૩ ના શુભ દિવસે અશ્લેષા નક્ષત્રમાં, પાછલી રાતે, પ્રભાત પહેલાં નવ ઘડીએ, તુલા લગ્નમાં જન્મ થયો છે. મંગળ અને કેતુ પહેલા સ્થાનમાં સાથે રહેલાછે, વૃશ્ચિકનો બુધ બીજા સ્થાનમાં, રવિ ત્રીજામાં, મકરનો શુક્ર તે ચોથા સ્થાનમાં, કુંભના ગુરૂ અને શનિ તે પાંચમા સ્થાનમાં, મેષના રાહુ

घडी पाछिली जव नव राति, जन्म अर्क ऊगीउ प्रभाति ।
तुला लग्न सरिसु संकेत, मूरति मंगल जमलु केत ॥३७॥
वृश्चकि बुध रवि त्रीजइ रहिउ, शुक्र मकारि ते चउथइ कहिउ।
गुरु शनि कुंभि रह्या पांचमइ, मेषि राहु सोहइ सातमइ॥३८॥
दसमइ चंद रहिउ निज घरे, जन्मयोग जोइउ सहिगुरे ।
हृदयस्थलि रवि नक्षत्र वशिउं, सहिगुरि वचन प्रकासिउं इशूं ॥३९॥
सुणउ श्रेष्ठि होशि तप धणी, कइ ए जाशइ तीरथ भणी ।
कइ ए थाशइ मोटउ यती, वर विद्या होशइ दीपती ॥४०॥

---

સાતમા સ્થાને, અને દશમા સ્થાનમાં ચંદ્ર પોતાના ઘરમાં પડયો છે એ પ્રમાણેનો જન્મયોગ સદ્ગુરૂએ જોયો. હૃદય સ્થળે સૂર્ય પડેલો જોઇને સદ્ગુરૂએ કહ્યું કે, શેઠ સાંભળો, તમારો પુત્ર તપનો ધણી થશે, અથવા તે કોઇ તીર્થ કરશે. કાં તો મોટો યતિ થશે અને મહા વિદ્વાન્ થશે. ગુરૂના કહેવાથી માબાપને પગે લાગીને એ પુત્ર વૈરાગી થયો. સંવત ૧૫૨૯ના જેઠ સુદિ ૧૦ ને દિવસે પાટણમાં પાલણપુરી અપાસરામાં મોટા ઉત્સવ અને રંગરાગથી ગચ્છપતિ લક્ષ્મીસાગરસૂરિએ આનંદપૂર્વક દીક્ષા

गुरुवचने वइरागी थयु, माततात पय लागी रहिउ ।
जेठ शुदि दिन दसमी तणउ, उगण त्रीसइ उच्छव घणउ॥४१॥
पाटणि पाल्हणपुरी पोसाल, जंग हुइ चउपट चुसाल ।
दिइ दीक्षा अति आणंदपूरि, गच्छपति लषिमीसागरसूरि ॥४२॥
संघ सजन सहू साषी समइ, नाम ठविउं मुनि लावण्यसमइ ।
नवमइ वरसि दीषवर लीध, समयरत्नगुरिविद्या दीध ॥४३॥
सरसति मात मया तव लही, वरस सोलमइ वांणी हुइ ।
रचिआ रास सुंदर संबंध, छंद कवित चउपई प्रबंध ॥४४॥
विविध गीत बहू करियां विवाद, रचीया दीप सूरस संवाद ।
सरस कथन नही आली कवइ, मोटा मंत्रिराय रंजवइ ॥४५॥

---

આપી. સૌ સંઘ સમુદાયની સાક્ષીએ લાવણ્યસમય એવું નામ પાડયું. નવમે વર્ષે દીક્ષા લીધી. સમયરત્ન ગુરૂએ વિદ્યા આપી. સરસ્વતી માતાએ કૃપા કરવાથી સોળમા વર્ષમાં વાણી (કવિત્વ શક્તિ) ઉદ્ભવી. જેનાથી (મેં) છંદ, કવિત, ચોપાઈ અને ગદ્ય પદ્યવાળા સરસ રાસ રચ્યા. વળી અનેક પ્રકારનાં ગીત, રાગરાગણી અને સંવાદ રચ્યા. (મેં) રસવાળાં કથન કહ્યાં છે, પણ જુઠાં કાવ્ય કર્યાં નથી. મોટા મોટા મંત્રીઓ અને રાજાઓને પણ ખુશી કર્યા છે. ઘણા વિશાળ પ્રદેશમાં જેનો ઉપદેશ પ્રસર્યો છે અને જે ઉપદેશથી ઘણે ઠેકાણે દેહરાં તેમજ ઉપાશ્રય થયા છે. મોટા મોટા મીર (સરદાર) અને મલિક

जस ऊपदेस हवु सविशाल, बहु थानकि देहरां पोसाळ ।
मीर मलिक ते मांडइ विनइ, पंडित पद ते पंचावनइ ॥४६॥
सोहइ गण तपगच्छ शणगार, देस विदेशिइ करइ विहार।
सोरठ देशि रही गिरनारि, पुहता गुज्जर देस मझारि ॥४७॥
अणहिलवाडा पट्टण पाशि, मालसमुद्रि राहिआ चउमासि ।
बोल सकल संघिइ वीनविउ, विमलरास तेणइ कारणि कविउ॥४८॥
अट्ठसठानि आसो माशि, कीधउ पास जिणेसर पासि ।
मूल नक्षत्र निर्मल रविवार, पूरु विमलरास विस्तार ॥४९॥

---

(જમીનદારો–રાજા) જેને નમે છે, તેને (પોતાને) પંચાવન (સંવત્ ૧૫૫૫) ના વર્ષમાં પંડિતપદ મળ્યું. જે ગણિ તપાગચ્છના શણગારરૂપ શોભે છે, અને જે દેશ પરદેશમાં વિચરેછે, તે સોરઠ દેશમાં ગિરનારપર થઈને ગુજરાતમાં આવ્યા. અણહીલવાડ પાટણ પાસે માલસમુદ્ર (પાટણથી પશ્ચિમે પાંચ ગાઉપર 'માલસુંદ' ગામ છે તે હશે?)માં ચોમાસું રહ્યા. અહીંના સકળ સંઘે વિનવણી કરી, એથી વિમળરાસનું કવન કર્યું. સં૦ ૧૫૬૮ના આસો મહિનામાં પાર્શ્વનાથ જિનેશ્વરની પાસે, નિર્મળ [ સુદિ પક્ષ ] રવિવાર અને મૂળ નક્ષત્રમાં વિમળરાસનું વૃત્તાંત પૂરૂં કર્યું.

## वस्तु.

रास रचीउ रास रचीउ नवल नव षंडि ।
तस उप्पारि इक चूलिका, ध्यानि पास गबवीउ ध्यायु ।
विमल श्री वर्णन करिउं, सरस रास पदबंध गायु ।
संवत पंनरअठसठइ(१५६८) वड्ड रास विस्तार ।
ते प्रमाणि पूरुं चडिउं, मालसमुद्र मुझारि ॥५०॥

## चुपै.

पहिलू पोढी प्रथिवी जाणि, तेहथी मोटा मेघ वषांणि ।
तेहथी अधिका सागर सहे, कुंभजन्म ते अधिकु कवे ॥ ५१॥

---

૫૦. પાર્શ્વનાથનું ધ્યાન કરીને નવ ખંડનો સરસ રાસ અને તે ઉપર એક ચુલિકા રચી. આ રાસમાં વિમળ તથા તેની પત્ની શ્રીનું વર્ણન રસિક પદબંધ કરી ગાયું છે. સંવત્ ૧૫૬૮માં મોટા વિસ્તારવાળો આ રાસ માલ સમુદ્રમાં પરિપૂર્ણ થયો.

૫૧થી ૫૪ પૃથ્વી સર્વથી મોટી છે, મેહુ તેથી મોટો કહેવાય છે, મેહુથી સાગર મોટો કહેવાય છે, સાગરથી અગસ્તઋષિ મોટા કહેવાય છે, અગસ્તથી આકાશ મોટું છે, અને આકાશથી ચંદ્રસૂર્યના પ્રકાશ શ્રેષ્ઠ છે. એવા ચંદ્ર સૂર્ય જેના ચરણમાં જઈ વસે છે; અને જેનાં દર્શનથી

तेहथी वली वडूं आकाश, अधिका शशि रवि तणा प्रकाश ।
ते जेहने चलणै जै बसइं, तेणइ दीठइ त्रिभोवन उल्हसइ ॥९२॥
रचइ देव गिरूआ गढ त्रिणि, तिहां बइसइ प्रभु काहिवा पुण्य ।
ते तीर्थंकर त्रिभोवन तांम, सकल संध नइ करइ प्रणांम ॥९३॥
संघ वडु ये त्रिभोवन मांहि, कोइ नही मोटु तेह पांहि ।
तास कथनि मझ थयु उल्हास, रचीउ मंत्रि विमलनु रास ॥९४॥
विमलरास भणतां दुष जाइ, सुणतां सुष संपति अति थाइ ।
देह विमल नइ नयणां विमल, निर्मल तत्र कर्ण मुपकमल ॥९५॥

---

ત્રિભુવન ઉલ્લાસ પામે છે, તથા જે, દેવના રચેલા મોટા ત્રણ ગઢ ઉપર પુણ્ય પ્રવર્તાવવા બેસે છે, તે તીર્થંકરને અને ત્રિભુવનના સર્વ સંઘને (કવિ) પ્રણામ કરે છે. ત્રિભુવનમાં સંઘ સૌથી શ્રેષ્ઠ છે. એનાથી મોટું બીજું કોઈ નથી. સંઘના કથનથી મને ઉલ્લાસ થયો અને વિમળમંત્રીનો રાસ રચ્યો.

૫૫. થી ૫૮. વિમળરાસ વાંચતાં દુઃખ નષ્ઠ થશે અને સાંભળતાં સુખ સંપત્તિ મળશે. (રાસ વાંચનાર સાંભળનારનો) દેહ વિમળ થશે, દૃષ્ટિ પવિત્ર થશે, કર્ણ પવિત્ર થશે અને મુખકમળ પવિત્ર થશે. વિમળરાસ સાંભળતાં જયજયકાર થશે, અને ચાર મોટાં મંગળ પ્રાપ્ત થશે. હાથી, ઘોડા, રથ, અને અનેક સેવકો પ્રાપ્ત થશે, શરીરના સર્વ રોગ મુક્ત થશે, મેરૂરૂપી હસ્તકમળ

विमलरास सुणतां जयकार, लहीइ मोटा मंगल चार ।
गज रथ घोडां पायक कोडि, अंगि न आवइ एकू षोडि ॥५६॥
मेरूरूप करकमल विचार, दिनयर ते कुंकुम आकारि ।
शशिधर नालकेर अवतार, अभ्र थाल ते वृत्ताकार ॥५७॥
नक्षत्ररूपि अक्षत भरी, चंद्रतेज ते चंदन करी ।
ज्ञां वद्धावइ वसुहां नारि, जयु रास श्रीसंघ मझारि ॥५८॥
वात केतलइ आगइ हवी, केतां वचन कहियां केलवी ।
अधिके ऊणे लागां पाप, संघ समक्ष षमावूं आप ॥५९॥
हूं सवि मूरष मांहिइ धुरी, हीअडइ मति नही तेहवी षरी ।
जे अक्षर कविइ जागि जांण, ते सवि सरसति तणउं वषांण॥६०॥

---

દિનકર (સૂર્ય)રૂપી કંકુ, ચંદ્રરૂપી નાળિયેર, ગોળ આકાશરૂપી થાળ, નક્ષત્રરૂપી અક્ષત, અને ચંદ્રતેજરૂપી ચંદન લઇને વસુધા (પૃથ્વી)રૂપી સ્ત્રી જ્યાં સુધી વધાવતી કાયમ રહે, ત્યાં સુધી શ્રીસંઘમાં આ રાસ જયવંતો રહો.

૫૯. થી ૬૨. (આ ગ્રંથમાં વર્ણવેલી) ઘણીખરી વાત પહેલાં થઈ ગયેલી છે, તેમાંનાં કેટલાંક વચન કેળવીને કહ્યાં છે. એમાં વધારે ઓછું કહેવાયાનું જે પાપ લાગ્યું હોય તે સંઘ સમક્ષ હું ખમાવું (ક્ષમા માગું) છું. હું સર્વ મૂર્ખાઓનો શિરોમણિ છું, લાંબી હૈયાનીસૂઝ પણ નથી,

जे जाणइ जिनधर्माचार, जांणइ जीवनिगोदविचार ।
जे कवि जगि मोटा मझ थिका, हूं तेहना पयनी रेणुका ॥६१॥
अक्षर आघउ पाछउ रहिउ, जोतां जडतु झमक न कहिउ ।
ते सोधीनि ठवियउ ठाइ, कर जोडी कवि लागइ पाइ ॥६२॥
भूतप्रेत नाहसइ भय त्रास, गज रथ घारि घोडानी लास ।
पद्‌मिनि प्रेमिइं पूरी मिलइ, अंगाणि अरथ अचिंत्या फलइ ॥६३॥

---

જે કંઇ અક્ષર કવન કરાયો હોય તે સર્વ સરસ્વતીનો પ્રતાપ છે. જે જિનધર્માચાર જાણે છે, જે જીવની નિગોદ (ખાણુ-સંસારમાંથી મોક્ષે જાય તેટલા જીવ નિગોદની ખાણુમાંથી નવા આવે) નો વિચાર જાણે છે, અને જે કવિઓ મારાથી મોટા છે, તે સર્વના પગની હું રજ છું. અક્ષર આઘોપાછો કહેવાયો હોય અથવા જોઈતા ઝડઝમક મેળવાયા ન હોય, તો હાથ જોડી પગે લાગીને હું (કવિ) કહું છું કે તે સુધારીને વાંચજો.

૬૩. (આ પ્રબંધ વાંચનારને) ભૂતપ્રેત અને ભયત્રાસ થશે નહિ. હાથી ઘોડા અને રથની સુખ સાહેબી મળશે, પૂરા પ્રેમવાળી પદ્મિની મળશે અને ઘેર બેઠાં અણધાર્યા લાભ આવી મળશે.

*सुप्रभाति जिणसासण मांहि, सुप्रभाति गुणधर गणर य ।
गच्छि चुराशी ये ये यती, सुप्रभाति सघली महासती ॥६४॥
जे जे सकल सभा शणगार, सुप्रभात सविहुं दातार ।
सुप्रभाति ये धरमीराज, सुप्रभात सवि तीरथ आज ॥६५॥
सुप्रभात गायण गुणजांण, सुप्रभात कविराज वषांण ।
विमल नरेश्वर श्री घरनारि, सुप्रभात श्रीसंघ मझारि ॥६६॥

## दूहा.

दूहा छंद कवित मिली, भाषा विविध वचन्न ।
विमलरास अंके अछइ, तेरसया छप्पन्न ॥६७॥

૬૪ થી ૬૬. જિનશાસનમા સુપ્રભાત (ચઢતી કળા હો), શુભગુણધારક ગણધરને સુપ્રભાત હો, ચોરાશી ગચ્છમાં જે જે યતિઓ હોય તે સર્વને અને સર્વ મહા સતીઓને સુપ્રભાત હો, સભાના શણગારરૂપ સર્વ સજ્જનો અને સર્વ દાતારોને સુપ્રભાત હો, ઉત્તમધર્મનિષ્ઠ પુરૂષોને સુપ્રભાત હો, સર્વ તીર્થોને સુપ્રભાત હો, ગાયનના ગુણજ્ઞ લોકોને સુપ્રભાત હો, વ્યાખ્યાન કર્તા વિદ્વાનોને સુપ્રભાત હો, નરેશ્વર વિમળ અને તેની ગૃહિણી શ્રીદેવીને સુપ્રભાત હો, શ્રી સંઘમાં સર્વને સુપ્રભાત હો !

૬૭ થી ૬૯. દૂહા, છંદ અને કવિત વગેરે મળીને વિમળરાસમાં જે સર્વ ટુંકો કહી છે તે અંકે તેરસો

* આ 'સુપ્રભાત' અને અંગ્રેજીનુ 'ગુડ્મોર્નિંગ' એ બેઉને અર્થ એકજ છે. અંગ્રેજીમાં સામે મળનારા તરફ શુભ ભાવના પ્રદર્શિત કરવા તે શબ્દ વપરાય છે, અહી ને ભાવના આશીર્વાદ રૂપે વપરાય છે.

बत्रीशे अक्षरि थिको, बांधइ ग्रंथह मांन ।
*सत्तरशत लीहि अग्गला, एह ग्रंथनूं न्यान ॥६८॥
नवरंग नवला षंड, ते रचीउ रास अषंड ।
जे सुणत सवि संयोग, ये भणतलां लहीइ भोग ।
जे भणत लहीइ भोग भूतलि, भणंति मुनि लावण्यसमइ ।
कित्ति विमल वाणी विमल, विमल घरि रिधि वृद्धि रमइ ॥६९॥

इति श्री महामंत्रि मुकुट श्री विमलमंत्रि ब्रह्द्रासे पंडित श्री लावण्यसमइ गणिराज कृते नवरंग नवषंडे पंचदश भट्टनांमप्रकटीकरण, विमलश्रीसुप्रभात चरित्र विचारण । स्त्रीवर्णन । कर्ता कविचरित्र सकल श्रीसंघ वर्णन । रास वर्द्धापन । संवच्छर ग्रामानि कथन, विमलश्री सुप्रभात आशीर्वादाद्यधिकारे नवरंग नवषंड चूलिका समाप्ता ॥ छो॥श्री॥

છપ્પન છે. જો દરેક ટુંકમાં બત્રીસ અક્ષરનું પ્રમાણુ માનીએ તો સત્તરસેં અગ્રલા (?) લખીએ એટલું ગ્રંથના અક્ષરોનું પ્રમાણુ થાય. નવખંડનો આ સરસ રાસ પૂર્ણ થયો, જે સાંભળતાં સર્વ ઉત્તમ ફળ પ્રાપ્ત થશે અને વાંચતાં સર્વ સુખભોગ મળશે. લાવણ્યસમય કહે છે કે જે વાંચતાં સર્વ સુખ સામગ્રી મળે, વિમળ કીર્તિ વિમળ વાણી અને ઘરમાં વિમળ રિધ્ધિ વૃદ્ધિ થાય એવો આ રાસ સદા જયવંતો હો.

* આ ટુંક બીજી પ્રતિઓમા નથી.

स्वस्ति संवत १९८४ वर्षे पोष शुदि दशम्या तिथौ गुरु दिने भीमेन लिषितं ॥ श्री रस्तु सर्व जगतः ॥ परहित निरंतु भवतु भूत गुणाः दोषाः प्रयांतु नाशं सर्वत्र सुखी भवतु लोकः ॥१॥ श्री श्री श्रीमाल ज्ञातीय सुश्रावक साह श्री वनजी जूठा पठनार्थं लिषितं ॥श्री१॥ लेषक पाठकयोः कल्याणं ॥ श्री ॥ श्री ॥ छो ॥ श्री ॥ श्री ॥ छो ॥ श्री ॥ श्री ॥ छो ॥ २ ॥ १